કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળા, નં. ૧૩.

મહાત્મા શ્રી

# ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરનું જીવનચરિત્ર.

અનેક બંગાળી ગ્રંથોને આધારે

રચનાર,
કૃપાશંકર દોલતરામ ત્રવાડી.
અમદાવાદ.

છપાવી પ્રકટ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ
આસિ. સેક્રેટરી-અમદાવાદ.

આવૃત્તિ બીજી. પ્રતઃ ૫૦૦.
ઇ. સ. ૧૯૨૨. સંવત ૧૯૭૮.

કિંમત બાર આના.

# કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાનો ઉપોદ્ઘાત.

સ્વર્ગવાસી કરસનદાસ મૂળજી સામાજિક સુધારાના એક આગેવાન હતા. ઇંગ્લાંડમાં પ્રવાસ કરીને આવ્યા પછી કાઠીઆવાડમાં તેમને સરકારી નોકરી મળી હતી. તે ઇ. સ. ૧૮૭૧ માં ગુજર્યા પછી તેમની સ્વદેશ સેવાની યાદગીરી રાખવા કાઠીઆવાડમાં એક ફંડ રૂ. ૩૪૮૫ નું થયું હતું તે ઇ. સ. ૧૮૮૩ માં સોસાઇટીને એવી શરતે સોંપવામાં આવ્યું છે કે, તેના વ્યાજમાંથી તેમને નામે પુસ્તકો રચાવવાં તથા છપાવવાં. આ ફંડની રૂ. ૩૨૦૦ ની નોટો સોસાઇટી હસ્તક છે. આજ સુધીમાં આ ફંડમાંથી નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે:—

| | | |
|---|---|---|
| ૧ | પ્રાણીવર્ણન, ભાગ ૧ લો | ૦—૮—૦ |
| ૨ | ,, ,, ૨ જો | ૦—૮—૦ |
| ૩ | ,, ,, ૩ જો | ૦—૮—૦ |
| ૪ | મહાન આલફ્રેડનું ચરિત્ર. | ૦—૫—૦ |
| ૫ | વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્વ. | ૦—૬—૦ |
| ૬ | અનેકવિદ્યાનાં મૂળતત્વ | ૧—૦—૦ |
| ૭ | સર વિલિયમ વોલેસ. | ૦—૨—૦ |
| ૮ | ઉદ્યોગી પુરૂષો. | ૦—૪—૦ |
| ૯ | ધર્મનીતિ. | ૦—૭—૦ |
| ૧૦ | ન્યાયશાસ્ત્ર. | ૦—૧૨—૦ |
| ૧૧ | સ્વાતંત્ર્ય. | ૧—૦—૦ |
| ૧૨ | શિક્ષણ સૂત્ર. | ૦—૨—૦ |
| ૧૩ | ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર | ૦—૮—૦ |

| | |
|---|---|
| ૧૪ રાજા રામમોહનરાયનું જીવનચરિત્ર. | ૧—૦—૦ |
| ૧૫ સામાજિક સેવાના સન્માર્ગ. | ૦-૧૨-૦ |
| ૧૬ શહેનશાહ જ્યોર્જ ૫ માનું ચરિત્ર. | ૦-૧૨-૦ |
| ૧૭ સુખ અને શાન્તિ. | ૦-૧૨-૦ |
| ૧૮ મહાભારતની સમાલોચના | ૦-૧૨-૦ |

**અમદાવાદ.**
તા. ૧-૧૧-૧૯૨૨.





श्री हरिः

# ईश्वरचन्द्र विद्यासागरनुं संक्षिप्त जीवनचरित्र.

## उपोद्घात.

પુણ્યભૂમિ ભારત પરાપૂર્વથી અનેક સંતાન-રત્નોની પ્રસવિત્રી તરીકે સુપ્રસિદ્ધ છે. તત્ત્વદર્શી બ્રહ્મપરાયણ મહર્ષિઓના અવતરણ, વાસ અને વિચરણથી એ ભૂમિ ચિર પવિત્ર થઇ રહી છે. ઇન્દ્રના નન્દન વન તુલ્ય જેનાં તપોવનોમાં મહાયોગી શુકદેવ અને નારદ, વશિષ્ઠ અને વિશ્વામિત્ર, વાલ્મીકિ અને વ્યાસ વગેરે મહાત્માઓ બ્રહ્માનંદમાં નિમગ્ન રહીને પવિત્ર વેદગાનથી આકાશને પ્રતિધ્વનિત કરતા હતા; અને જેના રાજસિંહાસને રાજર્ષિ જનક, પ્રજાવત્સલ શ્રી રામચન્દ્ર, સત્યધર્મપરાયણ મહારાજ યુધિષ્ઠિર અને હરિશ્ચંદ્ર જેવા પ્રાતઃસ્મરણીય નૃપતિઓએ આરૂઢ થઇને પ્રજાપાલન અને અવિધ રાજધર્મની પરાકાષ્ઠા પ્રદર્શિત કરી હતી; તથા જેના સમરધર્મપરાયણ સંતાનો વિચિત્ર બળશાળી મહાનુભવ ભીષ્મ, અર્જુન, કર્ણ વગેરે આદર્શ વીર પુરૂષોએ, તથા તે પછી છેક આધુનિક સમયમાં પૃથ્વીરાજ અને પ્રતાપસિંહે જનની-જન્મભૂમિનું મુખ ઉજ્જ્વળ રાખવાને સારૂ શોણિત-સ્રોતથી જેને સિક્ત કરી હતી; તથા શાક્યસિંહ, શંકરાચાર્ય વગેરે જેના ધર્મવીર પુત્રોએ દિગ્વિજય કરીને જેનો મહિમા જગદ્વિખ્યાત કર્યો હતો; તે ચિર પ્રસિદ્ધ ભારત ભૂમિ,

આજ એવા સુસંતાનોના અભાવથી, કાળે કરીને ઉન્નતિ—માર્ગમાં અગ્રસર થતા જતા સુસભ્ય જગતની આગળ ઘૃણિત અને પદદલિત થઇ પડી છે! ઉન્નતિ અવનતિ એ વિશ્વ બ્રહ્માંડનો અખંડનીય નિયમ છે ખરો, તથાપિ કારણ વિના કાર્યની ઉત્પત્તિ અસંભવ છે, તે પ્રમાણે જોતાં ભારતવર્ષની પૂર્વની અને વર્તમાન સ્થિતિમાં જે અત્યંત શોકપૂર્ણ હૃદયવિદારક ફેરફાર જોવામાં આવે છે, તેનાં પણ બહુ સબળ કારણો શોધક બુદ્ધિના વિવેચક મનુષ્યોને મળી આવે છે. એ કારણ—પરંપરાનો યથાર્થ વિચાર કરવો અથવા તે સંબંધી આલોચના કરવી, એ હાલ હમારો ઇષ્ટ વિષય નહિ હોવાથી, પ્રસ્તુત વિષયને અનુકૂળ બાબતોનો જ માત્ર ઉલ્લેખ કરવો યોગ્ય છે.

ઇતિહાસ જાણનારાઓથી અજાણ્યું નથી કે સાધારણ લોકસમાજમાં અજ્ઞાનાંધકારની પ્રવૃત્તિ અને વૃદ્ધિ, તથા સત્ય ધર્મની શિથિલતાના યોગે અનેક પાખંડપૂર્ણ ધર્મ—મતોની વિસ્તૃતિ, એ પણ આર્યાવર્તની અધોગતિના અન્ય અનેક કારણોની શ્રેણીમાં મુખ્ય કારણો છે. અને એ કારણો ઉત્પન્ન થઇ પ્રબળ થવાના કારણનો જો પાછો વિચાર કરીશું, તો સ્પષ્ટ સમજાશે કે, યોગ્ય નેતા પુરૂષોનો અભાવ એ જ તેનું ખરૂં કારણ છે. પૂર્વોક્ત ઋષિમુનિઓ અને રાજર્ષિઓ જેવા સુસંતાનો જ્યાંસુધી ભારત—જનનીનો ક્રોડ સુશોભિત કરતા હતા, ત્યાંસુધી જ્ઞાન અને ધર્મ—વિષયમાં કોઇપણ પ્રકારનો કુસંસ્કાર પ્રવેશ થવા પામ્યો નહોતો. પરંતુ કાળે કરીને જ્યારે તેમની ભાવી પ્રજા તેજ—બ્રહ્મતેજ—અને બળ વીર્ય વિહીન થવા માંડી, ત્યારે સેતાનને તેમના પર સત્તા ચલાવવાનું સુગમ થઇ પડયું. અને તે પછી ઉત્તરોત્તર તે પોતાની સત્તા એવી દૃઢ કરતો ગયો કે “ન ભૂતો ન ભવિષ્યતિ.” માત્ર મધ્યે મધ્યે કોઇ કોઇ ઇશ્વરાનુગૃહિત

પુરૂષો અવતીર્ણ થઇને કેટલાક કાળ સુધી તેની સત્તાને સહેજસાજ નિસ્તેજ કરતા હતા; પરંતુ તેનો ઉચ્છેદ તો કોઇનાથી થઈ શક્યો નથી. એવા પુરૂષો તેમની જીવનયાત્રા સંપૂર્ણ કરીને સ્વધામ સિધાવ્યા પછી અલ્પ કાળમાં પાછું ઘણું ખરૂં પૂર્વવત્ થવા માંડતું. તોપણ એવા સમય સમયના થોડા થોડા પરિવર્ત્તનથી પણ એટલું થઈ શક્યું કે, પૂર્વની પુણ્ય–સલિલા છેક સુકાઈ જવા ના પામી. ઉપર ઉપરથી તો તેનું પાત્ર વાલુકામય થઇ ગયું; પરંતુ જે મહાભાગ તેના પવિત્ર જળથી સ્વભૂમિનું સિંચન નહિ તો માર્જન પણ કરવા મથતા, તેમને તેના પાત્રગર્ભમાંથી કાર્યોપયોગી નિર્મળ જળ મળી શકતું હતું. મહાજ્ઞાની ઋષિમુનિઓના વંશજ જો કે નામબોળુ નીકળવા લાગ્યા, પરંતુ તેમણે મહા મહા યત્નથી રચેલા અને સંગ્રહેલા ધર્મશાસ્ત્રોના અને અન્ય અનેક વિષયોના જ્ઞાનગર્ભ ગ્રંથો બહુ અંશે અવિકળ રહી ગયા. એ ગ્રંથો કોઇ કોઇ સદ્‌પાત્રના હસ્તગત થઇ કોઈ કોઇ વાર કેટલોક ઉપકાર કરતા. અને તેમના અનુશીલનથી કંકરમાં હિરા તુલ્ય કોઇ કોઇ મહાત્માઓ સ્વદેશ અને સ્વદેશીઓનું હિત સાધન કરવામાં પ્રવૃત્ત અને અનુરાગી થતા. એવા અનેક મહાપુરૂષો સમયે સમયે થઇ ગયા છે; તેમાંથી અમે છેક આધુનિક સમયમાં થયેલા રાજા રામમોહનરાયનો જ ઉલ્લેખ અત્રે કરીએ છીએ. એ મહાત્માએ જન્મગ્રહણ કર્યો ત્યારે ભારતવર્ષ ઘણા પ્રકારના કુસંસ્કારોથી પરિપૂર્ણ હતો. ધર્મ અને આચાર વ્યવહાર એ સર્વમાં અસત્ય અને અધર્માચરણનું પ્રબળ બહુ હતું. પરંતુ ગમેતેવા મલિન સ્થાનમાં પડેલો હોય તે છતાં હિરો જેમ ઢાંકયો રહેતો નથી, તેમ એ મહાત્મા પણ કુસંસ્કારપૂર્ણ લોકસમાજમાંથી બહાર નીકળી આવ્યા. તેમની વિદ્યા, બુદ્ધિ અને જ્ઞાનપરિપૂર્ણ ઉપદેશ-

થી, તથા અંતઃકરણપૂર્વકના સ્વદેશવાત્સલ્યપૂર્ણ પરિશ્રમથી, નિદ્રિત ભારતની ઘોર નિદ્રાનો કંઇક ભંગ થયો. એ પુરૂષપ્રવરે આત્મોત્સર્ગ કરીને ધર્મ અને સમાજસંસ્કારનાં અનેક સદનુષ્ટાનોનું આયોજન કર્યું હતું; પરંતુ તે સર્વેને કાર્યકર કરવા જેટલો સમય તે જીવવા પામ્યા નહિ. મનની ઘણીક ધારણાઓ મનમાંજ રાખીને તે મહાપુરૂષ વિદેશમાં જઇ ત્યાં જ સમાધિસ્થ થયા; જાણે કુસંસ્કારપૂર્ણ ભારતભૂમિમાં ચિર નિદ્રિત થવાનું પણ તેમણે પસંદ કર્યું નહિ. તેમના કવખતના મૃત્યુથી તેમણે આદરેલાં અને સૂચવેલાં ધર્મ અને સમાજ—સુધારાનાં અનેક કામો તુરત વેળા તો તેમની સાથે જ નિદ્રાભિભુત જેવાં થવા લાગ્યાં હતાં. પરંતુ જેમ ખ્રિસ્તધર્માવલંબીઓ કહે છે કે, મહાત્મા ખ્રિસ્તે પોતાનું લોહી રેડીને લોકોનાં પાપનાશનો માર્ગ મોકળો કર્યો છે, તેમ તે મહાત્માએ પણ આત્મોત્સર્ગ કરીને આદરેલાં કાર્યો વિનષ્ટપ્રાય થવા પામ્યાં નહિં. આર્યધર્મસુધારણાનું જે મુખ્ય કામ તેમણે માથે લીધું હતું, તે તેમના પરલોકવાસ પછી શ્રીયુક્ત દેવેન્દ્રનાથ ઠાકુર મહાશયે ઉઠાવી લીધું, જેના ફળસ્વરૂપ હાલનો વિસ્તૃત બ્રહ્મસમાજ છે. અને સમાજસંસ્કાર તથા શિક્ષા અને જ્ઞાનવિસ્તાર વગેરેનાં જે કાર્યો તેમણે હસ્તગત કર્યા હતાં, તેનો ભાર થોડાંક વરસ પછી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે પોતાને માથે લીધો. એ કાર્યો તેમણે કેવા પ્રકારે અને કેટલી હદ સુધી કર્યા છે, તે આ પુસ્તકમાં આપેલા તેમના જીવનચરિત્ર ઉપરથી વાચકવૃંદના જાણવામાં આવશે.

એ વિદ્યાસાગર મહાશયનું ચરિત્ર વિવિધ વિચિત્ર ઘટનાઓથી પરિપૂર્ણ છે. એ સકળ ઘટનાઓ એવી ચિત્તમુગ્ધકર અને એવી ઉપદેશપૂર્ણ છે કે તેની આલોચનાથી ક્ષુદ્રાશય અને ક્ષુદ્રજ્ઞાનવિશિષ્ટ

મનુષ્યોનું વિશેષ કલ્યાણ થવાની સંભાવના છે. એક જગદ્વિખ્યાત વિદ્વાન પંડિત તરીકે પ્રસિદ્ધ થયેલા તેજસ્વી અને સર્વગુણસંપન્ન સુસંતાનનો એક દરિદ્ર બ્રાહ્મણને ઘેર જન્મ થવો, એવા બનાવ પાશ્ચાત દેશોમાં જો કે બહુ વિરલ નથી, તોપણ આધુનિક ભારતવર્ષમાં તો એવાં દૃષ્ટાંત બહુ દેખવામાં આવતાં નથી. દુઃખ દારિદ્ર્યના તીવ્ર પીડનથી પીડાઇ, એકાહારે અને અનાહારે દિન નિર્ગમન કરી, પરિશેષે જનસમાજના શિરોમણિ થવાને સમર્થ થવું, એ હાલના આપણા આળસુ, ઉદ્યમવિહીન અને પરાધીન પરતંત્ર દેશમાં સંપૂર્ણ રીતે અસંભવિત જેવું હોવા છતાં, પરલોકગત વિદ્યાસાગર મહાશયના જીવનવૃત્તાંતમાં તે દૃષ્ટાંત પૂર્ણપણે પ્રતિફલિત થાય છે.

વિદ્યાસાગર મહાશય અતિશય દરિદ્ર મનુષ્યને ઘેર અવતરીને ઉત્તર કાળે સર્વગુણસંપન્ન પુરૂષરત્ન નીવડ્યા હતા, તેનું મુખ્ય કારણ તેમનાં પિતામાતાને જ ગણી શકાય તેમ છે. એમના લાલન પાલન કરવાના ગુણથી જ તે અનેક ગુણે ગુણવાન થઇ શક્યા હતા. તેટલા માટે, જે પારિવારિક ઘટના-પરંપરામાં એ મહાશયનું જીવન ગઠિત થયું હતું, તેનો જ સર્વાગ્રે સંક્ષેપમાં ઉલ્લેખ કરીએ છીએ.

---

## પ્રકરણ ૧ લું.

### પૂર્વ પુરૂષ અને જન્મ-વિવરણ.

બંગાળી સને ૧૨૨૭ ( શાકે ૧૭૪૨-ઇસ્વી સન ૧૮૨૦ ) ના આશ્વિન માસની અજવાળી ૧૨ ને મંગળવારને દિવસે, મધ્યાહ્ન કાળને સમયે, બંગાળાના મેદિનીપુર જીલ્લાંના વીરસિંહ નામના ગામમાં ઠાકુરદાસ બન્દ્યોપાધ્યાય નામના એક દરિદ્ર બ્રાહ્મણને ઘેર ભાગવતી-

દેવીને પેટે, ઇશ્વરચંદ્રે જન્મ ગ્રહણ કર્યો હતો. એમનાં માતાપિતાના એ પ્રથમ સંતાન હતા. તેઓ જોકે પૈસાદાર નહોતાં, તથાપિ તેમનાં ઘરનો આચારવિચાર અને નીતિ રીતિ વગેરે વ્યવહાર એવો રૂડો હતો કે, જે જોયા જાણ્યાથી તેમના બાળકો ઉત્તર કાળે સુશિક્ષા પામીને ઉત્કૃષ્ટ જીવન ગાળી શકે.

કેટલાક મહાપુરૂષોની પેઠે ઇશ્વરચંદ્રના જન્મવૃત્તાંત વિષે પણ કેટલીક વિચિત્રતા પૂર્ણ વાતો સાંભળવામાં આવી છે. જ્યારે તે ગર્ભનિવાસી હતા, ત્યારે તેમની માતા ઉન્માદરોગગ્રસ્ત હતી. તેને આરોગ્ય કરવાને માટે સંબંધીઓ તરફથી અનેક પ્રકારના ઉપચાર કરવામાં આવ્યા હતા તે છતાં કંઇ ટીક્કી લાગી નહોતી. પરંતુ ઈશ્વરચંદ્રનો જન્મ થતાની સાથે જ તેનો એ રોગ બિલકુલ મટી ગયો અને તે પ્રથમના જેવી શુદ્ધિબુદ્ધિવાળી થઇ ગઇ. એ પ્રમાણે એકાએક તેને સારૂં થયાથી સર્વને અત્યાશ્ચર્ય લાગવા માંડયું. એમ કહેવાય છે કે ઉદયગંજ–નિવાસી જ્યોતિષી ભવાનંદ શિરોમણિ ભટ્ટાચાર્યે એ બાઇના ગ્રહભાવાદિની ગણના કરીને કહ્યું હતું કે, “ એને કોઇપણ પ્રકારની પીડા થઇ નથી, તે સુસ્થ શરીરે નિરાપદે કાલાતિપાત કરે છે; ઇશ્વરાનુગૃહિત કોઇ મહાપુરૂષ એના ગર્ભમાં અવસ્થિત છે, તેના તેજઃપ્રભાવે તે અધીરી થઇ પડી છે; એ વિશિષ્ટરૂપ શક્તિવાળા શિશુ ભૂમિષ્ટ થતાં જ પ્રસૂતિ સુસ્થ થશે.” અને પરિણામે જ્યારે એ પ્રમાણે જ થયું, ત્યારે સૌ લોક એ શિરોમણિ મહાશયનું કથન સત્ય સમજીને, નવ પ્રસૂત શિશુ ખરેખર કોઈ મહાપુરૂષ છે, એમ માનવા લાગ્યા. વળી લોકના મનમાં એ બાળકના વિષે એવો ઉચ્ચ ભાવ ઉત્પન્ન થવાનું બીજું પણ એક કારણ હતું. તેના પિતામહ રામજય તર્કભૂષણ એક ધર્મપરાયણ યોગી પુરૂષ જેવા હતા. તે ગૃહત્યાગી થઇને તીર્થપર્ય-

ટન કરતા હતા; તેવામાં એક રાત્રિએ તેમણે એક એવું સ્વપ્ન જોયું હતું "તેમના વંશમાં એક વિચિત્ર-શક્તિવાળી અદ્ભુતકર્મા મહાપુરૂષ-રૂપ સંતાનનું આગમન થશે. એ સંતાન ઉત્તરકાળે કુળદીપક નીવડશે અને તેના કાર્યકલાપથી દેશની ગૌરવ-વૃદ્ધિ થશે. તે દયાનો અવતાર થઇને તેમના ઘેર જન્મશે." વળી એ સ્વપ્નામાં તેમને ઘેર પાછા ફરીને પરિવારના સમાચાર જાણવાનો અને ઉક્ત સુસંતાનના શુભાગમનની રાહ જોવાનો પણ આદેશ થયો હતો. તે પ્રમાણે તે પ્રવાસમાંથી પાછા ફરીને ઘેર આવ્યા, અને સ્વપ્નાદિષ્ટ વિષયની સફળતાની અપેક્ષા કરવા લાગ્યા. આ સ્થળે બીજી એક વાતનો ઉલ્લેખ પણ આવશ્યક છે. તે એ કે, શિશુ ઇશ્વરચંદ્ર ભૂમિષ્ટ થતાં જ એ સિદ્ધ પુરૂષ રામજય તર્કભૂષણે તેની જિહ્વાની તળે અળતા વતી કંઇક લખીને કહ્યું કે, "ઉત્તર કાળે આ બાળક સર્વને પરાજય કરશે. એની પ્રતિજ્ઞાના પરાક્રમથી ચારે દિશા કંપિત થશે અને એના દયા દાક્ષિણ્યથી સૌ મુગ્ધ થશે. હું જ એનો દીક્ષાગુરૂ થયો, અન્ય કોઇ ગુરૂને એ ગ્રહણ કરશે નહિ. મારૂં સ્વપ્નદર્શન આજ સફળ થયું અને મારો વંશ પવિત્ર થયો." માત્ર પોતે શું લખ્યું તે કોઇને પણ કહ્યું નહિ.

ઇશ્વરચંદ્રનો જન્મ થયો તે વખતે તેમના પિતા ઠાકુરદાસ બન્ધોપાધ્યાય ઘેર નહોતા. કોમરગંજ નામના નજીકના એક સ્થાને દર મંગળવારે અને શનિવારે બજાર ભરાતું હતું. આજ મંગળવાર હોવાથી તે જમીને એ બજારમાં ગયા હતા. તેથી તેમના પિતા તર્કભૂષણ મહાશય, ઘેર સંતાન અવતર્યાના શુભ સમાચાર તાકીદે પુત્રને જણાવવા સારૂ કોમરગંજ તરફ જવા નીકળ્યા અને રસ્તામાં જ ઠાકુરદાસ આવતા હતા તેમને મળીને કહ્યું. "એક આખડો વાછરડો

અવતર્યો છે. * તે વખતમાં તેમને ઘેર એક ગાય પણ વિયાવાની તૈયારીમાં હતી, તેથી પિતાને મુખેથી વાછરડો અવતર્યાની વાત સાંભળીને ઠાકુરદાસ ઘેર આવીને અંદર જતાં જ સત્વરે આડો વાછરડો જોવા માટે ગોશાળા તરફ જવા લાગ્યા. તે જોઇને તેમના પિતાએ હસતાં હસતાં તેમને કહ્યું, " એ તરફ નહિ, આમ આવ, હું તેને આડો વાછરડો દેખાડું છું." એમ કહીને તેમણે પુત્રને લઇને સૂતિકાગૃહમાં પ્રવેશ કર્યો, અને નવજાત શિશુને દેખાડીને કહ્યું. "આ જો, આડો વાછરડો. આને આડો વાછરડો કહેવાનું કારણ એ છે કે, આ બાળક આડા વાછરડાની પેઠે એકલહૂો થશે. જે પકડશે તેજ કરશે, કશાથી ડરશે કે ડગશે નહિ. આ છોકરો ક્ષણજન્મા-શુભ ક્ષણે જન્મેલો-છે. એ પ્રતિદ્વંદ્વી હીન અને પરમ દયાળુ થશે, એના યશોગીતથી ચારે દિશા પરિપૂર્ણ થશે. એના જન્મગ્રહણથી મારા વંશને અક્ષય કીર્તિ મળી છે, અને એટલા માટે હું એનું નામ ઇશ્વરચંદ્ર પાડું છું." એ પ્રમાણે તે સૂતિકાગૃહમાં પિતામહે રાખેલા ઇશ્વરચંદ્ર નામથી જ ઉત્તર કાળમાં પણ લોકસમાજમાં પરિચિત થયા છે, બીજું કોઇ નામાભિધાન રાખવામાં આવ્યું નથી.

ઉપર કહ્યા પ્રમાણે વિદ્યાસાગરનું જન્મસ્થાન વીરસિંહ હોવા છતાં તે તેમની પૈતૃક વાસભૂમિ નહતી. તેમના પૂર્વ પુરૂષોનું વાસસ્થાન હુગલી જીલ્લામાંના જાહાનાબાદના ઇશાન કોણમાં ત્યાંથી પ્રાય ત્રણ કોસ દૂર આવેલા વનમાળીપુર નામના ગામમાં હતું. એ ગામમાં અવસ્થાનકાળે વિદ્યાસાગરના પ્રપિતામહ ભુવનેશ્વર વિદ્યાલંકારના અવસાન પછી તેમના પાંચ પુત્રો એકત્ર વસતા હતા. પરંતુ જ્યેષ્ઠ અને મધ્યમ ભ્રાતૃદ્વય સંસારનો સમસ્ત કાર્યભાર ગ્રહણ કરીને પરિણામે અતિ સામાન્ય વિષયને સારૂ એવો ગૃહવિચ્છેદ ઉત્પન્ન કરતા

હતા અને તેમના ત્રીજા સહોદર વિદ્યાસાગરના પિતામહ રામજય નું એટલું બધું અપમાન કરતા તથા તેમને એટલો કલેશ કરાવતા હતાં કે, તેમણે નિતાન્ત નિરૂપાય થઇને કેટલાક દિવસ અતિ કષ્ટે કાઢ્યાં. પણ પરિશેષે તે છેક કાયર થયાથી, એ પુત્ર અને ચાર કન્યાઓ સહિત પત્ની દુર્ગાદેવીને ઘેર રાખીને પોતે કોઇને કશા કહાવ્યા વિના દેશત્યાગી થઇ ગયા. આથી દુર્ગાદેવીએ અતિ કષ્ટે કેટલાક દિવસ તો શ્વશુરાલયમાં ગાળ્યા; પણ આખરે જ્યારે અસહ્ય યંત્રણાની તાડનાથી કાયર થઈ ગયાં, ત્યારે તેમને પોતાનાં પુત્ર કન્યાઓને સાથે લઇને, પોતાના પિતા ઉમાપતિ તર્કસિદ્ધાન્ત, જે તે સમયે રાઢ દેશમાં અદ્વિતીય વૈયાકરણ તરીકે પ્રસિદ્ધ હતા, અને વીરસિંહ ગામમાં વસતા હતા તેમને ત્યાં જઇ આશ્રય ગ્રહણ કરવાની જરૂર પડી. એમના બે પુત્રોમાંના જ્યેષ્ટનું નામ ઠાકુરદાસ અને કનિષ્ટનું નામ કાલિદાસ હતું; તથા કન્યાઓનાં નામ અનુક્રમે મંગળા, કમળા, ગોવિંદમણિ અને અન્નપૂર્ણા હતાં. એમાંના સૌથી મોટા ઠાકુરદાસ તે આપણા વિદ્યાસાગરના જનક.

એ પ્રમાણે દુર્ગાદેવીએ પુત્ર કન્યા સહ પિતૃગૃહે આશ્રય ગ્રહણ કર્યો તે વેળાએ તેમના પિતાએ બહુ સમાદરની સાથે એ દુહિતા, દૌહિત્ર અને દૌહિત્રીઓને પોતાને ત્યાં રાખ્યાં તથા પરમ યત્નપૂર્વક તેમનું લાલન પાલન કરવા માંડયું. પરંતુ એવી નિરૂદ્વેગ સ્થિતિ બહુ વખત ના ચાલી. તેમનાં પિતા માતા છેક વૃદ્ધ થઈ ગયાં હતાં તેથી તેમણે સંસારનો સઘળો કાર્યભાર પોતાના પુત્ર અને પુત્રવધૂના ઉપર નાંખી દીધો હતો. એટલે ત્યાં રહીને પણ થોડા દિવસની અંદર તેમને અપાર દુઃખ અને લાંછના ભોગવવાની જરૂર પડવા માંડી. અનિર્દિષ્ટ સમય સુધી એ નાનાં મોટાં સાત જણનું ભરણ

પોષણ કરવાને તેમનાં ભાઇ ભોજાઇ કોઈ રીતે સમ્મત નહોતાં. તેથી તેઓ સર્વદા ક્ષુદ્ર ક્ષુદ્ર કારણોને લીધે નાના પ્રકારનાં અપ્રીતિકર મેણાં ટૂણાં દેવા લાગ્યાં તથા કલહ કરવા લાગ્યાં. એવી હાલતમાં જ્યારે અત્યધિક મર્મપીડાનું કારણ ઉપસ્થિત થાય ત્યારે તે ઓશિઆળી બાઈ પોતાનાં વૃદ્ધ માતા પિતાની આગળ તે વિષેની વાત કરતી, પરંતુ તેથી કંઇ ફળ થતું નહિ. કારણ કે એ વૃદ્ધો પણ સંપૂર્ણ રીતે પુત્ર અને પુત્રવધૂના આધીન થઈ પડયાં હતાં, તેથી કોઇપણ બાબતમાં તેમનું કશું ચાલતું નહોતું. આથી થોડા દિવસમાં જ દુર્ગાદેવીના સમજ્યામાં આવ્યું કે, પુત્ર કન્યાઓ સહિત પિત્રાલયમાં પિતૃ–અન્નથી દેહધારણ કરવાની આશા રાખવી તે દુરાશા માત્ર છે. અવશેષે તે પિતાના અનુમતથી તેમના ઘરની નજીકમાં એક નાની ઝુંપડી જેવું ઘર બંધાવીને ત્યાં પોતાનાં બાળકો સહિત રહી અતિ કષ્ટે દિન ગાળવા લાગ્યાં. તે સમયે નિરૂપાય ભદ્ર પરિવારની સ્ત્રીઓ રેંટીઓ કાંતતી તથા અન્ય કોઇની સહાયથી એ કાતેલું સૂતર વેચીને અતિ દીનભાવે પોતાનું ભરણપોષણ કરતી હતી. તે પ્રમાણે દુર્ગાદેવીએ પણ એ પથનું અવલંબન કર્યું. અને જો તે એકલા હોય તો એવા સામાન્ય ઉપાયથી થતા ઉત્પન્નમાંથી સુખે દુઃખે પોતાનું દિનગુજરાન કરી શકત. પરંતુ પોતાની સાથે બીજાં છ છોકરાંનું ગુજરાન એ ઉદ્યમથી થઈ શકતું નહોતું, તેથી તેમના પિતા મધ્યે મધ્યે થોડા થોડા પૈસાની સહાય કરતા હતા. એ પ્રમાણે અતિ કષ્ટે કેટલાક દિવસ તેમણે કાઢયા. તે પછી તેમનો જ્યેષ્ઠ પુત્ર ઠાકુરદાસ જનનીની એવી અસહ્ય યંત્રણા જોઈને નિરતિશય કાતર થયાથી, અર્થોપાર્જનની આકાંક્ષાથી બાલ્યકાળે જ ગૃહત્યાગ કરીને કલકત્તા જવા નીકળ્યો. એ પ્રમાણે જ્યારે તે જનનીની અનુમતિ

ક્ષેઇને કુલકત્તા જવા નીકળ્યો ત્યારે તેની ઉમ્મરે માત્ર પંદર વરસની હતી.

એ ઠાકુરદાસનો એક નજીકનો જાતભાઇ જગન્મોહન ન્યાયાલંકાર સુવિદ્યા અને સુયોગના યોગે તે વખતે કુલકત્તામાં એક સંમાનિત અને પ્રતિપન્ન પુરૂષ થઇ પડયો હતો. અને તે પોતાની સહૃદયતાના ગુણથી ખુશીથી અન્નદાન કરતો હતો. જ્ઞાતિપુત્ર વિપન્ન ઠાકુરદાસે તેની પાસે જઇ સહાય અને આશ્રયની પ્રાર્થના કર્યાથી તેણે ખુશીની સાથે તેને પોતાના ઘરમાં રાખ્યો. પ્રથમ વનમાળીપુરમાં અને તે પછી વીરસિંહમાં રહેવાની વખતે ઠાકુરદાસ સંક્ષિપ્તસાર વ્યાકરણ શીખ્યો હતો. હવે તેણે એ ન્યાયાલંકારની ચતુષ્પાઠીમાં યથારીતિ સંસ્કૃત શીખવું એમ ઠર્યું, અને તે પોતે પણ તેમ શીખવાને બહુ ખુશી હતો. પરંતુ તેણે જ્યારે જોયું કે દીર્ઘકાળવ્યાપી સંસ્કૃત અધ્યાયમાં ગુંથાઈ રહ્યાથી તત્કાળ અર્થોપાર્જનની કાંઇ આશા રખાય તેમ નથી, ત્યારે જનનીનું દુઃખ કષ્ટ સ્મરણ કરીને તે બહુ શોકાતુર થઇ પડયો. એક તરફ વિદ્યા શીખવાની પ્રબળ આકાંક્ષા અને બીજી તરફ નિરૂપાય જનની અને ભાઇ બેનોનું અન્નકષ્ટ દૂર કરવાની મનની ઉત્તેજના, એ ઉભયવિધ ચિંતામાંથી પરિશેષે શેષોક્ત ચિંતાનો જ જય થયો તેણે અલ્પ સમયમાં કોઇ પ્રકારની અર્થોપાર્જનકારી વિદ્યા શીખીને માતાનું દુઃખ દૂર કરવાનો દૃઢ સંકલ્પ કર્યો.

એ સમયે થોડુંઘણું ઇંગ્રેજી જાણ્યાથી સોદાગર સાહેબ લોકની ઓફિસમાં સહજ નોકરી મળતી હતી. તેથી ઠાકુરદાસના સર્વે શુભેચ્છકોએ તેને ઇંગ્રેજી ભણવાની સલાહ આપી. પરંતુ તે વેળા એ ઇંગ્રેજી શીખવાની હાલની પેઠે સુવિધા નહોતી. ભણવાનાં પુસ્તકો

અને ભણાવનારની પણ અછત હતી. આજની પેઠે તે વેળાએ ચકલે ચકલે શાળાઓ થઇ નહોતી, તત્કાળે લોકો ઇંગ્રેજીના કેટલા શબ્દો કંઠસ્થ કરી રાખતા. અને મનોભાવ પ્રકટ કરવાની વેળાએ કાંતો બે ત્રણ વિશેષ પદ વા બે ત્રણ ક્રિયાપદોની એકત્ર યોજના કરીને કામ ચલાવતા, અને સાહેબ લોકો પણ જેમ તેમ કરીને તેનો અર્થ સમજી લેતા. ઘણાક તો ઘણી વેળાએ કેટલુંક ઈંગ્રેજી, કેટલુંક હિંદી અને કેટલાક ઇંગિત ઇસારાં, એમ કરીને કામ ચલાવતા. જો કોઈ ખૂબ સારૂં ઇંગ્રેજી શીખ્યો છે એમ ગણાઇને પ્રશંસા પામતો, તો તેનો અર્થ એવો સમજી લેવાનો હતો કે, તેણે પાંચસો કે હજાર બે હજાર ઇંગ્રેજી શબ્દ કંઠસ્થ કરી રાખ્યા છે, તત્કાળે એ પ્રકારે અંગ્રેજી ભણતરની પરિસમાપ્તિ થતી. ઠાકુરદાસે પણ એવા ઇંગ્રેજી શિક્ષણનું આયોજન કર્યું. ઉપર કહેલા ન્યાયાલંકારનો એક સ્નેહી કામચલાઉ જોગ ઇંગ્રેજી જાણતો હતો, તે જ એ મહાશયના અનુરોધથી ઠાકુરદાસને એ ભાષા ભણાવવા લાગ્યો. એ ભણાવનાર માણસને તેના કામ ધંધાને માટે આખો દિવસ બહાર રહેવું પડતું હતું, તેથી તે સાંજે ઘેર આવ્યા પછી ઠાકુરદાસને શીખવવાનું કામ કરી શકતો હતો.

એ પ્રમાણે દરિદ્ર ગરજુ ઠાકુરદાસ એ ગૃહસ્થને ઘેર જઇ મોડી રાત સુધી ત્યાં રહી માથાકૂટ કરીને ઇંગ્રેજી શીખવા લાગ્યો. એવી રીતે કેટલા દિન વહી ગયા બાદ એક દહાડો સન્ધ્યાકાળને સમયે તે શિક્ષક ગૃહસ્થે ઘેર આવી ઠાકુરદાસને શીખવવા બેસતાં તેના મ્હોં સામું જોઇ તેને અત્યંત શીર્ણ અને દુર્બળ થઈ ગયેલો દેખીને પૂછ્યું, “ઠાકુરદાસ, કેમ તું આવો સુકડાલ થતો જાય છે ?” પણ ઠાકુરદાસને તેનો ઉત્તર આપવાની કશી સૂજ ના પડી,

તેથી તે ગુપચૂપ બેશી રહી ચોધાર આંસુ પાડીને રડવા લાગ્યો. અને જ્યારે તેના સદાશય શિક્ષકે અત્યંત આગ્રહ કર્યો, ત્યારે તે બોલ્યો કે, "મહાશય! જ્યારથી મેં ઇંગ્રેજી ભણવા માંડયું છે ત્યારથી હું માત્ર એકાહારેજ દિન ગાળું છું. ન્યાયાલંકાર મહાશયને ઘેર સંધ્યાકાળ થઇ ગયા પછી સર્વને જમવાનું થાય છે, અને એ વેળાએ મારે અહિં શીખવા આવવાનું હોય છે, તેથી જો જમવાને માટે અહિં આવવામાં વિલમ્બ કરૂં, તો ભણવાનું બને નહિ અને ભણીને રાત્રિએ પાછો જઇને જોઉં છું, તો ત્યાં સૌ જણ જમી કરીને પરવારી ગયાં હોય છે, એટલે પછી મારે જમવાનું બનતું નથી. આ કારણથી દિનપરદિન મારૂં શરીર કૃશ થતું જાય છે, બીજું કંઇ કારણ નથી." આ વાત થઇ તે વેળાએ તે શિક્ષકનો એક દયાળુ દોસ્તદાર ત્યાં હાજર હતો, તે એવા શિક્ષાલોલુપ છોકરા ઠાકુરદાસનાં દુઃખ ક્લેશની વાત સાંભળીને અત્યંત દુઃખી થઇને બોલ્યો કે, "ઠાકુરદાસ, તેં જે હકીકત કહી, તે ઉપરથી એમ સમજાય છે કે, હવે વધારે દીન તારાથી ત્યાં રહી શકાશે નહિ; માટે જો તું હાથે રાંધીને જમી શકે, તો હું તને મારે ઘેર રાખું." ઠાકુરદાસે બહુ ખુશી થઇને તેનું કહેવું માન્ય રાખ્યું, અને બીજે દિવસથી તેને ઘેર જઇને રહેવા લાગ્યો. એ પ્રમાણે બે વખત ખાવા પીવાની જોગવાઇ થયાથી તે કંઇક નિશ્ચિત મનથી વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. પરંતુ નસીબ બે ડગલાં આગળનું આગળ, તે પ્રમાણે તેના આશ્રયદાતા દયાળુ પુરૂષની જેવી સદાશયતા અને સજ્જનતા હતી તેવી તેની અવસ્થા બહુ સારી નહોતી. અર્થાભાવથી તેને પોતાને જ ઘણીવાર ક્લેશ ભોગવવો પડતો, તેથી ઠાકુરદાસને પણ અનેક સમયે ક્ષુધાથી તરફડિયાં મારવાં પડતાં. તો પણ આશ્રયદાતા

દયાળુ પુરૂષનાં સ્નેહ, મમતા અને મિષ્ટ વચનોથી ભૂખનું એવું થોડું ઘણું દુઃખ તે સહન કરી શકતો અને બે વેળા જે બે મુષ્ટિ ખાવાનું મળતું તેનાથી સંતોષ માનીને વિદ્યાભ્યાસ કર્યા કરતો હતો. તેના આશ્રયદાતાનો દલાલીનો ધંધો હતો, તેમાં થતી આવક સહસા એટલી ઘટી ગઈ કે તેને દિવસ કાઢવા પણ ભારે થઇ પડવા લાગ્યા. સામાન્ય અર્થોપાર્જનને માટે આખો દિવસ તે બહાર રખડતો, અને સાંજે કોઇ દિવસ કંઈ કમાઇ લાવીને અને કોઇ દિવસ ખાલી હાથે પણ ઘેર આવતો હતો, એવી રીતે જે દહાડે તે કઇક લાવતો તે દહાડે રાત્રે તે અને તેનો આશ્રિત એ બંનેને ખાવાનું બનતું; અને જે દહાડે તેને કંઇ ના મળે તે દહાડે તે બે જણાને ઉપવાસ પણ કરવો પડતો. એવા આકસ્મિક વિપતપાતથી ઠાકુરદાસના દુઃખનો પાર ના રહ્યો. 'અકર્મીના પડિઆ કાણા' જેવું તેને થયું. અનેક સમયે અનાહારે દિન ગાળવો પડતો અને ક્ષુધાથી કાયર થઇને ક્યાં જવું તે કાંઇ તેને સૂજતું નહોતું. તેની પાસે એક પિત્તળની થાળી અને લોટો હતો. તેમાંથી થાળી વેચી દેવાનો વિચાર કરીને તેણે ધાર્યું કે, જો એક પૈસાનાં પતરાળાં આણ્યાં હોય તો તે આઠ દસ દિવસ સુધી થાળીને ઠેકાણે જમવાનું લેવાને ચાલી શકે. માટે આવી અવસ્થામાં જો થાળી વેચી દેઇને તેના પૈસા કરી રાખ્યા હોય, તો જે દહાડે દિવસની વેળાએ ખાવાનું ના મળે તે દહાડે એમાંથી એક પૈસાનું કંઈ લાવીને ખાઈ લેવાય. આવો વિચાર કરીને તે થાળી બગલમાં મારીને નવા બજારમાં કસારાની દુકાને વેચવા ગયો. પરંતુ એકેએક સઘળા દુકાનદારોએ તેની થાળી વેચાતી રાખવાની ના પાડીને કહ્યું કે, અજાણ્યા માણસની પાસેથી જૂનું વાસણ રાખીને પાછળથી અમે ક્યાં પંચાતમાં પડીએ?

ઘણી વાર એવાં વાસણ લેઈને ફાંગડામાં પડવું પડયું છે, માટે તારી થાળી અમે રાખી શકતા નથી. એ પ્રમાણે જ્યારે કોઇએ તેની થાળી રાખી નહિ, ત્યારે તે નિરૂપાય થઇને ઉદાસ મનથી પાછો મુકામ પર આવ્યો. ભૂખના દુ:ખથી કાયર થઇને તે એ થાળી વેચવા ગયો હતો પરંતુ તે ના વેચાયાથી નિરાશ થઇને શેષે દારૂના યંત્રણામાં તે રાત્રે પણ ઉપવાસી પડી રહ્યો.

વળી અન્ય એક દિવસે મધ્યાન સમયે અત્યંત ભૂખ લાગ્યાથી તેનાથી ઘરમાં રહી શકાયું નહિ, તેથી તે અન્યમનસ્ક થઇને એ દુઃખ કંઇક ભૂલવાના અભિપ્રાયથી કડકડતા તડકાની અંદર રસ્તે રસ્તે ભટકવા લાગ્યો. પણ થોડી વાર એમ ભટક્યા પછી તેના અભિપ્રાયથી ઉલટું ફળ થયું. બડા બજારમાંના તેના આશ્રયદાતાના ઘેરથી ઠનઠનિયા પર્યંત આવ્યા પછી તેની આંખે અંધારાં આવવા લાગ્યાં અને સમસ્ત શરીર અવસન્ન થઇ પડયું. એવી હાલતમાં તે એક દુકાન આગળ જઇને બાઘાચકવાની પેઠે ઉભો રહ્યો. તે દુકાને એક મધ્યવયની વિધવા સ્ત્રી વડાં પૂરીઓ વેચતી હતી. તેણે તેને એ પ્રમાણે ઉભો રહેલો જોઇને પૂછયું, બાબા ઠાકુર, કેમ ઉભા રહ્યા છો? તેના ઉત્તરમાં તેણે થોડુંક પીવાનું પાણી માગ્યું. પછી તે વિધવાએ તેને સ્નેહ સમાદર સહિત બેસવાનું કહીને પાણી આણી આપ્યું અને બ્રાહ્મણના દીકરાને એટલું પાણી પાવું અયોગ્ય સમજીને તેની સાથે થોડીક પૂરીઓ પણ ખાવા આપી. એ પૂરીઓ તેણે એવા વ્યગ્રભાવથી ભક્ષણ કરી કે તે જોઇને પેલી વિધવા બાઇ સમજી ગઇ કે આજ એણે કાંઇ ખાવું નથી. તે ઉપરથી તે બાઇએ તેને પૂછયું, "બાબા ઠાકુર, આજ તમે જમ્યા નથી વારૂ?" ઠાકુરદાસે કહ્યું, "ના, મા, આજ હજી સુધી મેં કાંઇ ખાધું નથી." ત્યારે તે સ્ત્રીએ

કહ્યું, " મહારાજ, પાણી ના પીશો, જરા વાર થોભો." એમ કહીને તે નજીકના સાબળિયાની દુકાનેથી થોડું દહીં લઇ આવી, અને તે દહીં અને બીજી થોડીક પૂરીઓ તેને આપીને પેટપૂર ફરાળ કરાવ્યું, પછી જ્યારે તે ખાઈ પી રહ્યો, ત્યારે તે બાઇએ તેની સઘળી હકીકત પૂછી જોઇ, અને જે સાંભળ્યું તેથી તેને ઘણી દયા ઉત્પન્ન થયાને લીધે તેણે અત્યંત આગ્રહપૂર્વક ઠાકુરદાસને કહ્યું, " મહારાજ ! જે દિવસે તમને જમવાનું ના મળે તે દિવસે ઉપવાસી રહેશો નહિ, અહિં આવીને ફરાળ કરી જજો. " એ પ્રમાણે એ વિધવા બાઇએ તેને અનુરોધ કર્યો એટલું જ નહિ, પણ અનાહારે નહિ રહેતાં તેની દુકાને આવીને ફરાળ કરી જવાની પ્રતિજ્ઞા તેની પાસે કરાવી લીધી. એ સંબંધે વિદ્યાસાગરે તેમના સ્વરચિત અસંપૂર્ણ શૈશવ–ચરિત્રમાં એક સ્થળે લખ્યું છે કે, " પિતૃ દેવના મુખેથી એ હૃદય–વિદારણ ઉપાખ્યાન સાંભળીને મારા અંતઃકરણમાં જેવો દુઃસહ દુઃખાનલ પ્રજ્વલિત થયો હતો, તેવીજ સ્ત્રી જાતિના ઉપર પ્રગાઢ ભક્તિ પણ ઉત્પન્ન થઇ હતી. એ દુકાનનો માલિક જો કોઇ પુરૂષ હોત તો તે ઠાકુરદાસના પ્રતિ એવી દયા અને એવું વાત્સલ્ય દેખાડત નહિ. ગમે તેમ હો, જે જે દીન દિવસના વખતે આહારનો યોગ ના થાય તે તે દિન ઠાકુરદાસ એ દયામયીના આશ્વાસવાક્યાનુસારે તેની દુકાન પર જઈ પેટ ભરીને ફરાળ કરી આવતા હતા." જેને બચવાનું પ્રયોજન છે, જેના દ્વારા સંસારનું કલ્યાણ–સાધન થવાનું છે, તેનું એવા દુઃખ કષ્ટમાં પણ વિધાતા રક્ષણ કરે છે. જે મનુષ્ય એવા દુઃખ દારિદ્રયના પોષણથી પિસાઈ ગયા છતાં પણ સત્ પંથનું અવલંબન કરીને ચાલવાનો પ્રયત્ન કરે છે, તેને આખરે ઇશ્વર સફળ સુખનો અધિકારી કરી પોતાનો મહિમા પ્રકટ કરે છે. એ ઇશ્વરી

નિયમાનુસાર ઠાકુરદાસ ઉત્તરકાળે વિદ્યાસાગરના જેવા પુત્ર પામીને સંસારમાં અજાર થઇ ગયા છે.

એવી રીતના દુઃખ કષ્ટમાં ઠાકુરદાસના દિવસ નીકળતા હતા, તે વખતે હમેશાં તે પોતાના આશ્રયદાતાને કહેતો કે, " કોઈ તદબીરથી મને કોઇ ઠેકાણે ધંધે વળગાડી દો તો બહુ સારૂં થાય. હું ધર્મ-પ્રમાણ કહું છું કે, પ્રાણપણથી શ્રમ કરીને ધણીની નોકરી કરીશ, જીવ જતે પણ અધર્માચરણ નહિ કરૂં. મારો ઉપકાર કરીને આપને કદી કોઇ વાત સાંભળવાનું કે શરમાવાનું નહિ થાય. મારાં મા અને ભાઈ બેનોની વાત જ્યારે મને યાદ આવે છે, ત્યારે એક ઘડીવાર પણ જીવતા રહેવાની ઇચ્છા થતી નથી, " આર્ત્ત ભાવથી જ્યારે તે આવા સકળ દુઃખની વાતો કરતો હતો, ત્યારે તેની આંખોનાં આંસુથી તેની છાતી ભિંજાઇ જતી. તેની એવી કાયરતા જોઇને તેના આશ્રયદાતાના હૃદયમાં પણ વિશેષ દયાનો સંચાર થયો. તેથી તેણે તજવીજ કરીને માસિક બે રૂપિયાના પગારથી તેને એક ઠેકાણે નોકરીએ રખાવ્યો. એ બે રૂપિયાના પગારની નોકરી મળ્યાથી તેના આનંદની સીમા ના રહી. પૂર્વ પ્રમાણે જ તે તે આશ્રયદાતાને ત્યાં રહ્યો, અને નાના પ્રકારના ક્લેશ સહન કરીને પણ પગારના બબ્બે રૂપિયા ઘેર માને મોકલવા લાગ્યો. તે બુદ્ધિમાન અને નિષ્ઠાવાન મનુષ્ય હતો, તેથી જે સ્થાને જે કામ કરતો, તે સ્થાને તેનો શેઠ તેની દૃઢતા, શ્રમપટુતા અને નિપુણતા જોઇને તેના પ્રત્યે અત્યંત સંતુષ્ટ રહેતો, તેને લીધે તે કદી પણ કોઇના અનાદરને પાત્ર થતો નહિ.

વિદ્યાસાગરે પોતે કહ્યું છે કે," જ્યારે તેના પિતાને એ માસિક બે રૂપિયાના પગારની નોકરી પ્રથમ મળી, ત્યારે તેમની (ઠાકુરદાસની ) માને ઘેર આનંદોત્સવ જેવું થયું હતું. તેમને બે રૂપિઆના પગારની

નોકરી મળી છે એવું સાંભળીને ઘરનાં સૌ નાનાં મોટાં આહ્લાદથી દિશાહારા જેવાં થઈ ગયાં હતાં. ત્યાર બાદ બે ત્રણ વરસની અંદર તેમની શ્રમશીલતાના ગુણથી તેમને બેને બદલે પાંચનો પગાર મળવા લાગ્યાથી તેમની જનની અને ભાઇ ભગિનીઓનું અન્નકષ્ટ અપેક્ષાકૃત ઓછું થયું, તેથી તે (ઠાકુરદાસ) ઉત્સાહિત થઇને પ્રથમ કરતાં પણ વિશેષ આગ્રહથી કામકાજ કરવા લાગ્યા."

એ રૂપિઆના પગારની વાત સાંભળીને દિશાહારા થવાય, તેવો તે વખત હતો. તે સમયે આઠ દશ આનાના એક મણ* ચોખા મળતા, એક રૂપિએ મણ દૂધ મળતું, અને શાકભાજી વગેરે વેચાતું લેવું પડતું નહોતું. તે વેળાના ગરીબ લોકો તો રૂપિઆનું મ્હો પણ ઘણું કરીને જોવા પામતા નહિ. તેમ તેમને તેની બહુ દરકાર પણ નહોતી. રૂપિઆ વિના તેમના દિન નીકળતા. હાલ આપણા દેશનું કેવું દુર્દૈવ છે કે, આવા સુખના સુદિન વહી ગયા છે અને ઘણા ગરીબો અન્નકષ્ટથી હાહાકાર કરે છે!

એ જ સમયમાં વિદ્યાસાગરના પિતામહ જે કુટુંબ-કલેશથી દેશત્યાગી થઈ ગયા હતા તે પૂર્વોલ્લિખિત સ્વમાદેશથી ઘેર પાછા આવ્યા. પ્રથમ તે વનમાલીપુર ગયા, પરંતુ ત્યાં પોતાની પત્ની તથા પુત્ર-પુત્રીઓ કોઇને નહિ જોવાથી ત્યાંથી વીરસિંહ ગયા. ત્યાં જઇને પ્રથમ કોઇને નહિ જણાવતાં ગુપ્ત વેશે સંતાનાદિની સ્થિતિ નિહાળતા હતા તેવામાં તેમની કનિષ્ઠા કન્યા અન્નપૂર્ણા સર્વાગ્રે તેમને ઓળખીને બાબા બાબા કહીને રડવા લાગી તેથી અન્ય સૌ-

* બંગાળી એક મણ તે આપણા ગુજરાતના બે મણની બરાબર છે. ત્યાંનો તોલ પાકો કહેવાય છે.

એ પણ તેમને ઓળખ્યા. તે પછી તેમણે આત્મપરિચય આપીને ઘરમાં પ્રવેશ કર્યો. પછી કેટલાક દિવસ ત્યાં રહ્યા કેડે તેમણે કુટુંબનાં સર્વેને લેઇને વનમાળીપુર જઇ રહેવાની મનસા કરી. પરંતુ પત્નીને મુખેથી તેમના ભાઇઓના આચરણની વાત સાંભળી સાતિશય મર્મપીડિત થઇને શેષે બાધ્ય થઇ **વીરસિંહ**માં જ વસી રહેવાનો નિશ્ચય કર્યો. એવી રીતે **વીરસિંહ** વિદ્યાસાગરનું પૈતૃક વાસસ્થાન થયું.

રામજય **તર્કભૂષણ** દેશત્યાગમાંથી ઘેર પાછા આવ્યા પછી થોડા દિવસ રહીને જ્યેષ્ઠ પુત્ર ઠાકુરદાસને જોવા મળવા સારૂ કલકત્તે ગયા. ત્યાં જઇ તેમના આશ્રયદાતાને મ્હોડેથી તેમની કષ્ટસહિષ્ણુતા તથા ન્યાયપરતા વગેરે સદ્દગુણોની વાત સાંભળીને તેમણે અત્યંત આનંદ પ્રદર્શિત કર્યો. બડા બજારમાં **ભાગવતચરણસિંહ** નામે એક પૈસાદાર પુરૂષ રહેતો હતો તેની સાથે **તર્કભૂષણ** મહાશયને વિશેષ પરિચય હતો. એ સિંહ મહાશય અતિ દયાળુ અને ધાર્મિક પ્રકૃતિના હતા. **તર્કભૂષણ**ને મ્હોડેથી તેમના દેશત્યાગની અને નાના દેશ પરિભ્રમણ તથા નાના તીર્થ પરિદર્શનની વાત શ્રવણ કરીને તે અત્યંત આનંદિત થયા, અને ઠાકુરદાસને પોતાને ઘેર રાખવાને સારૂ તેમને અનુરોધ કર્યો. અતઃપર પિતાના આદેશાનુસાર ઠાકુરદાસ એ સિંહ મહાશયને ઘેર નિશ્ચિંત મને રહી બે વેળા પેટપૂર આહાર કરવા પામીને પરમસુખ અનુભવવા લાગ્યો. તે વેળાએ તેને એવું લાગ્યું કે જાણે તેનો પુનર્જન્મ થયો છે. આ સ્થળેથી જ વિદ્યાસાગરના પિતૃગૃહનાં સુખ અને સુવિધાનો સૂત્રપાત થયો હતો. એ ગૃહસ્થને ઘેર રહ્યાથી ઠાકુરદાસનું કેવળ અન્નકષ્ટ દૂર થયું હતું એમ નહોતું, તે ગૃહસ્થની સહાયતાથી તેને એક સ્થળે માસિક આઠ રૂપિઆના પગારની નોકરી પણ મળી હતી. તેના પગારની એ રૂ-

દ્વિની વાત સાંભળીને તેમી માતા દુર્ગાદેવી અત્યંત આનંદ પા-મ્યાં હતાં.

આ સમયે ઠાકુરદાસની ઉમ્મર ત્રેવીસ ચોવીસ વર્ષની હતી. તેથી તેમના પિતાએ તેમનું લગ્ન કરવાની આવશ્યકતા સમજીને ગોઘાટ-નિવાસી રામકાન્ત તર્કવાગીશની દ્વિતીયા કન્યા ભગવતીદેવી-ની સાથે તેમને પરણાવ્યા. સાક્ષાત્ અન્નપૂર્ણા સદૃશ્ય એ ભગવતી-દેવી જ વિદ્યાસાગર મહાશયનાં જનની. એમના પિતા બહુ દિન સુધી શબસાધનમાં લાગ્યા રહ્યાથી શેષે ઉન્માદગ્રસ્ત થઈ ગયા. તેથી તે-મનાં પત્ની ગંગાદેવી, લક્ષ્મી અને ભગવતીદેવી નામની બે કન્યા-ઓ અને એવા ઉન્માદ સ્વામીને લઇને પાતુલગામમાં પિતાને ઘેર જઇ રહેવા લાગ્યાં. ભગવતીદેવી આશૈશવ માતુલાલયમાં જ પ્રતિપા-લિત થયાં હતાં. તેમના માતામહના અંવર્તમાને તેમના જ્યેષ્ઠ પુત્ર રાધામોહન વિદ્યાભૂષણ અન્યાન્ય સહોદર અને સહોદરાના લાલનપા-લનનો ભાર પોતાને માથે લેઇને, પિતાના સુનામના રક્ષણને માટે નિરંતર યત્નવાન રહેતા હતા. હિંદુગૃહમાં એકાન્નવર્ત્તી પરિવારમાં કે-વી રીતે જીવનયાત્રા નિર્વાહ કર્યાથી સર્વે સુખે કાળ નિર્ગમન કરી શકે, તેના આદર્શ સ્વરૂપ એમનું ઘર હતું. વિદ્યાસાગરે તેમના પૂ-ર્વોલ્લિખિત ક્ષુદ્ર જીવનચરિત્રના પ્રથમ અધ્યાયના શેષ ભાગમાં લ-ખ્યું છે કે, " સચરાચર જોવામાં આવે છે કે એકાન્નવર્ત્તી ભાઇઓ-ને અધિક દિન સુધી પરસ્પર સદ્ભાવ રહેતો નથી. જે કુટુંબનો કર્ત્તાહર્ત્તા હોય છે, તેના પરિવાર જેવા સુખ સ્વચ્છંદમાં રહે છે, તે-વું સુખ વગેરે બીજા ભાઇઓના પરિવારને મળી શકતું નથી, તેથી અલ્પ કાળની અંદર ભાઇએ ભાઇને પરસ્પર ઉંચાં મન થાય છે, અ-ન્તે આવશેષે મુખ-દેખાદેખી પણ બંધ થઇ જઇને સર્વેને પૃથક્

પૃથક્ થવું પડે છે. પરંતુ (આ કુટુંબમાં) સૌજન્ય અને મનુષ્યત્વ-ની બાબતમાં ચારે સહોદર સમાન હતા, તેથી તેમને કથાન્તર થ-યાની વાત કોઈ કદિ જાણવા પામ્યું નથી. તેમના પોતાના પરિવારની વાત તો દૂર રહી, પણ ભગિની, ભાગિનેય અને ભાગિનેયીઓનાં પુત્ર પુત્રીઓ પ્રતિ પણ તેમને અણુમાત્ર ભિન્નભાવ નહોતો. તેમની ભાગિ-નેયીઓ પુત્ર કન્યાઓને લેઇને માતુલાલયમાં જઈ જેવા સુખ સમા-દરથી કાળ ગાળતી હતી તેવું સુખ વગેરે પુત્ર કન્યાઓને લઈને પિ-તાને ઘેર જનાર પુત્રીઓને પણ સચરાચર મળી શકતું નથી.

અતિથિની સેવા અને અભ્યાગતની પરિચર્યા, એ પરિવારમાં જેવા યત્ન અને શ્રદ્ધા સહિત થતી હતી, તેવી અન્યત્ર થતી પ્રાય જો-વામાં આવતી નથી. વસ્તુતઃ આ દેશનો કોઇ પરિવાર એ વિષયમાં એ પરિવારના જેવી પ્રતિપત્તિ પામી શકયો નથી. અન્ન-પ્રાર્થનાથી રાધામોહન વિદ્યાભૂષણને બારણે આવેલું કોઇ પણ કદીએ પાછું ફર્યું છે, એવું કોઇના જોવા કે જાણવામાં આવ્યું નથી. મેં મારી નજરે જોયું છે કે ગમે તે અવસ્થાનો માણસ હોય, અને માણસોની સંખ્યા ગમે તેટલી હોય, તોપણ સર્વે જણ એ વિદ્યાભૂષણને આવાસે આવીને પરમ સમાદર, અતિથિસેવા અને અભ્યાગત-પરિચર્યા પામ્યા છે."

"એ વિદ્યાભૂષણ મહાશયની જીવદશામાં તેમના સ્વગ્રામમાં અને આસપાસ પડખાનાં અનેક ગામોમાં તેમનાં કુટુંબના આધિપત્યની સીમા નહોતી. એ સમસ્ત ગામના લોક એમના આજ્ઞાનુવર્તી હતા, અને અનુગત સર્વ લોકના વિપદ્ભંજન, વિપદ્મોચન અને અસમયે સહાયદાન વગેરે કાર્ય જ એમના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો. ઘણું ધન તેમણે પેદા કર્યું હતું, પરંતુ તે ધનનો સંચય કરવો અથવા પો-તાના પરિવારના સુખ-સાધનમાં તેનો ઉપયોગ કરવો, એ વિષે એક ક્ષણ

પણ તેમણે ચિંતા કરી નહોતી. કેવળ અન્નદાન અને સાહાય્યદાનમાં જ એ સમસ્ત દ્રવ્ય નિયોજિત અને પર્યવસિત થયું હતું. વસ્તુતઃ પ્રાતઃસ્મરણીય રાધામોહનના જેવા અમાયીક, પરોપકારી અને ક્ષમતાપન્ન પુરૂષ સર્વદા જોવામાં આવતા નથી. ”

“રાધામોહનનો અને તેમના પરિવાર વર્ગનો અમારા પ્રત્યે એટલો અશેષ ઉપકાર છે કે તેનો બદલો કદી વાળી શકાય નહિ. હું સમજણો થયો હતો તે વેળાએ માતૃદેવી મને અને મારાં ભાઇએનોને લઇને તેમને ત્યાં જઇ લાગટ પાંચ છ માસ સુધી રહેતાં, તે છતાં એક દિવસને માટે પણ તેમના સ્નેહ, યત્ન અને સમાદરની ત્રૂટી થતી નહિ. સારાંશ કે ભાગિનેયી અને તેનાં પુત્ર કન્યાઓ પ્રતિ એવો સ્નેહ એ અદૃષ્ટચર અને અશ્રુતપૂર્વ વ્યાપાર છે. તેમની જ્યેષ્ઠ ભાગિનેયીનું (મારી માસીનું) મૃત્યુ થયાથી તેમનો એકવર્ષની ઉમ્મરનો દ્વિતીય સંતાન, વીસ વરસનો થતા સુધી અવિચલિત સ્નેહથી ત્યાં પ્રતિપાલિત થયો હતો. ”

આત્મીય સ્વજનોની સેવા, જ્ઞાતિ વ્યવહારનો ભાર–ગ્રહણ અને મૃત સ્વજનનાં અનાથ પુત્ર પુત્રીઓનું લાલનપાલન, એ જ, હાલના પરાધીન અને પ્રાણહીન હિંદુ–સમાજનાં પરમ સંપદ અને અમૂલ્ય ધન તરીકે ચિરકાળથી કીર્ત્તિત થતાં આવે છે. અને વિજ્ઞ વિદ્યાસાગરની લેખની-પ્રસૂત ઉપર કહેલી કેટલીક પંક્તિઓ એવા આદર્શ હિંદુગૃહના પ્રકૃત ચિત્રનો પુરાવો આપે છે. એવો પણ એક સમય હતો કે જયારે આપણા લોક વિષય સંપત્તિ મેળવીને અને અર્થોપાર્જન કરીને કેવળ પોતાનું અને પોતાના પરિવાર વર્ગનું સુખ તથા સમૃદ્ધિ વધારવાને બદલે આત્મીય સ્વજનોનું અને અન્ય દશ જણનું સુખ સાધન કરીને પરમ તૃપ્તિ પામતા હતા. તે સમયના લોક અન્યનું

સુખવર્દ્ધન કરીને કૃતાર્થ થતા તેનું કારણ એ કે, પોતાના સુખને બળે અન્યની સેવા કરવી એ જ પરમ ધર્મ છે, એવો તેમનો વિશ્વાસ હતો. એ પ્રમાણેના ધર્મબોધથી એ ધર્માકાંક્ષી લોકો નિરંતર સદ્દનુ-ષ્ઠાનમાં રત રહેતા. હાલ એવી ધર્મબુદ્ધિ પરિવર્ત્તિત થઈ છે. હાલના લોક એવા ધર્મ-કર્મને બદલે આત્મસુખના છેક આધિન થઈ પડયા છે; તેથી જ હવે ઉપરોક્ત રૂપ આદર્શ હિંદુ પરિવાર અને રાધામો-હનના જેવા સહૃદય પરોપકારી ધર્મનિરત પુરૂષો જોવામાં આવતા નથી.

ઉપર કહ્યા પ્રમાણે વિદ્યાસાગરે પોતે માતાના માતુલાલયમાં હિં-દુગૃહનો એવો ઉચ્ચ આદર્શ જોયા છતાં પણ તે એકાન્નવર્તી પરિવારના ભયાંનક વિરોધી હતા. તે કહેતા કે, જે ઘરમાં પુરૂષ, સ્ત્રીની વાતથી મરે જીવે છે-સ્ત્રીના કહ્યા પ્રમાણે કરે છે-ત્યાં સહોદરે સહોદરને આ-ત્મીયતા રહી શકે નહિ. એવી અવસ્થામાં એકાન્નવર્તી પરિવાર નિભા-વી ચાલવાની ચેષ્ટા કરવી વૃથા છે.જેઓ દૂર હોય છે તેમને એકત્ર કરીને અશાન્તિની આગથી દગ્ધ કરવાના કરતાં, જેઓ એકત્ર હો-ય તેમનામાં કોઈ પ્રકારનું મનોમાલિન્ય ઉત્પન્ન થાય તે પહેલાં જ તે-ઓએ પૃથક્ પૃથક્ વાસ કરવો શ્રેયસ્કર છે; કારણ કે તેમ થયાથી ભાઇ ભાઇના શત્રુ થશે નહિ અને ચિરદિન સદ્ભાવ અને શાન્તિનું રક્ષણ થશે. સુખી સંસારમાં દ્રવ્ય-પ્રાપ્તિ થયાથી તેના યોગે સહો-દરોનું, તેમનાં પુત્ર પુત્રીઓનું અને અન્યાન્ય આત્મીય સ્વજનોનું ય-થેષ્ટ હિતસાધન કરી શકાય; પરંતુ અશાન્તિપૂર્ણ સંસારમાં લક્ષ રૂપિયાથી પણ કોઇનું કલ્યાણ સાધન થવું સંભવતું નથી. એટલા માટે જ વિદ્યાસાગર એ પ્રથાના વિરોધી હતા.

વિદ્યાસાગરના પિતામહ અતિ તેજસ્વી અને સ્વાધીન ચેતા પુ-રૂષ હતા. તે કોઈપણ પ્રકારે કોઇની આગળ અવનત થઈને ચાલી

શકતા નહિ, કિંવા લોક-પ્રદત્ત અવમાનના અને અનાદર મુંગે મ્હોડે સહન કરી શકતા નહિ. ચિરજીવન નિજ અભિપ્રાયાનુવર્તી થઇને ચાલવાનું જ તે શીખ્યા હતા. ઉપકાર-પ્રત્યાશાથી તે કોઇની આગળ હીનતા સ્વીકાર કરતા નહિ. એવી નીચ વૃત્તિના કરતાં મૃત્યુને તે શ્રેય ગણતા. તથાપિ તે અતિ અમાયીક અને સદાશય પુરૂષ હતા. નાના મોટા સર્વ લોકના પ્રત્યે તે સમભાવે સસ્નેહ વ્યવહાર કરતા; અને જેઓ બોલે કાંઇ ને ચાલે કાંઇ એવા વિપરીતાચરણવાળાને સર્વાન્તઃકરણથી ધિક્કારતા હતા. વળી તે અતિ સ્પષ્ટવાદી હતા; અને કોઇ રૂષ્ટ વા અસંતુષ્ટ થશે એવા ભયથી પોતાનો ખરો અભિપ્રાય છુપાવી રાખતા નહિ. મતલબ કે તે સ્પષ્ટવાદી, યથાર્થવાદી અને તે સાથે હિતવાદી પણ હતા. આચારણમાં તે જેમને ભદ્ર જોતા તેઓ હીન જાતિના હોય તોપણ તેમને ભદ્ર લોક કહેતા; અને ભદ્રવેશધારી નીચમના લોકોને કનિષ્ઠ શ્રેણીના લોકો કહીને બેધડક પોતાનો મત પ્રકાશ કરતા હતા. ક્રોધનું કારણ ઉપસ્થિત થયાથી તે ક્રુદ્ધ થતા, તોપણ ક્રોધપાત્રનું અનિષ્ટ સાધન કદી કરતા નહોતા. તેમના શરીરમાં પ્રભૂત બળ પણ હતું. એકવાર મેદિનીપુર જતાં રસ્તામાં એક રીંછે તેમને ઘેર્યાથી, ક્ષત વિક્ષત થયા છતાં પણ તે રીંછનો વધ કરીને રૂધિરારક્ત કલેવરે લાંબી મજલ કાપીને ત્યાં જઇ પહોંચ્યા હતા; અને કેટલાક દિવસ ત્યાં રહી રોગભોગ કરીને સજા થઇ ઘેર પાછા આવવાને શક્તિમાન થયા હતા. વળી તે સમયે પ્રાય સકળ સ્થાનમાં દસ્યુભય બહુ હતો. ઘણા જણ અસતર્ક ભાવે એકલા રસ્તે નીકળીને દસ્યુહસ્તે પ્રાણ ખોતા હતા. તથાપિ તે ડર્યા વિના એક લોહદંડ હાથમાં લઇને નિર્ભય ચિત્તે સર્વત્ર ગમનાગમન કરતા હતા. એ પ્રમાણે તેમના શરીરમાં પ્રભૂત બળ હતું, અને તેમના મન

શક્તિ સામર્થ્ય પણ પ્રચુર હતાં, તથાપિ તે એકાહારી, નિરામિષાશી, નિષ્ઠાવાન અને ક્રિયા–કલાપ–સંપન્ન નિરીહ લોક હતા. તેથી કરીને સર્વ જણ તેમના ઉપર ઋષિ વા યોગીના જેવી શ્રદ્ધા રાખતા હતા. વનમાળીપુરમાંના ઘેરથી છાનામાના દેશત્યાગી થયા પછી આઠ વરસ સુધી તેમણે દ્વારકા, જ્વાલામુખી, બદરિકાશ્રમ અને અન્ય નાના તીર્થ પર્યટન કરીને શેષે સ્વપ્ન દર્શન પછીના વખતથી બાકીનો કાળ સંતાન સંતતિની સાથે ઘરમાં રહીને ગાળ્યો હતો.

ઉપરના વર્ણન–સમૂહ પરથી જોઈ શકાય છે કે, જે સકળ ઘટનાઓનો સમાવેશ થયાથી, જે સકળ કારણ વિદ્યમાન હોવાથી, માનવજીવનની પ્રકૃત સ્ફૂર્તિ થાય; અને જે સકળ અવસ્થામાં આવી પડયાથી, તથા શિક્ષણ પામવાને ઉપયોગી જે સકળ દૃષ્ટાન્ત સમ્મુખે હોવાથી, ઉત્તર કાળે ઉન્નતિ–સોપાને આરોહણ કરવાને માણસ શક્તિમાન થાય, તે સકળ સુયોગ ઈશ્વરચંદ્રના ભાગ્યે તેમને મળ્યા હતા. તેમના પિતા અને પિતામહના દૃઢતા, ન્યાયપરાયણતા, અધ્યવસાય, શ્રમશીલતા, આત્મનિર્ભરતા અને નિર્ભિકતા પ્રભૃતિ ગુણો તેમને પ્રાપ્ત થયા હતા. બાપદાદાના તરફથી કશી સંસાર–સંપત્તિ તેમને મળી નહોતી એ વાત સત્ય, પરંતુ તેમણે એવું કંઇક તેમને આપ્યું હતું કે, જેના ગુણથી તે વિદ્યાસાગર અને ગુણસાગર નીવડયા હતા. વળી જનનીના તરફથી તેમને માતાના માતુલાલયના દયા, દાક્ષિણ્ય, પરદુઃખ–કાતરતા અને પરસેવાના ભાવ મળ્યા હતા. એ માતૃ–માતુલાલયના ઘરમાં જે દયાનું ચિત્ર જોઈને તે અને તેમની જનની ચિર મુગ્ધ રહેતાં હતાં, અને જે તે પોતે લિપિબદ્ધ કરી ગયા છે, તે જ તેમના મનુષ્યત્વ લાભનો મૂળ મંત્ર છે. એ મંત્ર સિદ્ધ થયાથી તે દયાસાગર નીવડયા હતા. એ પ્રમાણે તેમના પિતૃ અને

માતૃ–કુળના એવા ઉભય વિધ ભાવોએ એકત્ર થઇને તેમને એક વિચિત્ર ભાવથી ગઠન કર્યા હતા. એક તરફ અન્યાયના પ્રત્યે વિજાતીય ઘૃણા અને અન્ય તરફ દુઃખીના પ્રત્યે આશ્ચર્યકારક દયા, એ ઉભય ભાવોનું મિલન એ જ ઉભયાદિકથી સંઘટિત થયું હતું. પિતાના તરફથી તેમને પ્રાપ્ત થયેલી પૌરૂષ ભાવની તીક્ષ્ણ રેખા, અને માતાના તરફથી મળેલી દુઃખીના દુઃખ મોચનને માટે કોમળતાની સુમિષ્ટ ધારા, એ બંને પરસ્પર મિલિત થઇને દયાસાગર વિદ્યાસાગર ચિત્ર પ્રતિફલિત થયું છે. તેમના જીવનચરિત્રની સુદૃઢ ભિત્તિ એ કોમળતામય પૌરૂષ ભૂમિના ઉપર પ્રતિષ્ઠિત છે. જેમ સુકઠિણ પ્રસ્તરમય પર્વત–દેહમાંથી સુમિષ્ટ સલિલ–ધારા પ્રવાહિત થઇને સમતલ ક્ષેત્રને સ્નિગ્ધ કરે છે, ઉર્વરા કરે છે તેમ વિદ્યાસાગરના પિતૃ–કુળની ન્યાયનિષ્ઠા અને દૃઢતાના શૈલવક્ષમાંથી, તેમના માતૃકુળના તરફની દેવ–દુર્લભ લોક–સેવાની મંદાકિની ધારાએ પ્રવાહિત થઇ–ભારતવાસી લોક–સમાજને, મુખ્યત્વે બંગસમાજને, ઉર્વરા કરી છે. જેમ જેમ આપણે એ મહાશયના ચરિત્ર વિષયમાં અગ્રસર થઇશું, તેમ તેમ પશ્ચાદ્દિકથી તેમના પિતા, પિતામહ, માતા અને માતૃ–માતુલના અનેક અભિનય દેખવા પામીશું. આ કારણને લીધે જ તેમની હકીકત સહજ વિસ્તારથી લખવાની છૂટ લેવી પડી છે.



# પ્રકરણ ૨ જું.

## શૈશવકાળ.

ઇશ્વરચંદ્રનો જન્મ થયા પછીથી ઠાકુરદાસના સંસારની શ્રીવૃદ્ધિની સૂચના થયાથી સર્વ કોઇ એ બાળકને અત્યંત સ્નેહની દ-

ષ્ટિથી દેખતા હતા. તેમ તે બાળક પણ અત્યંત દુરંત પ્રકૃતિવાન થતો જઇને ઘરનાં અને પડોશનાં સર્વ માણસોને ભયાનક અશાન્તિ ઉપજાવતો હતો. આ જોઇને સૌ લોક તેને નિશાળે મોકલવાનું કહેવા લાગ્યા. તે વખતે **વીરસિંહ**માં **કાલિકાન્ત ચટ્ટોપાધ્યાય** નામના એક અધ્યારૂએ શાળા સ્થાપન કરી હતી. એ અધ્યારૂ સ્નેહપૂર્વક બાળકોને શીખવતા તે સાથે અલ્પ સમયમાં અધિક શીખવી શકતા હતા. એ બે કારણોને લીધે તે ગામના બીજા અધ્યારૂઓના કરતાં તેમની ખ્યાતિ વિશેષ હતી. શિક્ષકાગ્રગણ્ય પંડિતવર **વિદ્યાસાગરે** લખ્યું છે કે,–"વસ્તુતઃ પૂજ્યપાદ **કાલિકાન્ત ચટ્ટોપાધ્યાય** મહાશય અધ્યારૂ–દળના આદર્શ સ્વરૂપ હતા." બાળકોને પોતાના સંતાન તુલ્ય સ્નેહ–દૃષ્ટિએ દેખીને અલ્પ સમયમાં અધિક શિક્ષણ આપી શકવું, એજ પ્રકૃત શિક્ષકનું લક્ષણ છે. અને **કાલિકાન્ત**ની એવી શક્તિ હતી તેથી જ તે **વિદ્યાસાગર**ના ગુરૂ મહાશય થઇને ઉત્તરકાળે તેમની આગળ એવા પ્રશંસા–પાત્ર થયા હતા.

ઈશ્વરચંદ્રને પાંચ વર્ષની વયે એ કાલિકાન્ત અધ્યારૂની શાળામાં દાખલ કરવામાં આવ્યા. એ શાળામાં એક વરસ અભ્યાસ કર્યા પછી તેમને ભારે મંદવાડ થઇ આવ્યો. પ્રથમ થોડા દિવસ તાવ આવ્યો, તે પછી ઉદરામય થયો, અને શેષે પ્લીહાજ્વર લાગુ પડયાથી તે છેક દુર્બળ થઈ પડયા. એક વખત તો એવી હાલત થઈ ગઈ હતી કે સર્વેએ તેમના બચવાની આશા છોડી દીધી હતી. લાગટ છ માસ સુધી એવી પીડા ભોગવ્યા છતાં તેમાંથી જલદી આરામ થાય એવી આશા ના જણાઈ, ત્યારે તેમની માતાના જ્યેષ્ઠ માતુલ (મામા) રાધામોહન તેમની ચિકિત્સાને સારૂ સુવ્યવસ્થા કરવાના ઈરાદાથી, તેમને અને તેમની માતાને પોતાને ઘેર તેડી ગયા. એ

રાધામોહનના વાસસ્થાન પાતુલગામની પાસેના કોટરી નામના ગામ-માં ઘણા સુવિજ્ઞ વૈદ્યો વસતા હતા; તેમાંના એક રામગોપાળ નામ-ના પરિચિત વૈદ્યના હાથમાં તેમણે એ બાળરોગીની ચિકિત્સાનો ભાર સોંપ્યો. એ પ્રમાણે પ્રાય છ માસ સુધી ત્યાં રાખીને દવા ક-ર્યાથી જ્યારે સંપૂર્ણરીતે આરામ થયો, ત્યારે તેમની માતા તેમને લઈ વીરસિંહ પાછાં આવ્યાં. તેમણે પોતે લખ્યું છે કે, " એ મંદવાડની વેળાએ વિદ્યાભૂષણના તથા તેમના પરિવાર વર્ગના અમારા ઉપરના સ્નેહ અને યત્નની પરાકાષ્ઠા પ્રદર્શિત થઈ હતી. "

તે પછી તે પાછા નવેસરથી કાલિકાન્ત અધ્યારૂની શાળા-માં શીખવા લાગ્યા. અને આઠ વરસની ઉમ્મર થતા સુધી ત્યાં જ વિદ્યાભ્યાસ કરવાનું ચાલૂ રાખ્યું. તેમની મેધાશક્તિ, તીક્ષ્ણ બુદ્ધિ અને શ્રમપટુતા જોઇને તેમના અધ્યારૂ તેમને બહુ ચહાતા હતા. તે તેમના સર્વથી પ્રિય શિષ્ય હતા અને સર્વના કરતાં તેમના ઉપર તેમનો જીવ ઘણો હતો. ત્રણ વરસની અંદર એ ગ્રામ્યશાળાનું ભ-ણતર તેમણે પુરૂં કર્યું હતું.

એ આઠ વરસની ઉમ્મરમાં તેમણે તેમની દુરન્ત પ્રકૃતિનો પણ યથેષ્ટ પરિચય આપ્યો હતો. ગામના કોઈ કોઈ ગૃહસ્થના બારણામાં જઇને ત્યાં મળમૂત્ર ત્યાગ કરવાં એ તેમનું એક મુખ્ય કર્તવ્ય હ-તું. એવા ઘરવાળાની જુવાન વહુઓ એ બાળકનું એવું દૌરાત્મ્ય નિત્ય જોઈને તેનાથી કાયર થઈ સમયે સમયે તેને પકડવા અને શિક્ષા કરવા જતી હતી; પરંતુ વૃદ્ધા ગૃહિણીઓ ભવાનન્દ જ્યોતિષી કથિત તેના ભાવિ કીર્ત્તિ કલાપનો ઉલ્લેખ કરીને તેમને તેમ કરતાં વાર-તી હતી. વિદ્યાસાગરે પોતે કહ્યું છે કે, તે વખતે તે ભયાનક દુ-રંત હતા. લોકો કપડાં ધોઇને સૂકવતા તેને, તે લાકડાના નાના ના-

ના દંડુકા વતી છાનામાના વિઘ્ન લગાડતા. વળી ધાન્ય–ક્ષેત્રની પાળે થઇને જતાં જતાં અપક્વ ધાન્યની ઉંબીઓ તોડી તોડીને તેમાંથી કેટલીક ખાઇ જતા અને કેટલીક રસ્તામાં ફેંકી દેતા. એકવાર એ પ્રમાણે એક જવની ઉંબી ખાવા જતાં તેના વાળા ગળામાં ભરાઇ રહ્યાથી મરવા જેવા થયા હતા, પણ તેમની પિતામહિએ ગળામાં આંગળી ઘાલીને બહુ કષ્ટે એ વાળા બહાર કાઢયાથી બચવા પામ્યા હતાં. એવી એવી બીજી પણ અનેક ક્ષુદ્ર ક્ષુદ્ર બાબતો તેમના બાલ્યજીવનમાં બની હતી, અને તેને માટે સમયે સમયે અત્યંત કષ્ટ પણ તેમને ભોગવવું પડયું હતું.

એ પ્રમાણે બાલ્યકાળે તે અત્યંત દુરંત હોવા છતાં તેમના ભણવા ગણવાના અનુરાગમાં કાંઇ ઓછપ નહોતી. અધ્યારૂ જે જે શીખવતા તે તે, તેઓ અસાગ્રહથી અલ્પકાળમાં શીખી જતા. તેટલા માટે અનેક સમયે અધ્યારૂ સાંજને વખતે બીજા નિશાળીઆઓને રજા આપીને તેમને એકલાને પોતાની પાસે રાખી જે જે પાઠ મ્હોંડેથી શીખવાના હોય તે શીખવતા, અને એમ શીખવતાં જો વધારે રાત જઇને મોડું થઇ જતું તો પોતે તે બાળકને કેડે તેડીને તેની પિતામહીની પાસે પહોચાડતા. એમ કરતાં તેમની (અધ્યારૂની) શાળાનો અભ્યાસ જ્યારે તે પૂરો કરી રહ્યા, ત્યારે તેમણે (અધ્યારૂએ) તેમના પિતાને કહ્યું કે, અહિંની શાળામાં જેટલો અભ્યાસ કરવાનો છે, તે બધો ઇશ્વરને થઇ ગયો છે અને એના હસ્તાક્ષર પણ ઘણા સુંદર છે, તેટલા માટે એને કલકત્તે તેડી જઇને અંગ્રેજીનો અભ્યાસ કરાવો તો સારૂં થાય. એ બાળક એવો મેધાવી છે અને એની સ્મૃતિશક્તિ એવી પ્રબળ છે કે, તે જે શીખશે તેમાં યથેષ્ટ પારદર્શિતા દેખાડી શકશે.

એ પછી થોડા દિવસમાં તેના પિતામહને પરલોક–પ્રાપ્તિ થઈ. છોતેર વરસની ઉમ્મરે અતિસાર રોગથી તેમનું મૃત્યુ થયું. તેમની ઉત્તરક્રિયા કરવાને સારૂ ઠાકુરદાસ કલકત્તાથી ઘેર આવ્યા હતા, તે એ સંબંધી સર્વ કામ પૂરૂં કરી રહીને પાછા કલકત્તે ગયા, તે વેળાએ જ્યેષ્ઠ પુત્ર ઇશ્વરચંદ્રને પણ પોતાની સાથે તેડતા ગયા. તેમ કરવામાં તેમનો મુખ્ય ઉદ્દેશ એ પુત્રને પોતાની પાસે કલકત્તામાં રાખીને ત્યાં અભ્યાસ કરાવવાનો હતો. એ પ્રસંગે કાલિકાન્ત અધ્યારૂ પણ તેમની સાથે કલકત્તે ગયા હતા.

બાળક ઇશ્વિરચંદ્ર ઉત્તરકાળે તીક્ષ્ણ–બુદ્ધિ–સંપન્ન અને પંડિતાગ્રગણ્ય થશે, એ વાતનો પરિચય તેમણે વીરસિંહથી કલકત્તે જતાં રસ્તામાં એક સામાન્ય વિષયના ઉપલક્ષે દેખાડી આપ્યો હતો. સિયાખાલની પાસે સાલિખાની સડક ઉપર થઇને જતાં ઇશ્વિરચંદ્રે જોયું કે નિસાતરા ઉપર મશાલો વગેરે વાટવાના પથરા જેવા આકારનો એક એક મોટો પત્થર સડકની બાજુ પર વચ્ચે વચ્ચે દાટેલો છે. એ પથરાઓ દાટવાનું કારણ શું હશે તે જાણવાની તેમને ઘણી ઉત્કંઠા થયાથી એ વિષે પિતાને પૂછતાં તેમણે હશીને કહ્યું કે, એ પથરા મશાલો વાટવાના નથી, પણ એમને માઇલસ્ટોન કહે છે. તે સાંભળી ઇશ્વિરચંદ્રે કહ્યું, બાબા, માઇલસ્ટોન એટલે શું તે કાંઇ હું સમજી શકયો નહિ. ત્યારે ઠાકુરદાસે કહ્યું, " એ ઇંગ્રેજી બોલ છે. એક માઇલિ તે આપણા દેશી હિસાબે અડધો કોસ, અને સ્ટોન શબ્દનો અર્થ પત્થર છે. એટલે એ માઇલના પથરા છે. પ્રત્યેક અડધા કોસને અંતરે એવો એક એક પત્થર દાટેલો છે; અને કલકત્તેથી તે તે પથરા પર્યંત કેટલા માઇલ થાય છે તે પણ તેના પર લખેલું છે. શહેરથી એક માઇલના અંતરે જે પથરો છે તેના પર એકનો

અંક કોરેલો છે, અને આ પથરા પર ઓગણીસનો આંકડો લખેલો છે. તેથી કલકતા અહિંથી ઓગણીસ માઇલ એટલે સાડા નવ કોસ થાય. ” આમ કહીને તેમણે સારી રીતે તે પત્થર તેમને દેખાડયો. તે જોઇને ઇશ્વરચંદ્રે અંક લેખનના હિસાબ પ્રમાણે તે પથરા પર હાથ મૂકીને કહ્યું, “ત્યારે શું આ ઇંગ્રેજીનો એકડો અને આ નવડો કે ?” તે જોઇ સાંભળીને ઠાકુરદાસે કહ્યું, “હા, તેમ જ છે.” પછી ઈશ્વરચંદ્રે મનમાં સંકલ્પ કર્યો કે, રસ્તે જતાં જતાં ઇંગ્રેજી અંક સર્વ શીખી લઇશ. ત્યાર બાદ તે ૧૯ થી ૧૦ સુધીના અંક વાળા પથરા પર્યંત ધ્યાન લગાડીને તે પરના આંકડા જોતા જોતા ને ધ્યાનમાં રાખતા ચાલ્યા. અને જ્યારે ૧૦ ના અંક વાળા પત્થર પાસે આવ્યા ત્યારે ત્યાં આગળ પિતાને ટોકીને કહ્યું, “ બાબા, હું ઇંગ્રેજી અંક શીખી ગયો. એકથી દસ પર્યંતના બધા અંક હું બરાબર ઓળખી શકું છું. તે ઉપરથી તેમના પિતાએ તેમની પરીક્ષા જોવાને સારૂ ક્રમે નવ, આઠ અને સાતના અંકવાળા પથરા દેખાડીને શો આંકડો છે તે પૂછી જોતાં તેમણે તે બરાબર કહ્યા. તોપણ ઠાકુરદાસના મનમાં સંદેહ રહ્યાથી તેમણે ધાર્યું કે, નવની પહેલાં આઠ અને આઠની પહેલાં સાત એ તો વગર ઓળખે પણ ચાલાકી કરીને કોઇ પણ કહી શકે. તેથી તે સંદેહ દૂર કરવાને સારૂ તેમણે છના અંકનો પથરો વચ્ચે જવા દેઇને પાંચના અંકવાળા પથરા પાસે આવીને ઇશ્વરચંદ્રને પુછ્યું, કહે જોઇએ, તારા હિસાબ પ્રમાણે આ કેટલામો અંક છે ? ત્યારે ઈશ્વરચંદ્રે તે અંક જોઇ તપાસીને કહ્યું, બાબા ! અહિં જોઈએ તો ૬ નો અંક પણ ભૂલથી ૫ લખેલા છે. ત્યારે ઠાકુરદાસે આનંદ પામીને કહ્યું, તને ઇંગ્રેજી અંક ઓળખતાં આવડયા છે તો ખરા. મેં જાણી જોઇને ૭ ના અંકનો પથરો વ-

ચ્ચે જવા દીધો હતો. એ બાળકની એવી મેધાશક્તિ અને બુદ્ધિ-કૌશલ જોઈને અધ્યારૂ કાલિકાન્તે તેની દાઢી પકડીને આશીર્વાદ દેઈ કહ્યું, " બેશ બાબા બેશ ! " તે પછી તેમણે ઠાકુરદાસને કહ્યું, ઈ-શ્વરના વિદ્યાભ્યાસને માટે સારો બંદોબસ્ત કરવો જોઈએ. જો જીવતો રહેશે તો એ બાળક માણસ થશે તેમાં તલમાત્ર પણ સંદેહ નથી. તે સાંભળીને તથા પિતા અને અધ્યારૂનો આનંદ જોઈને ઈશ્વરચંદ્ર પણ મનમાં અત્યંત આલ્હાદિત થયા હતા.

કલકત્તે પહોચ્યા પછી બીજે દિવસે ઠાકુરદાસ જગદુર્લભ બાબુના કેટલાક ઈંગ્રેજી અંકના કાગળો ગોઠવતા હતા. તે વખતે ઇશ્વરચંદ્રે થોડી વાર તેમની પાસે બેસીને તે કામ જોયું. પછી તેમણે બહુ વ્યગ્રતા સહિત પિતાના મુખ તરફ તાકીને કહ્યું, " બાબા, હું પણ એમ ગોઠવી શકીશ. " તે સાંભળીને જગદુર્લભે આશ્ચર્ય પામીને કહ્યું ! "ઈશ્વર, શું તું ઈંગ્રેજી જાણે છે ?" ત્યારે ઇશ્વરચંદ્રે આગલા દિવસની માઇલસ્ટોન સંબંધી સઘળી હકીકત કહીને કહ્યું, "હું ઈંગ્રેજી આંકડા શીખ્યો છું. આ કાગળો ગોઠવવાનું કામ હું બરાબર કરી શકીશ. " પછી ઠાકુરદાસે અને તે બાબુએ તેમની પરીક્ષા જોવાને સારૂ કેટલાક કાગળો તેમને ગોઠવવા આપ્યા. એ પરીક્ષામાં પણ તે બાળક પાસ થયાથી સર્વે બહુ ખુશી થયા, અને તેના વિદ્યાભ્યાસને માટે યોગ્ય ઉપાય યોજવાનું કહેવા લાગ્યા. તેના ઉત્તરમાં ઠાકુરદાસે કહ્યું, "મારી ઇચ્છા એને હિંદુ કૉલેજમાં દાખલ કરવાની છે. " તે સાંભળીને કોઇ કોઈએ તેમને કહ્યું, તમારી પેદાશ તો ૧૦ રૂપિયાની છે તો એટલી આવકમાંથી શી રીતે એને હિંદુ કૉલેજમાં અભ્યાસ કરાવી શકશો ? તેના ઉત્તરમાં ઠાકુરદાસે દૃઢ પ્રતિજ્ઞા વ્યંજક સ્વરથી કહ્યું, એને ભણાવવાને સારૂ માસિક પાંચ રૂપિ-

આનો ખર્ચ કરીશ, અને બાકીના પાંચ રૂપિઆ સંસારના ખર્ચે ખુટણને સારૂ ઘેર મોકલીશ.

ઇચ્છા છતાં પણ અર્થાભાવથી પોતે વિદ્યાભ્યાસ કરી શક્યા નહોતા તેથી ઠાકુરદાસ ચિરકાળ મનમાં ને મનમાં બહુ દુઃખી થતા હતા. તેથી તે બહુ ક્લેશ સહન કરીને પણ ઇશ્વરચંદ્રને ઉપયુક્ત શિક્ષાદાન દેવાને કૃતસંકલ્પ થાય એ સ્વાભાવિક છે. એ પુત્રના વિદ્યાભ્યાસને માટે યથાશક્તિ યત્ન કરવામાં તેમણે જરાએ ક્યાશ રાખી નહોતી. બં. સને ૧૨૩૫ ના કાર્તિક માસના શેષ ભાગમાં ઇશ્વરચંદ્ર કલકત્તામાં આવીને પિતાની સાથે સિંહ મહાશયને ઘેર રહેવા લાગ્યા. તેની પૂર્વે ભાગવત ચરણસિંહે દેહત્યાગ કર્યો હતો, તેથી તે વખતે તેમનો માત્ર ૨૫ વરસની ઉમ્મરનો એક માત્ર પુત્ર જગદુર્લભસિંહ તેના ઘરનો કર્ત્તા હરતા થયો હતો. એ જુવાન બાબુ, ઠાકુરદાસને કાકા કહીને બોલાવતો, તેથી ઇશ્વરચંદ્ર તેને દાદા (મોટા ભાઇ) અને તેની બે બેનોને મોટી નાની દીદી કહીને બોલાવતા.

બાળક ઇશ્વરચંદ્ર, માતા અને પિતામહીને છોડીને કલકત્તે આવ્યાથી અત્યંત ઉદાસીન થઇ પડયા હતા, તે કહેવાની તો જરૂર જ નથી. કારણ કે એવડું બાળક પરદેશમાં પારકે ઘેર ભારે અશાન્તિ અને અગવડ ભોગવે એ સહજ સમજી શકાય તેમ છે. પરંતુ સિંહ-પરિવારમાં તે કેવા સમાદર અને યત્નથી લાલિત પાલિત થતા હતા, તે તેમની અમૃતમયી લેખનીથી જે બહુ મધુર ભાવથી ચિત્રિત થયું છે, તે જ અત્રે વાચકવૃંદની આગળ રજુ કરીએ છીએ. તેમણે લખ્યું છે કેઃ—" એ પરિવારમાં રહ્યાથી હું પારકે ઘેર છું એવું મને કદી પણ લાગતું નહોતું. સર્વે મારા પર યથેષ્ટ સ્નેહ રાખતાં, તેમાં પણ કનિષ્ઠા ભગિની રાઇમણિનો અદ્‌ભુત સ્નેહ અને યત્ન કોઇ

કાળે પણ હું વિસ્મૃત થઇ શકીશ નહિ. તેનો એક માત્ર પુત્ર ગોપાળચંદ્ર ઘોષ મારા સમવયસ્ક હતો. અને પુત્રના ઉપર માતાનો જેવો સ્નેહ અને યત્ન હોવો જોઇએ, તે કરતાં તેના ઉપર રાઇમણિનો સ્નેહભાવ વધારે હતો એમાં સંશય નથી. તથાપિ મારો આન્તરિક દૃઢ વિશ્વાસ એવો છે કે, સ્નેહ અને યત્નની બાબતમાં તેને (રાઇમણિને) મારામાં અને ગોપાળમાં અણુમાત્ર પણ ભિન્નભાવ નહોતો. સારાંશ કે, સ્નેહ, દયા, સૌજન્ય, અમાયિકતા અને સદ્વિવેચના વગેરે સદ્‌ગુણોની બાબતમાં, એ રાઇમણિના જેવી બીજી કોઇ સ્ત્રી આજ પર્યંત મારા જોવામાં આવી નથી. એ દયામયીની સૌમ્ય મૂર્ત્તિ મારા હૃદય--મંદિરમાં દૈવી–મૂર્તિ તરીકે પ્રતિષ્ઠિત થઇ વિરાજી રહેલી છે. પ્રસંગ–ક્રમે તેની વાત નીકળે ત્યારે અપ્રતિમ ગુણોનું કીર્ત્તન કરતાં કરતાં મારાથી રડયા વિના રહી શકાતું નથી. ઘણાકો મને સ્ત્રી જાતિનો પક્ષપાતી કહે છે અને મને લાગેછે કે તેમનું એ કહેવું અસંગત નથી. જે માણસે રાઇમણિની એવી દયા અને એવું સૌજન્ય વગેરે નજરે જોયું છે અને અનુભવ્યું છે, તે જો સ્ત્રી જાતિનો પક્ષપાતી ના થાય, તો તેના તુલ્ય કૃતઘ્ન પામર ભૂમંડળમાં નથી, હું પિતામહી દેવીનો એકાન્ત પ્રિય અને નિતાન્ત અનુગત હતો. કલકત્તામાં આવીને પ્રથમ કેટલાક દિવસ સુધી તેમને માટે મને અત્યંત ઉત્કંઠા થઇ હતી અને સમયે સમયે તેમને યાદ કરીને રડી પણ દેતો; પરંતુ દયામયી રાઇમણિના સ્નેહ અને યત્નથી મારી એ વિષયની ઉત્કંઠા અને ઉત્કટ અસુખ એ સર્વ અનેકાંશે નિવારણ થયું હતું.” એ જ પ્રમાણે મહાત્મા રાજા રામમોહનરાય પણ ચિરદિન નારીજાતિના પક્ષપાતી હતા. તેનું કારણ એ છે કે, તિબેટવાસી રમણીઓના સદ્‌વ્યવહારે તેમના તરૂણ હૃદયમાં એવી નારી–ભક્તિનું બીજ રોપ્યું હતું.

તેમણે પોતે લખ્યું છે કે, "તિમેટવાસી સ્ત્રીઓના સસ્નેહ વ્યવહારને માટે હું ચિરદિન શ્રદ્ધા અને કૃતજ્ઞતા અનુભવું છું." વિદ્યાસાગર શૈશવકાળે વિદેશમાં રાઇમણિના માતૃ તુલ્ય સ્નેહનો આશ્રય પામીને બંગ-લલનાઓના ચિરસુહૃદ થઇ રહ્યા હતા. તેમના જીવનની પરવર્તી સકલ ઘટનાઓની આલોચના કર્યાથી જોવામાં આવે છે કે, નારીજાતિના વિશેષ કલ્યાણ સાધનને માટે જ તેમણે જન્મ ગ્રહણ કર્યો હતો. તેમના જીવનનો અધિકાંશ સમય, ઉપાર્જનમાંનું અધિકાંશ દ્રવ્ય, અને વિદ્યા બુદ્ધિ તથા શાસ્ત્રાલોચનાનું પ્રાય સમસ્ત ફળ, અબલા-કુલના કલ્યાણ સાધનમાં નિયોગ કરીને તે તેમના ચિર બન્ધુ થઈ રહ્યા હતા.

ઈશ્વરચંદ્રને કલકત્તે આણવાની સાથે સાથે જ ઠાકુરદાસના પગારમાં બે રૂપિઆનો વધારો થયો હતો. પહેલાં તેમને આઠ રૂપિઆ મળતા તે તે પછી દસ મળવા માંડયા. જે ઘરમાં તે રહેતા હતા, તે ઘરની નજીકમાં શિવચરણ મલ્લિક નામે એક ધનાઢ્ય સોનીવાણિયો વસતો હતો. તેની પરસાળમાં એક અધ્યારૂ શાળા માંડતો હતો, ત્યાં મહોલ્લાના સર્વ છોકરા ભણતા હતા, તેથી ઠાકુરદાસે ઇશ્વરચંદ્રને પણ પ્રથમ એ શાળામાં દાખલ કર્યા. ત્યાંનો અધ્યારૂ પણ શીખવવામાં સારો નિપુણ હતો. ત્યાં તેમણે માગશર, પોસ અને મહા એ ત્રણ માસ કાઢયા. એટલી મુદતમાં તેમણે એ શાળાનો સર્વ અભ્યાસ પૂરો કર્યો. તે પછી તેમને માટે ક્યાં અને કેવા પ્રકારનો અભ્યાસ કરવાની વ્યવસ્થા કરવી એ વિષે સૌ વિચાર કરતા હતા, એવામાં ફાગણ માસના આરંભમાં તેમને રક્તાતિસારનો રોગ થઇ આવ્યો. એ રોગથી તે અત્યંત હેરાન થવા લાગ્યા. પ્રથમ મહોલ્લામાંના એક વૈદ્યની દવા કરવા માંડી, પરંતુ તેથી રોગનો કંઇ ઉપ-

શમ ન થતાં ઉલટી વૃદ્ધિ થવા લાગી. તેથી તેમને કલકત્તામાં રાખ્યાથી મટવું મુશ્કેલ છે એમ સમજીને ઠાકુરદાસે વીરસિંહ એ બાબતની ખબર મોકલાવી. તે ખબર જાણતાં જ તેમનાં પિતામહી અત્યંત અધિરાં થઇ પડયાં અને જરા પણ વિલંબ કર્યા વિના તેમને જોવાને તથા પોતાની સાથે ઘેર તેડી લાવવાને તરત કલકત્તે ગયાં. ત્યાં માત્ર બે ચાર દિવસ રહ્યા બાદ તેમને સાથે લેઇને ઘેર પાછાં આવ્યાં. એ પ્રમાણે કલકત્તા છોડીને વીરસિંહ ગયાથી જળ, વાયુ અને સ્થાનનું પરિવર્તન થયું તેને લીધે, કંઇ પણ જાણવા જોગ દવા દારૂ કર્યા વિના પણ, તેમનાં પિતામહી અને માતાની સુશ્રુષાથી અને તેમના સહવાસથી એક અઠવાડિયાની અંદર તો તેમને સંપૂર્ણ આરામ થઈ ગયો.

તે પછી જેઠ માસમાં ઠાકુરદાસ આવીને પાછા ફરીથી તેમને કલકત્તે તેડી ગયા. પહેલી વાર તેમને તેડી ગયા ત્યારે રસ્તામાં તેડી લેવાને સારૂ એક નોકરને સાથે લેતા ગયા હતા. તે પ્રમાણે આ વેળાએ જતી વખતે પણ તેમણે ઈશ્વરચંદ્રને પૂછયું કે, ભાઇ, જો તારાથી ચાલી શકાય તેમ ના હોય તો કહે એટલે તેડી લેનાર માણસ લઇએ. પણ દુર્દૈવથી ઈશ્વરચંદ્રને કુબુદ્ધિ ઉપજ્યાથી તેમણે માણસ લેવાની ના કહી, અને હિંમતભેર કહ્યું કે હું ચાલી શકીશ. તેથી પછી ઠાકુરદાસ માણસને લીધા વિના તેમને લેઇને કલકત્તે જવા નીકળ્યા. એ દિવસે તો તે પિતાની સાથે સાથે બરાબર ચાલી શક્યા; અને તેમનાં માતાના મોસાળ પાતુલગામ પર્યંત છ કોસ સુધી સુખે ચાલીને ગયા. પછી તે રાત્રે ત્યાં જ મુકામ કરીને રહ્યા.

બીજે દહાડે સવારે પાતુલથી નીકળ્યા તે તારકેશ્વરની પાસેના રામનગર સુધી જઈ ત્યાં રાતવાસો રહેવાના હતા. પરંતુ અર્ધે

રસ્તે જઇ એક દુકાન ઉપર ફરાળ કરીને ફરી ચાલવા માંડયું, તે વેળાએ ઇશ્વરચંદ્રે પિતાને કહ્યું, બાબા ! હવે મારાથી ચાલી શકાય તેમ નથી. આ જુઓ, મારા બંને પગ સૂજી ગયા છે. તે ઉપરથી ઠાકુરદાસે તેમને બહુ બહુ સમજાવ્યા અને થોડેક દૂર જઇને સકરટેટી લઇ આપવાની લાલચ પણ દેખાડી, પરંતુ તેથી કંઇ ફળ થયું નહિ. એક ડગલું પણ તેમનાથી ભરી શકાતું નહોતું. ઠાકુરદાસે કંટાળીને કેટલોક તિરસ્કાર કર્યો તથા કંઇક ડર પણ દેખાડીને તેમને ત્યાં જ પડયા મૂકીને પોતે એકલા થોડેક સુધી ચાલ્યા ગયા. પરંતુ એ કશાથી તેમને ચલાવી શકયા નહિ. આખરે તેમણે ( ઠાકુરદાસે ) બીજો કંઇ ઉપાય નહિ જોયાથી પાછા આવીને ક્રોધભેર કહ્યું, આમ અધવચ અડી બેસે છે ત્યારે પ્રથમથી જ માણસ કેમ લેવા દીધો નહિ ? એમ કહીને એકાદ લપડાક પણ ખેંચી કાઢી. ઇશ્વરચંદ્ર નિરૂપાય થઇને બેઠા બેઠા રડવા લાગ્યા. પછી ઠાકુરદાસે લાચાર થઇને તેમને તેડી લેઇને ચાલવા માંડયું, કારણ કે તે વેળાએ તે મધ્ય જંગલમાં હતા અને વધારે વાર ત્યાં ખોટી થાય તો ચોર આવીને લુંટી લે એવો ભય હતો. પરંતુ તેમનું શરીર પણ એટલું બધું બળવાન નહોતું કે તે એવા આઠ દસ વરસના છોકરાને તેડીને સપાટાબંધ ચાલી શકે. તેથી થોડેક જઇને વિસામો કરતા અને ફરી પાછા તેડીને ચાલતા. એમ લે મૂક કરતાં કરતાં વચ્ચે વચ્ચે સકરટેટી વગેરેની લાલચ દેખાડીને તેમને થોડુંક ચલાવવાની ચેષ્ટા કરતા હતા; પરંતુ એમ રામાટામા કરવામાં કેટલોક વખત વિશ્રાંતિ મળ્યાથી ઈશ્વરચંદ્રના પગ ઉલટા વધારે સૂજી જઇને છેક ચલન–શક્તિહીન થઈ પડયા. એથી ઠાકુરદાસ દાંતદોરડી કરીને જેમ તેમ કરતાં છેક સંધ્યાકાળ થયા પછી રામનગર પહોંચ્યા. એ રામનગર-

માં તેમની બેનનું ઘર હતું, ત્યાં એક દિવસ રહી વિશ્રામ કરીને ત્રીજે દિવસે પાછા પુત્રને લેઇ કલકત્તે જવા નીકળ્યા. અને વૈદ્યવારી નામના ગંગા–કિનારાના સ્થાનેથી હોડીમાં બેશીને ત્યાં પહોંચ્યા.

એ પ્રમાણે કલકત્તે ગયા પછી ઠાકુરદાસ પુત્રના અભ્યાસને માટે નૂતન વ્યવસ્થા કરવાને સારૂ અત્યંત ઉત્સુક થઈ પડયા. સર્વેએ એકે વાક્યે તેમને એવી સલાહ આપી કે ઈશ્વરને ઇંગ્રેજી સ્કુલમાં દાખલ કરવો. પરંતુ તેમની પોતાની આન્તરિક ઇચ્છા અન્યરૂપ હતી. તેમના વંશના સર્વ માણસો સંસ્કૃત શીખીને અધ્યાપકોમાં અગ્રગણ્ય થતા આવ્યા હતા. માત્ર તે પોતે દારિદ્ર્યને લીધે એ સુખથી વિમુખ રહ્યા હતા. તેટલા માટે પુત્રને સંસ્કૃત શીખવવાની જ તેમની ખરેખરી ઇચ્છા હતી. તેમણે ધારી રાખ્યું હતું કે, ઈશ્વરચંદ્ર સંસ્કૃત શીખીને ઘર આગળ ચતુષ્પાડી સ્થાપન કરશે, અને ત્યાં ગામના અને અન્ય નાના સ્થાનના બાળકોને સંસ્કૃત વિદ્યા શીખવશે. તેથી સ્નેહી સંબંધીઓની સલાહ તેમના ધ્યાનમાં ઉતરતી નહોતી. ઈશ્વરચંદ્રની માના મામા રાધામોહનના કાકાનો દીકરો મધુસુદન વાચસ્પતિ પણ તે વેળાએ સંસ્કૃત કોલેજમાં શીખતો હતો. તેના ઉત્સાહ અને પરામર્શથી (સલાહથી) આખરે ઠાકુરદાસે ઈશ્વરચંદ્રને સંસ્કૃત કોલેજમાં જ દાખલ કર્યા.

---

## પ્રકરણ ૩ જું

### વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ.

ઇ. સ. ૧૮૨૯ના જુન માસની ૧લી. તારીખે નવ વરસની ઉમ્મરે ઈશ્વરચંદ્ર કલકત્તાની સંસ્કૃત કોલેજમાં દાખલ થયા, અને

ત્યાં વ્યાકરણની તૃતીય શ્રેણીમાં અભ્યાસ કરવા લાગ્યા. તે પહેલાં તેમને સંસ્કૃતનું કંઇ જ્ઞાન નહોતું; તથાપિ એ વિદ્યાલયમાં દાખલ થયા ત્યારથી જ પોતાની શ્રેણીના સર્વોત્કૃષ્ટ છાત્ર (વિદ્યાર્થી) થઇ પડયા. ગંગાધર તર્કવાગીશ તેમની શ્રેણીના અધ્યાપક–શિક્ષક હતા. તે શિક્ષણ આપવામાં સારા પારદર્શી હોઇને વિશિષ્ટ રૂપે બાળકોને શીખવતા. વિદ્યાર્થીઓને પુત્રવત્ સ્નેહની સાથે શીખવવામાં તેમણે વિશેષ પ્રતિપત્તિ અને ખ્યાતિ મેળવી હતી. તેમાં પણ ઈશ્વરચંદ્રની સ્મરણ–શક્તિ, તેમનો અધ્યવસાય, અને વિદ્યા–શિક્ષામાં તેમનો અનુરાગ જોઇને તેમના ઉપર તે સર્વથી વિશેષ દૃષ્ટિ તથા સ્નેહભાવ રાખતા હતા. ઈશ્વરચંદ્ર કોલેજમાં દાખલ થયા તે પછી છ માસ કેડે જે પરીક્ષા થઇ તેમાં તે સર્વોત્કૃષ્ટ ઉતર્યાથી તેમને માસિક પાંચ રૂપિઆની શિષ્યવૃત્તિ (સ્કોલરશિપ) મળી. પૂર્વોલ્લિખિત મધુસુદન વાચસ્પતિ પણ સર્વદા તેમની સંભાળ રાખતા હતા. વળી તેમના પિતાનો એવો નિયમ હતો કે દરરોજ સવારના નવ વાગ્યે તેમને ખવડાવી પીવડાવીને પોતે સાથે જઈને કોલેજમાં મૂકી આવતા અને સાંજના ચાર વાગ્યે પાછા ત્યાં જઈને તેમને પોતાની સાથે જ ઘેર તેડી જતા. એ પ્રમાણે વિદ્યાલયમાં તેમના ઉપર સ્નેહદૃષ્ટિ અને તકેદારી રાખનાર શિક્ષક અને સ્વજન હતા; અને રસ્તામાં જતાં આવતાં તેમના પિતા તેમનું રક્ષણ કરતા. તેથી નાની ઉમ્મરમાં નઠારા છોકરાની સોબતમાં પડવાનો યોગ તેમને મળતો નહોતો. અનેક કોમળ મતિના સરલ ચિત્તના બુદ્ધિમાન બાળકો કુસંગમાં પડીને વિનષ્ટ થઈ જાય છે; અને ઉત્તરકાળે સુશિક્ષા તથા સચ્ચરિત્ર–લાભમાં વંચિત રહી, પોતાનું અને સંબંધીઓનું સર્વનાશ સાધન કરે છે. વિશેષતઃ ઠાકુરદાસના જેવા ધર્મશીલ, કર્તવ્યપરાયણ અને પુત્રવત્સલ

પિતાઓના અભાવે હાલના ઘણા સ્વદેશી સંતાનો દુર્નીતિ, દુરાચાર અને કુશિક્ષાના ઘૃણિત પથે વિચરણ કરીને પોતાનું અને દેશનું અકલ્યાણ કરે છે. એવા શ્રમશીલ, કષ્ટસહિષ્ણુ, ન્યાયનિષ્ઠ અને સંતાનવત્સલ પિતાની સંખ્યા જેથી વૃદ્ધિંગત થાય, તે તરફ જ હાલમાં આપણે વિશેષ મનોયોગી થવાની અત્યંત આવશ્યકતા છે:

એમ કરતાં પછી જ્યારે ઠાકુરદાસને સમજાયું કે હવે ઈશ્વર એકલો રસ્તે જવાને સમર્થ થયો છે, તેની સાથે નહિ ગયાથી કાંઇ નુકસાન થાય તેમ નથી, ત્યારે તેમણે તેને એકલો જવા દેવા માંડયો. એ બાળક ક્ષુદ્રાવયવ–સંપન્ન હતો. જ્યારે તે એકલો છત્રી માથા પર ધરીને ભણવા જતો ત્યારે દૂરથી તેને જોનારને એમ જ લાગતું કે જાણે એક છત્રી જ ચાલી જાય છે, તેની નીચે કોઈ છે એમ લાગતું નહોતું. વળી તેનું માથું તેના એવા ક્ષુદ્ર દેહને સંપૂર્ણ અનુપયુક્ત એટલે પ્રમાણમાં મોટું હતું, અને તેને સારૂ તેના સહાધ્યાયીઓ તેને ચીડવતા પણ ખરા. તે ઉપરાંત તેને ચીડાવાનું બીજું એક કારણ એ પણ હતું કે, નાનપણમાં તે તોતળો હોવાથી જ્યારે ગુસ્સે થતો ત્યારે તેનાથી ઝટ ઝટ બોલી શકાતું નહોતું.*

ઈશ્વરચંદ્રે કોલેજમાં પ્રવેશ કર્યો ત્યારથી પ્રતિદિન જે જે ત્યાં ભણતા, તેની ઘેર આવીને પિતાની આગળ આવૃત્તિ કરી જવી પડતી. તેમાં એક શબ્દનો પણ હેરફેર પડતો તો તેમની કમબખ્તી આવતી. ભણ્યા પ્રમાણે જ બરાબર બોલી જવું પડતું. તે ઉપરાંત કોઇ કોઇ વાર પાછલા પાઠ પણ એમ બોલી જવા પડતા હતા.

---

*તેમના પિતામહે સૂતિકાગૃહમાં જ તેમની જીભની નીચે અળતાવતી કંઈક લખીને કહ્યું હતું કે, આ લખ્યાના કારણથી આ બાળક અનેક દિન પર્યન્ત બરાબર ત્વરાથી બોલી શકશે નહિ.

ભ્રમથી કે પ્રમાદથી એકાદ શબ્દ ભૂલે કે હેરફેર બોલે તો ઠાકુરદાસ તરત તે પકડી કાડતા. તે એવી રીતે ઘેર પાઠ લેતા હતા કે, ઈશ્વરચંદ્ર એમ જ સમજતા કે વ્યાકરણ વિષયમાં તેમના પિતા તર્કવાગીશ શિક્ષકના જેવા પંડિત છે. મતલબ કે "સૂડા પડાવત ઘરધણી" ની પેઠે પુત્રનો પાઠ લેતાં લેતાં એ પિતાએ વ્યાકરણમાં વિશેષ વ્યુત્પત્તિ મેળવી હતી. ઈશ્વરચંદ્રને તેમની ઉમ્મરના કરતાં અધિક પરિશ્રમ કરવો પડ્યો હતો; અને એ પરિશ્રમમાં કહેવણ રહે તો પિતાના તરફથી તેનો હદ ઉપરાંત દંડ ભોગવવો પડતો હતો. સમસ્ત દિનના પરિશ્રમથી કાયર થઇને કોઈ કોઇ વાર રાત્રે ગોખતાં ગોખતાં તે ઉંઘી જતા, અને તેમના પિતા મોડી રાતે નોકરી પરથી ઘેર આવીને જોતા કે દીવો બળે છે અને તે ઉંઘી ગયા છે, તો પછી તેમને બચવાનો આરો રહેતો નહિ. કોઈ કોઇ વાર તો ઠાકુરદાસ એટલો પ્રહાર કરતા કે તેમને રહેવાના ઘરમાંની સ્ત્રીઓ, તેમાં વિશેષે કરીને રાઇમણિ એ બાળકની વારે ધાઈ આવતી, અને કેટલીક વાર તો પ્રહારના અસહ્ય દૃશ્યથી કંટાળીને તેમને ઘર બદલવાનું પણ કહેતી હતી. એવા પ્રહારમાંથી બચવાને સારૂ બાળક ઈશ્વરચંદ્ર અનેક સમયે દીવામાંનું દીવેલ આંખમાં આંજીને યંત્રણાથી તરફડિયાં મારતા હતા. એવી રીતના રાત્રિ–જાગરણ પૂર્વક તે અભ્યાસ કરતા, તેના ઉપર પાછા ઠાકુરદાસ પરોઢિયે તેમને જગાડીને અનેક જ્ઞાતવ્ય વિષય અને પ્રસ્તાવિક શ્લોક મ્હોડે મ્હોડેથી શીખવતા હતા. એ પ્રમાણે બસો ત્રણસો શ્લોક સૂતે સુતે તે શીખ્યા હતા. વળી બીજી તરફ તેમના શિક્ષક તર્કવાગીશ મહાશય પણ તેમની અત્યાશ્ચર્ય મેધાશક્તિ જોઇને વિશેષ યત્ન સહિત વિવિધ વિષયના સંસ્કૃત શ્લોક મુખેથી જ તેમને શીખવતા અને તેના અ-

ન્વય અને અર્થ પણ કરી દેખાડતા. એ પ્રમાણે ત્રણ વરસ સુધી તેમણે વ્યાકરણ શ્રેણીમાં અભ્યાસ કર્યો. તેમાંનાં પહેલાં બે વર્ષની પરીક્ષામાં તે સર્વેથી શ્રેષ્ઠ ઉતર્યા હતા. પણ ત્રીજા વર્ષે ઉત્કૃષ્ટ રૂપે પરીક્ષા આપ્યા છતાં આશાનુરૂપ પુરસ્કાર પામી શક્યા નહિ, તેથી ભગ્નમનોરથ થઇને તેમણે એ વિદ્યાલયમાં ભણવાનું છોડી દેઈ ઘેર જતા રહેવાનો નિશ્ચય કર્યો હતો. જે વાત તે પકડતા તે સહજ છોડી દેતા નહિ એવો તેમનો સ્વભાવ હતો, તેથી તેમણે એ નિશ્ચય નહિ ફેરવતાં દેશમાં જઇ ત્યાંની સાર્વભૌમની વિદ્યાશાળામાં વિશેષ અભ્યાસ કરવાનું નક્કી કર્યું. પણ આખરે તેમના શિક્ષક તર્કવાગીશ મહાશયના અત્યંત સ્નેહાનુરોધથી તથા વાચસ્પતિની આત્મીયતાથી બાધ્ય થઈને એ સંકલ્પ તેમને છોડી દેવો પડ્યો, અને પિતાના અભિપ્રાય પ્રમાણે પાછા કોલેજમાં જ પૂર્વવત્ અભ્યાસ કરવા લાગ્યા. એ એક વાર પરીક્ષાનું ફળ સારૂં નહિ આવવાનું કારણ એવું કહેવાય છે કે, એ વખતે એક સાહેબ પરીક્ષક હતો, તેણે ઈશ્વરચંદ્રની ત્વરીત ઉચ્ચારણમાં અક્ષમતાને મોટો દોષ ગણ્યો હતો; તથા સંભવતઃ તેના સમજવામાં પણ કંઇક ભૂલ થઇ હતી, તેથી તેની પરીક્ષામાં તે પહેલે નંબરે પાસ થઇ શક્યા નહોતા. વિદ્યાલયના સર્વોત્તમ છાત્ર થવાને સારૂ તે પ્રાણપણે પરિશ્રમ કરતા હતા, તેથી એવા બનાવને લીધે તેમને મનઃક્ષોભ થાય એમાં કાંઇ નવાઈ જેવું નથી. શ્રમશીલતા, દૃઢતા અને બુદ્ધિપ્રકાશમાં કોઈ બાળક તેમનો પરાજય કરે એ તેમનાથી સહન થતું નહોતું. જે સ્થળે પરાજયની સંભાવના અધિક હોય, તે સ્થળે તેમની જયલાભની ઉત્તેજના અને મહેનત તે કરતાં પણ અધિક પ્રબળ થતી. એ પુરૂષ કાં શૈશવમાં, કાં પઠદશામાં કે કાં ઉત્તરકાળે કર્મક્ષેત્રમાં કિંવા અન્ય કોઇ

વિશેશ કાર્યમાં કોઇપિણુ સ્થળે કોઇની પાછળ પડવામાં બહુ જ હીણું સમજતા હતા. ચિરદિન સમભાવે પોતાનું વ્યક્તિત્વ અને પ્રતિપત્તિ સતેજ રાખીને ચાલવાને તે પ્રાણપણે પ્રયાસ કરતા હતા. અને તેમની એ ચેષ્ટાએ સર્વત્ર તેમની આકાંક્ષાનુરૂપ ફલ પ્રદાન કરીને તેમના વ્યક્તિત્વ અને પ્રભાવની પરાકાષ્ટા પ્રદર્શિત કરી છે. કદી પણ કોઇના અનુગ્રહ–ભાજન થવાની પ્રવૃત્તિ તેમણે દેખાડી નથી. એવા આત્મનિર્ભરના ગુણથી તે સર્વત્ર જયી થયા છે. વિદ્યાભ્યાસ કરતી વેળાએ જ તેમનો એ મહાન ગુણ સ્ફુરી નિકળ્યો હતો.

સંસારમાં અન્ય દસ જણાના અનુગ્રહ–ભાજન થયા વિના અને અન્યની સહાયતા મેળવ્યા વિના જીવનપથે અગ્રસર થવું અતિ કઠણ કાર્ય છે. તેમાં પણ નિરન્ન દરિદ્ર બ્રાહ્મણ–બાળકના પક્ષે એવો આત્મનિર્ભર વિશેષ વિચિત્ર વ્યાપાર ગણી શકાય. ઉત્તર કાળે બહુ બન્ધુથી પરિવેષ્ટિત હોવા છતાં પણ ઇશ્વરચંદ્ર એકલા જ જીવન–સંગ્રામમાં પ્રવૃત થયા હતા. તેમણે પોતે કહ્યું છે કે, તેમના જેવા ગરીબ અતિ અલ્પ હોય છે. તેમના પિતા જે ભાવે દુઃખ કષ્ટની સામે સંગ્રામ કરી તિલ તિલ કરીને જીવનપથમાં અગ્રસર થયા હતા તેની હકીકત પૂર્વે જણાવી છે. તે ઉપરાંત તેમણે પોતે કહ્યું છે કે, "પિતાની સામાન્ય આવકથી બહોળા પરિવારનું ભરણપોષણ બરાબર થતું નહોતું તેથી બાલ્યકાળે અનેક સમયે અમારે ઉદરઅને માટે અત્યન્ત કષ્ટ ભોગવવું પડતું હતું. તેમણે વર્ણવેલી નિજ–દુઃખની કહાણી એટલી હૃદયવિદારક છે કે તેનો અનુભવ માત્ર સહૃદય જનોના અંતરમાં જ આવી શકે. તેમણે કહ્યું છે કે, "કદી અન્ન મળે અને કદી ના પણ મળે. અને જ્યારે મળતું ત્યારે પણ સકળ સમયે પેટ ભરીને ખાવા પામતા નહિ. અને જ્યારે પેટપૂર અન્ન મળતું, ત્યારે

દાળ શાક વગેરેના અભાવે કેવળ ભાત અને મીઠાથી દહાડો કાઢવો પડતો. જ્યારે શાક તરકારી મળતું ત્યારે તેનો રસો તે દિવસ ખાઇને નક્કર ભાગ બીજા દિવસને માટે રાખી મૂકતા. અને કેટલીકવાર તો એમ રાખેલી તરકારીથી જ આગલો દિવસ કાઢવો પડતો. આવું આવું દુઃખ વેઠી રાત્રિ દિવસ પરિશ્રમ કરીને જે બાળક જીવન પથે અગ્રસર થવાને પ્રાણપણે પ્રયત્ન કરે તેના પર ઇશ્વિર પ્રસન્ન થઇને યોગ્ય બદલો કેમ ના આપે ?

ઉત્તરકાળે ઇશ્વરચંદ્રે જે દયાની મૂર્તિ થઇને સંસારમાં વિચરણ કર્યું હતું, તે અસાધ્ય સાધનનો પ્રથમ અંકુર વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરતી વેળાએ તેમના બાલ્યસહચરોની પરિચર્યામાં જ અંકુરિત થયો હતો. પિતા દરિદ્ર અને પોતે વખતે ઉદરપૂર્ણ આહાર પણ પામતા નહિ. તથાપિ વિદ્યાલયમાંથી જે શિષ્યવૃત્તિ તેમને મળતી હતી, તેમાંથી સમયે સમયે થોડું અન્ય સહાધ્યાયીઓની સાહાયાર્થે વ્યય કરતા હતા. પોતે ગામઠી સૂતરનાં જાડાં કપડાં પહેરતા અને અન્ય ગરીબ બાળકોને અપેક્ષાકૃત ઉત્તમ વસ્ત્રો લેઇ આપતા હતા. એમના જેવા બાળકે એ પ્રમાણે કરવાની વાત તો દૂર રહી, પણ ઉમ્મરલાયક સુપ્રવીણ પુરૂષના પક્ષે પણ સ્વાર્થત્યાગનું એવું આશ્ચર્યકારક દૃષ્ટાન્ત જોવામાં આવતું નથી. એવી રીતે બાલ્યકાળથી જ તે પોતાની દુરવસ્થા વિસ્મૃત થઇને અન્યની સેવામાં નિયુક્ત રહેતા હતા. એક તરફ અનાહાર અને અનિદ્રાજનિત દુઃખ કષ્ટ, શ્રાવણની ધારાની પેઠે તેમના માથા ઉપરથી ચાલી જતાં, તેમાં પાછો ઘરના પાકાદિ કાર્યનો ભાર પણ તેમના જ ઉપર હતો, તે ઉપરાંત પાછી દશ જણની ખબર અંતર કાઢીને અને સેવા કરીને વિદ્યાલયમાં સર્વોચ્ચ સ્થાન સાચવી રાખવું, એ તેમના જેવા બાળ-

કને પક્ષે કેવું સંભવિત છે, તે સાધારણ વિચાર-બુદ્ધિથી સમજી શકાતું નથી. સમગ્ર સભ્ય જગતનો ઇતિહાસ બારિકીથી તપાસી જોતાં પણ એવી પરસેવા અને એવા સ્વાર્થત્યાગની અંદરથી આત્મોન્નતિના સાધનનું એવું ઉત્કૃષ્ટ દૃષ્ટાન્ત અતિ અલ્પ જ જોવામાં આવે છે.

સાધારણ લોકના પક્ષે જે પ્રધાન દોષ ગણાય, તે પ્રતિભાશાળી ક્ષમતાવાન પુરૂષના પક્ષે મુખ્ય ગુણમાં લેખાય છે. અન્ય લોક પોતાની વિદ્યા અને બુદ્ધિ ઉપર નિર્ભર રહીને ચાલે, પોતાની જીદ પકડી રહે અને બીજાના અનુરોધની ઉપેક્ષા કરે, તો તે નિન્દાને પાત્ર થાય છે; પરંતુ સંસારમાં કોઇ કોઇ વાર જોવામાં આવે છે કે, દશ જણની અથવા સો જણની વિદ્યા-બુદ્ધિ અને સૂક્ષ્મદર્શિતા એકત્ર કર્યાથી પણ પ્રતિભાશાળી મહાત્માઓને તેની અણુમાત્ર પણ અસર થતી નથી. અને તેથી તેઓ પોતાના જ ઉપર અધિક આધાર રાખવાનું શીખે છે. ઈશ્વરચંદ્રનો એવો આત્મનિર્ભર ભાવ બાલ્યકાળથી પ્રબળ થઇ ઉઠયો હતો. વિદ્યાલયમાં કોઇની સાહાય લીધા વિના સકળ વિષયમાં સર્વેથી ઉત્કૃષ્ટ છાત્ર થવાની પ્રતિજ્ઞા દ્વારા જ તે સર્વદા પરિચાલિત થતા. અને સર્વોત્કૃષ્ટ બાળક થવાને જેટલા પ્રકારના ક્લેશ ભોગવવા જોઇએ, તે સર્વ ભોગવવાને તે સદા તત્પર રહેતા. એ બાબતમાં તે કોઇનો અનુરોધ માનતા નહિ. અનેક સમયે તે અર્ધરાત્રિ અને કોઇ કોઇ સમયે સમસ્ત રાત્રિ જાગીને અભ્યાસ કરતા હતા. એવા પરિશ્રમને લીધે ઘણી વાર તે વ્યાધિગ્રસ્ત થઇ જઈ અનેક દિન પર્યન્ત ખાટલા વશ પણ થતા હતા, તે છતાં આત્મોન્નતિ-સાધનમાં કદી પણ જરાએ વિરક્ત થતા નહિ. ઉત્તરકાળે જ્યારે તેમણે સંમાન અને સંપદના ઉચ્ચ શિખર પર આરોહણ કર્યું હતું, ત્યારે તેમનું શરીર અસુસ્થ થઈ પડયું હતું, અને જ્યારે તે જનસમાજના

નિત્ય નૈમિત્તિક કાર્યકલાપની સાથે સંશ્રવ રાખતા નહોતા, ત્યારે પણ જોવામાં આવ્યું છે કે, તે એકાહારે, અનાહારે વા રૂગ્ન શરીરે રચનાને શાસ્ત્રાલોચનામાં નિયુક્ત રહેતા હતા. કોઇ નવીન વિષય જાણવાને સારૂ, કો નૂતન તત્વ સંગ્રહવાને સારૂ અથવા કોઇ નવું પુસ્તક ક્રય કરવાને સારૂ, તે સર્વદા મુક્તભાવે અપેક્ષા કરતા હતા. કોઇ માણુસ કોઇ પણ વિષયમાં તેમને પાછાં હઠાવે એ વાત તે કદી પણ સહન કરી શકતા નહિ. એવી દુર્દમનીય આત્મોન્નતિ–સ્પૃહા અને આત્માદરનો ભાવ એ બાલ્યકાળે વિદ્યાલયમાં જ તેમણે ઉપાર્જન કર્યા હતાં. અને તે પછી જીવનના શેષ દિન પર્યન્ત એવા ઉચ્ચભાવ–સમૂહની પરાકાષ્ઠા દેખાડી ગયા છે. તેમના લોકાન્તર–ગમનના પૂર્વ દિને પણ તેમણે પોતાનાં નિતાન્ત પ્રયોજનીય કાર્ય પોતે કરી લેવાની ચેષ્ટા કરી હતી. બાલ્યકાળે એવી જીદથી ઘણી વાર તેમને કષ્ટ પણ પામવું પડયું હતું.

જ્યારે તેમણે વ્યાકરણ શ્રેણીનો અભ્યાસ પૂર્ણ કરીને સાહિત્ય શ્રેણીમાં પ્રવેશ કર્યો, ત્યારે તેમની ઉમ્મર માત્ર એકાદશ વર્ષની હતી. એ અવસરે તેમને ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો. સાહિત્ય શ્રેણીના અધ્યાપક જયગોપાળ તર્કાલંકારે તેમની ઉમ્મરની અલ્પતાથી તેમને પોતાના વર્ગમાં દાખલ કરવામાં વાંધો લીધો હતો. એ અધ્યાપકને એવો સંદેહ થયો કે આટલી નાની ઉમ્મરનો છોકરો સંસ્કૃત સાહિત્ય સમજી શકશે નહિ. આથી આત્માભિમાની ઇશ્વરચંદ્રે તેમને કહ્યું, સાહિત્ય વિષયમાં જ મારી પરીક્ષા લેશો તો ઠીક પડશે, નહિ તો મારે વિદ્યાલય ત્યાગીને જવું પડશે. તે ઉપરથી તર્કાલંકાર મહાશયે તેમને ભટ્ટીકાવ્યના કેટલાક શ્લોકના અર્થ કરવાને કહ્યું. તે સઘળા શ્લોકના અર્થ અને અન્વય જેવા તેમણે કર્યા, તેવા તેમ-

નાથી મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓમાંથી પણ કોઇ કરી શકત નહિ. પછી એ અધ્યાપકે સંતુષ્ટ થઇને તેમને પોતાના વર્ગમાં દાખલ કર્યા અને ત્યાર પછી ચિરદિન પુત્રતુલ્ય વાત્સલ્ય સહિત તેમને શીખવવા લાગ્યા. એ સાહિત્ય શ્રેણીમાં તેમના કરતાં મોટી ઉમ્મરના અનેક વિદ્યાર્થિઓ તેમના સહાધ્યાયી હતા.

સાહિત્ય શ્રેણીના પ્રથમ વર્ષે તે રઘુવંશ, કુમારસંભવ અને રાઘવપાંડવીય પ્રભૃતિ સાહિત્ય ગ્રંથોની પરીક્ષામાં સર્વોચ્ચ સ્થાન મેળવીને પુરસ્કાર પામ્યા. તેમજ બીજે વર્ષે પણ તેમણે માઘ, ભારવી, મેઘદૂત, શકુન્તલા, ઉત્તરચરિત, વિક્રમોર્વશી, મુદ્રારાક્ષસ, કાદમ્બરી અને દશકુમારચરિત વગેરે કાવ્યગ્રંથો આદ્યોપાન્ત કંઠસ્થ કરીને શેષ પરીક્ષામાં સર્વેને પાછળ પાડી પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું. શિક્ષણ અને છાત્રગણ સર્વ તેમની પરીક્ષાનું પરિણામ જોઇને ચમત્કૃત થયા.

તે સમયે આજની પેઠે રવિવારે કોલેજમાં રજા પડતી નહોતી. પણ પ્રતિપદાએ અને અષ્ટમીએ સંસ્કૃત–ચર્ચાનો નિષેધ હોવાથી એ બે દિવસ કોલેજ બંધ રહેતી. દ્વાદશી, ત્રયોદશી, ચતુર્દશી, અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે નવીન પાઠ બંધ રહેતા, તેથી તે દિવસોએ સંસ્કૃતરચના શિક્ષાની વ્યવસ્થા હતી. વળી કોઇ કોઇ દિવસ સંસ્કૃતમાંથી બંગાળી અને બંગાળીમાંથી સંસ્કૃત અનુવાદ કરવાનું શીખવવામાં આવતું. એ સર્વ વિષયમાં ઇશ્વરચંદ્ર તેમના સહાધ્યાયીઓના કરતાં અધિક પારદર્શિતા દેખાડતા તેથી શિક્ષક મહાશય તેમના ઉપર પુત્રવત્ સ્નેહ રાખતા અને સર્વદા તેમનું કલ્યાણ ચહાતા હતા.

તે સંસ્કૃત કાવ્યગ્રંથો આદ્યોપાન્ત કંઠસ્થ કરી રાખવા ઉપરાંત નાના વિષયક સંસ્કૃત પદાવલિ પણ સંગ્રહીને સ્મરણમાં રાખતા

હતા. વળી તે સંસ્કૃતમાં વાતચીત પણ કરી શકતા. તે સમયના સર્વ પંડિતો તેમની એવી અસાધારણ શક્તિ જોઇને કહેતા કે, ઈશ્વર શ્રુતિધર છે. એ છોકરો દીર્ઘજીવી થયાથી અદ્વિતીય પુરૂષ થશે.

એ સમયે ઠાકુરદાસ તેમના મધ્યમ પુત્ર દીનબંધુને સંસ્કૃત કોલેજમાં દાખલ કરવાના વિચારથી કલકત્તે તેડી લાવ્યા. એ પ્રમાણે ત્યાંના વાસ–સ્થાનમાં પરિવારની સંખ્યા વધવા માંડી, ને સાથે ઈશ્વરચંદ્રની વિદ્યાશિક્ષાની ક્રમોન્નતિની સાથે સાથે તેમને માથેનો ઘરકામનો ખટરાગ પણ વધવા માંડ્યો. દરરોજ સવાર સાંજ એ વેળા તેમને રસોઇ કરવી પડતી. ચાકર કે રસોઈઓ કોઈ નહોતું, તેથી સવારમાં ગંગાસ્નાન કરીને આવતી વખતે તેમને કાશીનાથ બાબુના બજારમાં જઇને મત્સ્ય અને તરકારી ભાજી લેતા આપવું પડતું, તથા ઘેર આવીને મશાલો વગેરે વાટવાનું કામ પણ તે જ કરતા. તે પછી રસોઈ કરીને ચાર પાંચ જણને જમાડતા અને પોતે જમીને એંઠવાડ અબોટ કરી નાંખ્યા કેડે કોલેજમાં જતા. એ બધા ઉપરાંત પાછો ઠાકુરદાસનો એવો નિયમ હતો કે ભાતનો એક દાણો પણ પાત્રની કોરે પડી રહેવો ના જોઈએ, તેથી ભોજન––પાત્ર ધોઇને પી જવાની જરૂર પડતી હતી. એમાં જો કસુર થાય તો ભારે દંડ ભોગવવો પડતો. એવા કઠોર બ્રહ્મચર્યમાં તેમનું બાલ્યજીવન અતિવાહિત થયું હતું, તેથી જ ઉત્તરકાળે તે નિર્ભય શાન્ત ચિત્તે સકળ વિપદ્‌ભાર વહન કરવાને સક્ષમ થયા હતા. વિપત્તિથી કિંવા રોગાદિકથી તેમને અસહિષ્ણુ થયેલા કોઇએ કદી જોયા નથી.

તેમના મધ્યમ સહોદર દીનબંધુને કલકત્તે લાવ્યાનું ઉપર કહ્યું છે. એ દીનબન્ધુને તેના પિતાએ સંસ્કૃત કૉલેજમાં વ્યાકરણની દ્વિતીય શ્રેણીમાં દાખલ કરાવ્યો હતો. એ છોકરો ઈશ્વરચંદ્રના જેવો

પરિશ્રમી નહોતો. ઘણો કાળ તે આળસમાં ગાળતો. પરંતુ તે અત્યંત મેધાવી હતો. તેની બુદ્ધિ બહુ તીક્ષ્ણ હતી, તેથી તે એક વાર જે સાંભળતો તે સ્મરણ રાખી શકતો. ઠાકુરદાસ રાત્રે નવ વાગે નોકરી પરથી ઘેર આવતા તે વખતે એ બંને ભાઇઓને ભણવા બેઠેલા જોઇને બહુ આનંદિત થતા. અને જો કદી જોતા કે દીવો બળે છે અને તેઓ બેઠા બેઠા ઊંઘે છે, તો પછી તેમણી ખરેખરી કમબખ્તી આવી પહોંચતી. એમના વગર વિચારના પ્રહારથી એ બે બાળકો રડારોળ કરતા તેથી કંટાળીને સિંહ પરિવારનાં માણસો ત્યાં દોડી આવી તેમને છોડાવતાં, અને ઠાકુરદાસને અત્યંત તિરસ્કાર કરીને ઘર બદલવાનું કહેતાં. વળી તેઓ કહેતાં કે, આ નાના છોકરા આટલો બધો માર ખાધાથી વખતે મરી જશે, અને તમે બ્રાહ્મણ છો તેથી અમારા ઘરમાં એવી બ્રહ્મહત્યાઓ કરીને અમને પાપગ્રસ્ત કરશો નહિ.

એક સમયે ઇશ્વરચંદ્ર સંધ્યાદિ નિત્યકર્મ ભૂલી ગયા હતા, તે છતાં તે સંધ્યાના ચાળા ચેટક એવી રીતે કરતા હતા કે જાણે ખરેખર સંધ્યા કરે છે; બાકી ખરી રીતે તો તેમને સંધ્યા બરાબર યાદ નહોતી, તેમ તે ખરા મનથી સંધ્યા કરતા પણ નહોતા. એવામાં એક દિવસ તેમના કાકા કાલિદાસને એ બાબતનો સંદેહ ઉત્પન્ન થવાથી તેમણે તેમને સંધ્યા બોલી જવાનું કહ્યું, તેથી તે ખરેખરા સપડાયા, અને પિતાની આગળ છેક ઝંખવાણા પડી ગયા. પણ પછી તેજ દહાડે જમ્યા પહેલાં સઘળી સંધ્યા તેમણે મ્હોડે કરી દીધી. તે એવા આશ્ચર્યકારક શકિતશાળી બાળક હતા કે ઘડી ભરમાં સમગ્ર સંધ્યાની આદ્યાપાન્ત નિર્મૂલ આવૃત્તિ કરી જઇને પછી જમ્યા હતા.

અનેક દિન થયાં ઠાકુરદાસના મનની એવી વાસના હતી કે, ઈશ્વર કાલેજનું શિક્ષણ સમાપન કરીને વીરસિંહમાં જઈ ત્યાં ચતુષ્પાડી સ્થાપન કરશે, અને ગામના તથા અન્યાન્ય સ્થાનના નિરાશ્રિત બાળકો એ ચતુષ્પાઠીમાં વિદ્યાભ્યાસ કરશે. એવી આકાંક્ષાથી તેમણે એક દિવસ ઈશ્વરચંદ્રને કહ્યું, કાલેજમાંથી તને જે વૃત્તિ મળે છે, તે એકઠી કરીને દેશમાં થોડીક જમીન વેચાતી લે. એ જમીનના ઊત્પન્નમાંથી વિદેશી બાળકો ભણવા આવશે તેમનું ભરણપોષણ થશે. તે પ્રમાણે તેમણે પોતાની વૃત્તિના રૂપિયાની કેટલીક જમીન પોતાના ગામમાં ખરીદ કરી હતી. ત્યાર પછી કેટલેક દિવસે તેમના પિતાએ પાછું એવું કહ્યું કે, હવે વૃત્તિના રૂપિઆ ભેગા કરીને કેટલાક ઉત્તમ અને ઉપયોગી સંસ્કૃત ગ્રંથો ખરીદ કરો. તે પ્રમાણે તેમણે કેટલાક હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથો પણ ક્રય કર્યા હતા. એ ગ્રંથો તેમની અમૂલ્ય લાઈબ્રેરીની અંદર અદ્યાપિ વિદ્યમાન છે. એમનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી અનાથ દરિદ્ર બાળકોના વિદ્યાભ્યાસની સુગમતાને સારૂ પોતાના ગામમાં એક ઉત્તમ પ્રતિની શાળા સ્થાપન કરવાનો એ પિતા પુત્ર બંનેનો વિચાર હતો, અને તેનું આયોજન એ પ્રમાણે પ્રથમથીજ તેમણે કરવા માંડયું હતું.

એટલી મુદતમાં ઈશ્વરચંદ્રે વ્યાકરણમાં અને સાહિત્યમાં વિશિષ્ટ રૂપે પારદર્શિતા પ્રાપ્ત કરી હતી. કોઈ સમયે અવસર પ્રસંગે જ્યારે તે વીરસિંહ જતા, ત્યારે શ્રાદ્ધાદિ ઉપલક્ષે કોઇ પુરોહિત વગેરેને કોઈ પ્રકારના નિમંત્રણના શ્લોકનું પ્રયોજન પડતું, તો તેના શ્લોક તે રચી આપતા હતા. એક વાર એક સંપન્ન ગૃહસ્થને ઘેર આદ્યશ્રાદ્ધ ઉપલક્ષે જોઈતા શ્લોક તેના પુરોહિતે તેમની પાસે રચાવ્યા હતા. તે શ્લોકનું રચનાપારિપાટવ, શબ્દવિન્યાસ અને પદલાલિત્ય જોઇને ભેગા

મળેલા સર્વે પંડિતો તેના રચનારનું અનુસંધાન કરવા લાગ્યા. તે વેળાએ પુરોહિતે છોકરવાદ ઇશ્વરચંદ્રને દેખાડી દીધાથી, તેમની એવી ક્ષમતા જોઇને સર્વ અતિ ચમત્કૃત થઈ ગયા. પછી તેમાંના કોઈ કોઈ પંડિત તેમની સાથે વ્યાકરણની ચર્ચા કરતાં જોવા પામ્યા કે એ છોકરો અનર્ગળ સંસ્કૃત ભાષામાં સારી રીતે વાતચીત કરી શકે છે, ત્યારે સર્વ તેમની એવી નિપુણતા જોઇ તેમને આશીર્વાદ આપીને ચૂપ થઇ રહ્યા. પછી તે સમયથી વીરસિંહમાં અને તેની આસપાસનાં અનેક ગામોમાં વાત ફેલાઇ ગઇ કે ઠાકુરદાસ બન્ધોપાધ્યાયનો પુત્ર ઇશ્વરચંદ્ર એક અસાધરણ પંડિત થયો છે; અને થોડા સમય પછી દેશમાં કોઇ તેનો પ્રતિદ્વંદ્વી નહિ રહે. એવી પ્રશંસા પ્રસરવાનું મુખ્ય કારણ એ હતું કે, તે બંગાળી ભાષાની પેઠે સંસ્કૃત ભાષામાં પણ છૂટથી વાતચીત કરતા, અને ગમે તે પ્રકારના વિષયની ચર્ચા ચલાવી શકતા હતા. તે સમયના બીજા પ્રવીણ અને બુદ્ધિમાન્ પંડિતો પણ સંસ્કૃતમાં એવી વાતચીત કરી શકતા નહિ, તેથી તે સર્વે એ છોકરાની એવી ક્ષમતા જોઇને મુગ્ધ અને અવાક થઇ ગયા હતા.

મેદિનીપુર, વર્દ્ધમાન અને હુગલી જીલ્લાના નાના સ્થાને એ વાતનો પ્રચાર થયાથી અનેક સ્થળેથી લોક ઇશ્વરચંદ્રને કન્યાદાન દેવાનાં માગાં લેઈ આવવા લાગ્યા. તેમાંથી શેષે ક્ષીરપાઈ નિવાશી શત્રુઘ્ન ભટ્ટાચાર્યની કન્યાની સાથે તેમના વિવાહની વાત સ્થિર થઇ. એ ક્ષીરપાઇ એક નાનું ગામ હોવા છતાં ત્યાં એ વિભાગના વસ્ત્રવ્યવસાયીઓનો ગંજ (બજાર) હતો. તે વેળાએ આજની પેઠે વિલાયતી સંચાનું કાપડ બહુ આવતું નહોતું; તેથી પશ્ચિમ વિભાગના હિંદુસ્તાની વેપારીઓ એ ક્ષીરપાઇના ગંજમાં આવીને કાપડની ખરીદી કર-

તા હતા. તે સિવાય અનેક સ્થળની બીજી પણ અનેક ચીજો વિક્રયાર્થે એ ગંજમાં સર્વદા મોજુદ રહેતી. એવા દ્રવ્યસંપન્ન ગામમાં **શત્રુઘ્ન ભટ્ટાચાર્ય** ધનેમાને અનેકના અગ્રણી હતા. અને તેમની કન્યા **દીનમયી** દેવી રૂપે લક્ષ્મી અને ગુણે સરસ્વતી હતી. એ સર્વાંગ સુંદર કન્યાના દેહે સર્વ પ્રકારનાં સુલક્ષણ વિદ્યમાન હતાં. શત્રુઘ્ન ભટ્ટાચાર્યે ઠાકુરદાસને કહ્યું હતું કે, "બન્દ્યોપાધ્યાય ! તમે ધનવાન નથી, પણ તમારો પુત્ર વિદ્વાન થયો છે તેજ કારણથી મારી પ્રાણસમાન કન્યા **દીનમયી**ને તેના હસ્તમાં સમર્પણ કરૂં છું." એ વખતે ઇશ્વરચંદ્રની મરજી વિવાહ કરવાની બિલકુલ નહોતી. યાવજ્જીવન વિદ્યાધ્યયન કરીશ, દેશના લોકોનું હિત સાધન કરીશ, વિપન્નનાં દુઃખ દૂર કરીશ અને રોગીઓની સેવા સુશ્રુષા કરીશ, એવી સર્વે કલ્યાણકારી શુભ ચિંતાઓ જ તે વેળાએ તેમના અંતઃકરણને ડામાડોળ કરી રહી હતી પરંતુ પિતાનું મન દુભાવાના ભયથી એટલી નાની ઉમ્મરે તેમને પરિણય પાશમાં આબદ્ધ થવું પડયું હતું. સુંદરી **દીનમયી**નો તેમણે પાણિગ્રહણ કર્યો, તે વેળાએ તેમની ઉમ્મર ૧૪ વર્ષની હતી.

ઇશ્વરચંદ્ર સાહિત્ય શ્રેણીનો અભ્યાસ પૂર્ણ કરીને પંદર વરસની ઉમ્મરે અલંકાર શ્રેણીમાં દાખલ થયા. પ્રેમચાંદ **તર્કવાગીશ** એ શ્રેણીના અધ્યાપક હતા, અને તે વ્યાકરણ, સાહિત્ય અને અલંકાર, એ ત્રણે વિષયમાં સમાન પારદર્શી હતા. તેમની પાસે ભણનારા બાળકો સંસ્કૃત ભાષામાં વિશિષ્ટરૂપે વ્યુત્પન્ન થતા. એ અલંકાર શ્રેણીમાં પણ ઇશ્વરચંદ્ર સર્વેથી ઓછી ઉમ્મરના હતા, પરંતુ કાર્યપ્રસંગે તે સર્વેથી મોટા થતા હતા; તેથી શિક્ષક, દર્શક અને અન્યાન્ય સર્વે જણ તેમના બાલકત્વ અને પ્રવીણત્વનું એવું મિલન જોઇને, તેમને અદ્દભુત કર્મા બાળક સમજીને અવાક થતા હતા. એક

વર્ષની અંદર તેમણે સાહિત્યદર્પણ, કાવ્યપ્રકાશ અને રસગંગાધર વગેરે સકળ અલંકાર ગ્રંથોનું અધ્યયન કર્યું અને વાર્ષિક પરીક્ષામાં તે સર્વથી પહેલે નંબરે પાસ થયા. એ વખતની પરીક્ષાને માટે તેમને કઠિન પરિશ્રમ કરવો પડ્યો હતો, તે સાથે વાસસ્થાનનો સર્વ પ્રકારનો કાર્યભાર પણ તેમના માથા ઉપર હતો, તેથી પરીક્ષા થઈ ગયા પછી તે અત્યંત પીડિત થઇ પડ્યા. સતત રક્તભેદ—લોહીનો ઝાડો—થવા લાગ્યો. તેને માટે કલકત્તામાં રહીને અનેક પ્રકારનાં ઔષધો કર્યાં છતાં પીડાનો પ્રકોપ જરાએ કમી થયો નહિ તેથી તે લાચાર થઈને થોડા દિવસની રજા લેઈ વીરસિંહ ગયા. ત્યાં પણ પ્રથમ તો અનેક ઔષધો કર્યાં છતાં કાંઇ ફેર પડ્યો નહિ, પરંતુ આખરે એક બ્રાહ્મણે બાફેલો ઓલ ( બટાટાના જેવો કંદ ) ગોળની સાથે મિશ્ર કરીને કેટલાક દિવસ ખવડાવીને એ કઠિન પીડામાંથી તેમને મુક્ત કર્યા હતા. એ દારૂણ દરદમાંથી સાજા થતા ના થતામાં તો તેમણે પાછા કલકત્તે જઈને, સઘળાં શ્રમકર કાર્યનો ભાર પૂર્વવત પોતાને માથે લીધો.

એ સમયે એક દિવસ સંધ્યા સમયે દીનબન્ધુને બજારમાં મોકલ્યો હતો, તે રાત્રિના ૧૧ વાગ્યા સુધી ઘેર પાછો આવ્યો નહિ તેથી ઇશ્વરચંદ્ર ભયભીત અને અધીરા થઇને ભાઇને માટે ઉચ્ચૈઃસ્વરે રૂદન કરવા લાગ્યા. પછી સર્વના કહેવાથી તે કાશીનાથ બાબુના બજારમાં જઇ તેને શોધવા લાગ્યા, પણ ત્યાં તે મળ્યો નહિ તેથી તેમની આશંકા વધવા માંડી. પછી એવા વ્યાકુળ ભાવે તે ત્યાંથી બડા બજારમાં થઇ નવા બજારમાં જઇને તેને શોધવા લાગ્યા. અને એમ શોધતાં શોધતાં તેમણે જોયું કે, જેને માટે તે એટલા અધિરા થઇ રડારોળ ને ખોળાખોળ કરે છે, તે દીનબન્ધુ તો ત્યાં એક દુકાનની

ભીંતને અઢેલીને નિરાંતે ઊંઘી ગયો છે. પછી તે તેને જગાડીને ઘેર તેડી લાવ્યા. બાલ્યકાળથી જ તે પોતાનાં ભાઇ ભગિનીઓને અત્યંત ચહાતા અને સર્વદા તેમનું કલ્યાણ ચિંતતા હતા. નાનપણથી જ તે પ્રતિમા–પૂજનના બહુ પક્ષપાતી નહોતા; પરંતુ આસ્થાવાન હિંદુ જેવા ભક્તિભાવથી દેવપૂજા કરે છે, તેવા ભક્તિભાવ સહિત તે પોતાનાં માતા પિતાની પૂજા સેવા કરતા હતા. તે કહેતા કે સંસારમાં માતા પિતા એ જ જીવન્ત દેવતા છે. પિતૃ-માતૃ-પૂજા ત્યાગ કરીને, અથવા પિતા માતાના પ્રતિ અને તેમના નાના પ્રકારના દુઃખ કષ્ટના પ્રતિ ઉદાસીન રહીને દેવપૂજા કરવામાં ધર્મ નથી. જેમના દુઃખ કષ્ટથી પોતે લાલિત પાલિત થયા છે, અને જેમનાં સ્નેહ, મમતાથી પોતે સુરક્ષિત રહ્યા છે, તે પિતા માતા જો દેવતા સ્થાનીય ન હોય, તો પછી અન્ય દેવતાની પૂજાથી કંઇ ફળ નથી. વસ્તુતઃ તે ખરેખરા માતૃ પિતૃભક્ત હતા. જ્યારે કોઇ પ્રકારની કાર્યોપલક્ષે તે વીરસિંહ જતા, ત્યારે સર્વાગ્રે અધ્યારૂ કાલિકાન્તની ચરણ–વંદના કરવા જતા. તેમની એવી લોકવિરલ અનુરાગ પૂર્ણ ભક્તિ જોઇને એ ગુરૂ મહાશય સ્નેહથી વિગલિત થઇ જઇને ખરા અંતઃકરણથી તેમને આશીર્વાદ દેતા. વળી દેશના કાં ઊંચ કે નીચ સર્વ લોક તેમનો સપ્રેમ વ્યવહાર અને તેમની કરૂણારસપૂર્ણ મીઠી મધુર વાતચીતથી સંતુષ્ટ થઇને તેમનું ગુણકીર્ત્તન કરતા હતા. ઘેર રહેતા ત્યારે તે નાનાં બાળકોની સાથે સંતાકૂકડી ખેલતા; સમવયસ્કોની સાથે લાઠી પંજિટીના ખેલ તથા કુસ્તી કરતા અને મોટી ઉમ્મરનાનું સમ્માન કરીને ચાલતા હતા. એવા સુપ્રકૃતિ સંપન્ન યુવકને આબાલવૃદ્ધ વનિતા સૌ સ્નેહદષ્ટિએ દેખે એ સ્વાભાવિક છે. બાજી, શેતરંજ વગેરે રમતો તેમને બહુ પસંદ નહોતી. ચંચળ બાળકની પ્રકૃત્તિ, ઉદ્યમશીલ

યુવકનો સ્વભાવ અને કર્ત્તવ્ય પરાયણ તેજસ્વી પુરૂષનાં લક્ષણ પર્યાયક્રમે તેમના ચરિત્રમાં દીપી નીકળ્યાં હતાં; અને સર્વદા તે એ પ્રમાણે ચાલવાનું પસંદ કરતા હતા.

ઠનઠનિયાના ચોરસ્તા નજીકના એક મકાનમાં સંસ્કૃત કોલેજના કેટલાક પાસ થયેલા છાત્ર વસતા હતા. તેઓ ઇશ્વરચંદ્રના ઉપર અત્યંત સ્નેહ રાખતા, તેથી તે દરરોજ તેમના મુકામ પર જઇ, સંધ્યાકાળ પર્યન્ત ત્યાં રહીને સાહિત્યદર્પણનું મનન કરતા હતા. એક દિવસ સુપ્રસિદ્ધ દર્શન શાસ્ત્રવેત્તા જયનારાયણ તર્કપંચાનન લૉ કમિટીની પરીક્ષા આપીને જજ્જ કોર્ટના પંડિતની જગા મેળવવાના ઇરાદાથી, તારાનાથ તર્કવાચસ્પતિની સાથે એ બાબતની મસલત કરવાને ત્યાં આવ્યા હતા. તેમણે ઈશ્વરચંદ્રને સાહિત્યદર્પણ વિચારતા જોઇને તર્કવાચસ્પતિને પૂછ્યું, “ આ અલ્પ વયસ્ક યુવક શું સાહિત્યદર્પણ સમજી શકે છે? ” તેના ઉત્તરમાં તર્કવાચસ્પતિએ કહ્યું, “ એ છોકરો કેવું શીખ્યો છે તે જરા એને પૂછી જુઓ તો ખરા ! ” પછી તેમણે ઈશ્વરચંદ્રની સાથે વિચારમાં પ્રવૃત્ત થઇને જોયું કે, એ છોકરો તો એક અસાધારણ પંડિત દેખાય છે ! આકારમાં જો કે એ ક્ષુદ્ર છે, પરંતુ વિદ્યા-વિષયમાં અને જ્ઞાન-વિસ્તૃતિમાં સુપ્રવીણ હોઇ, પ્રૌઢ વટવૃક્ષની પેઠે ઘણે દૂર સુધી ફેલાવો કરી બેઠેલો છે. પછી તેમણે પ્રીતિપૂર્ણ વચનથી વાચસ્પતિ મહાશયને કહ્યું, “ કાળે કરીને આ છોકરો આપણા દેશમાં એક અદ્વિતીય પુરૂષ થશે. આટલી નાની ઉમ્મરમાં સંસ્કૃત ભાષામાં આવો વ્યુત્પન્ન મેં કોઇ દીઠો નથી. ” તે સાંભળીને વાચસ્પતિ બોલ્યા કે, “અમે સર્વ એને અમારી કોલેજના મહામૂલ્ય અલંકાર સ્વરૂપ સમજીએ છીએ. ” ત્યાર પછી તે તર્કપંચાનન મહાશય સદા સર્વત્ર તેમના ગુણની

અત્યંત પ્રશંસા કરતા હતા.

તે સમયના પ્રચલિત નિયમાનુસારે સંસ્કૃત કાલેજમાં શીખતા બાળકને પ્રથમ અલંકાર, ન્યાય અને વેદાંતનું, અને તે પછી સ્મૃતિશાસ્ત્રનું અધ્યયન કરવું પડતું. અને સ્મૃતિશાસ્ત્રમાં પાસ થાય તેને જજજનુ–પંડિતનું પદ મળતું. પરંતુ ઇશ્વરચંદ્રે એવા નિયમને બદલે અલંકાર શ્રેણીમાં ભણતાં ભણતા જ કાલેજના અધ્યક્ષની પાસે અરજ કરીને સ્મૃતિશાસ્ત્રનું અધ્યયન કરવાની અનુમતિ મેળવી. વિદ્યાલયના સર્વ વિષયો ભણી રહેલા વિદ્યાર્થીઓ લૉ કમિટીની પરીક્ષા આપવાને સારૂ સ્મૃતિશ્રેણીમાં દાખલ થતા, અને તેમાં તેમને એ ત્રણ વરસ સુધી કઠોર પરિશ્રમ કરીને મનુસંહિતા, મિતાક્ષરા અને દાયભાગ પ્રભૃતિ ધર્મશાસ્ત્રના સકળ ગ્રંથો શીખવા પડતા હતા. તે પછી પરીક્ષા આપતાં કોઈ પાસ થતા અને કોઇ નાપાસ પણ થઈને વિદ્યાલય છોડી જતા હતા. પરંતુ છોકરવાદ ઈશ્વરચંદ્રે અનન્યકર્મા થઈ રાત્રિ દિવસ પરિશ્રમ કરીને ફક્ત ૭ માસની અંદર એ સઘળા કઠિન અને દુર્બોધ ગ્રંથો શીખી લીધા; અને વિશેષ પારદર્શિતા પૂર્વક લૉ કમિટીની પરીક્ષામાં પાસ થયા. એથી એક તરફથી તેમની મેધા અને બુદ્ધિશક્તિનું અત્યાશ્ચર્ય નિદર્શન પ્રદર્શિત થયું, અને અન્ય દિકથી સ્વદેશી બાળકોના સમક્ષ તેમણે શ્રમશીલતા, એકાગ્રતા અને વિદ્યાશિક્ષામાં અનુરાગનું અત્યુજ્વલ દૃષ્ટાન્ત પણ દેખાડી આપ્યું.

કિશોર વયસ્ક અજાતસ્મશ્રુ—મૂછ ફુટયા વગરનો—છોકરો ઇશ્વરચંદ્ર, ફક્ત ૭ માસની અંદર દુર્બોધ સ્મૃતિશાસ્ત્રનું અધ્યયન શેષ કરીને લૉ કમિટીની પરીક્ષામાં દક્ષતા સહિત પાસ થયો છે, એ વાત સાંભળીને સૌ લોક બહુજ વિસ્મય પામ્યા. એ બનાવ એવો આશ્ચર્યકારક

બન્યો હતો કે સહજ કોઇ માની શકતા પણ નહિ. પરંતુ જ્યારે તે યુવકને પાસ થયાનું પ્રમાણપત્ર--સરટિફિકેટ –મળ્યું, ત્યારે સર્વનો સંશય દૂર થયો. એ પ્રમાણે તે પાસ થયા તે પછી થોડા દિવસમાં ત્રિપુરાના જજ્જની–પંડિતની જગા ખાલી થઇ. તે મેળવવાને એ સત્તર વર્ષના છોકરાએ અરજી કરી, અને તેના ઉત્તરમાં તે જગાએ જઇ દાખલ થવાનો તેને હુકમ પણ મળ્યો. પરંતુ તેમના પિતાની અસંમતિને લીધે તે ત્યાં જઇ શક્યા નહિ.

તે પછી તે અન્યાન્ય પરીક્ષાઓ પસાર કરીને ઓગણીસ વરસની ઉમ્મરે વેદાન્તશ્રેણીમાં દાખલ થયા. એ શ્રેણીના શિક્ષક **શંભુચંદ્ર વાચસ્પતિ** પણ તેમના ગુણાદિથી મુગ્ધ થયા હતા. એ **વાચસ્પતિ** મહાશયને જે જે વિષયમાં સંદેહ થતો અથવા પાઠમાં જે અસંલગ્ન લાગતું, તે સકળ વિષયમાં તે ઇશ્વરચંદ્રની સાથે ચર્ચા ચલાવતા, અને અનેક સમયે એવી આલોચનામાંથી પ્રકૃત તત્વ મળી આવતું તેથી તે તેમના ઉપર સંતુષ્ટ થઇને કહેતા કે “ તું ઇશ્વર છે. ”

એ સમયના કાલેજના નિયમાનુસારે સ્મૃતિ, ન્યાય અને વેદાંત શ્રેણીની વાર્ષિક પરીક્ષા વખતે વિદ્યાર્થીઓને સંસ્કૃત ગદ્ય અને પદ્ય રચના કરવી પડતી હતી અને તે પ્રત્યેક રચનામાં સર્વોત્કૃષ્ટ ઉતરનારને સો સો રૂપિઆ ઇનામ મળતું. એ બંને રચનાની પરીક્ષા એકે દિવસે થતી. દસથી એક વાગ્યા સુધી ગદ્ય રચનાનો અને એકથી ચાર સુધી પદ્ય રચનાનો સમય નક્કી કરેલો હતો. ઇશ્વરચંદ્ર વેદાંત શ્રેણીમાં હતા તે વખતે એવી રચનાની પરીક્ષા આપનાર સર્વ છોકરાઓ ભેગા થયા, અને પરીક્ષા શરૂ થવાની તૈયારી થઇ, તે સમયે અલંકાર શ્રેણીના અધ્યાપક પ્રેમચાંદ તર્કવાગીશ, ઇશ્વર-

ચંદ્રને ત્યાં નહિ જોયાથી તેમની તપાસ કરવા લાગ્યા. પરંતુ તે તો તે વેળાએ બીજે ઠેકાણે બેસીને કંઇ વિચાર કરી રહ્યા હતા. પછી તે અધ્યાપકે તેમને ખોળી કાઢીને પરીક્ષાના સ્થાનમાં પકડી આણ્યા, અને અધ્યક્ષ માર્શલ સાહેબને કહીને બળપૂર્વક તેમને ત્યાં બેસાડયા. ત્યાંથી છૂટવાને સારૂ તેમણે રચના-વિષયમાં પોતે અનુપયુક્ત છે એમ કહીને વારંવાર વિનતિ કરવા માંડી; પરંતુ તર્કવાગીશ મહાશયે તેમના કહેવા પર લક્ષ નહિ આપતાં કહ્યું, "બેશ, બાપ. બેશ! બેશી રહીને લખ, નહિ તો અધ્યક્ષ માર્શલ સાહેબ ગુસ્સે થશે." ત્યારે ઇશ્વરચંદ્રે કહ્યું, "શું લખું?" અધ્યાપકે કહ્યું, "'સત્યંહિ' નામ આરંભ કરીને લખ." "સત્ય કથનનો મહિમા" એ તે વેળાની ગધરચનાની પરીક્ષાનો વિષય હતો. આખરે નિરૂપાય થઇને તેમણે શિક્ષકના આદેશ અને ઉપદેશ પ્રમાણે લખવા માંડયું, અને પરિણામે પરીક્ષક ગણની વિવેચનામાં તેમનો જ પ્રબંધ સર્વોત્કૃષ્ટ જણાયાથી તેમને સો રૂપિઆનું ઇનામ મળ્યું. વળી પદ્ય રચના વિષયમાં પણ તેમનો પ્રબંધ ઉત્કૃષ્ટતર વિવેચિત થયાથી બીજા નંબરનું એક ઇનામ તેમને મળ્યું હતું.

તે પછી તેમણે વેદાંતની પરીક્ષા આપીને ન્યાય અને દર્શન શ્રેણીમાં પ્રવેશ કર્યો. એ શ્રેણીમાં એક વરસ સુધી અભ્યાસ કર્યા પછી પરીક્ષામાં સર્વોત્કૃષ્ટ ઉતર્યાથી સો રૂપિઆ પુરસ્કાર પામ્યા. અને તે વેળાની કવિતા-રચનામાં પણ તે પહેલે નંબરે પાસ થયા, અને બીજું પણ સો રૂપિઆનું ઇનામ તેમને મળ્યું.

એક સમયે ઠાકુરદાસે તેમના મધ્યમ પુત્ર દીનબંધુનું વિવાહકર્મ સંપન્ન કર્યું; એ કાર્ય પ્રસંગે વિશેષ ખરચ થયાથી તેમને કેટલુંક કરજ કરવું પડયું હતું; તેથી વીરસિંહના ઘર ખરચમાં

સંકોચ કરવાની યોગ્ય તજવીજ કરી, પણ તેથી કંઈ ફળ દેખાયું નહિ, ત્યારે કલકત્તાના વાસખરચમાં કસર કરવા માંડી ને બચતમાંથી દેવું આપવા માંડયું. તેવામાં ઉપર કહ્યા પ્રકારે ઇશ્વરચંદ્રને ઇનામ મળ્યાના બસો રૂપિઆ આવ્યા, તેનાથી તેમના ઋણ શોધનાના કાર્યમાં યથેષ્ટ અનુકૂળતા થઇ.

ઉક્ત સમયે કલકત્તાના વાસમાં આહારાદિ વિષયમાં સર્વને અત્યંત કલેશ ભોગવવો પડતો હતો. દૂધ, મત્સ્ય અને સારી શાકભાજી વગેરે સર્વ કેટલાક વખતને માટે બંધ કરી દીધું હતું. વળી ઇશ્વરચંદ્રને સવારે ને સાંજે જેવી તેવી ભાજી અને ભાતથી પેટ ભરીને ઘરના રસોઇઆ અને ચાકરનું સર્વ કામ એકલે હાથે પૂરૂં કરવા સાથે વિદ્યાલયના સઘળા પાઠ પણ બરાબર તૈયાર કરવા પડતા હતા. પરંતુ એટલાથી જ તેમની શ્રમશીલતા, અધ્યવસાય, સહિષ્ણુતા અને આગ્રહનો સંપૂર્ણ પરિચય પમાય છે, એમ નથી. આશ્ચર્યનો વિષય તો એ છે કે, તે રાત્રિ દિવસ એવા કલેશકર શારીરિક પરિશ્રમ અને અવિશ્રાન્ત માનસિક મહેનતમાં પડયા રહેવા છતાં સર્વદા પ્રસન્ન મનથી કાળ ગાળતા હતા. એવાં શ્રમકર કાર્ય કરવાને માટે કોઇએ તેમને કદી પણ દુઃખ પ્રકાશ કરતા કિંવાઅનિચ્છા જણાવતા જોયા કે જાણ્યા નથી. સર્વદા તે પ્રસન્નતા સૂચક હાસ્ય મુખથી જ સર્વની સાથે વાતચીત કરતા હતા. એવા દુઃસહ દુઃખની અવસ્થામાં પડેલા હતા તે છતાં તે એ પ્રમાણે મનના સુખથી દિન નિર્ગમન કરતા હતા, તેનું વિશેષ પ્રમાણ એ છે કે, એ વર્ષે દુર્ગાપૂજાના દિવસોમાં જ્યારે તે ઘેર ગયા હતા ત્યારે પણ તે અન્યાન્ય સમયની પેઠે પોતાના નાના નાના સહોદરો અને મહોલ્લાના બાળકોની સાથે પહેલાં પ્રમાણે જ રમતા ખેલતા હતા. વળી ગામના ભૂખડ઼ુ અને

પીડિત લોકની સાહાયાર્થે અર્થવ્યય કરતાં પણ તે અચકાતા નહિ. તેમના પડોશીઓમાંથી જેઓ વસ્ત્રાભાવે જીર્ણ છિન્ન વસ્ત્રખંડથી લજ્જા નિવારણ કરતા હતા, તેમાંના કોઇને પણ જોતાં જ તે પોતાની પાસેનું અંગવસ્ત્ર પહેરી લેઇને પોતે પહેરેલું વસ્ત્ર તેને આપી દેઇને ઘેર જતા. આ સર્વથી સમજાય છે કે, પોતાના દુઃખ કષ્ટની ચિંતામાં કિંવા ઘોરતર અભાવની અવસ્થામાં પણ તેમના ચિત્તનું વિપર્યય થતું નહિ. પ્રસન્ન મનથી સર્વ વિધ ક્લેશ તે સહન કરતા હતા. એ સંબંધે અન્ય એક ઘટના આ સ્થળે ઉલ્લેખ કરવા યોગ્ય લાગે છે. એનાથી તેમના મનની દૃઢતા અને નિર્વિકાર ભાવનો બહુ સારો પરિચય મળે છે. જે સમયની વાત કહીએ છીએ, તે સમયે કલકત્તામાં મ્યુનિસિપાલિટિની શ્રીવૃદ્ધિ હાલના જેવી થઇ નહોતી. શહેરની અંદર અને બહાર ચોતરફ દુર્ગંધપૂર્ણ ગંદવાડ જામ્યો રહેતો. તળાવો વગેરે એવાં અવડ અને ગંદા પાણીથી ભરેલાં રહેતાં કે તેમને નરકકુંડ કહીએ તો ચાલે. રાજમાર્ગની બંને બાજુની ખુલ્લી ગટરો પણ નરકકુંડનો આકાર ધારણ કરી રહેતી. સેંકડે નવ્વાણું માણસોના ઘર આગળ મળમૂત્ર અને કૃમિપૂર્ણ પૂતિગન્ધમય અકેકો નરકકુંડ કરેલો હતો. તે વખતના અને હાલના કલકત્તામાં એટલો બધો ફેરફાર થઇ ગયો છે કે, જેમણે તે દૃશ્ય સ્વચક્ષે નિહાળ્યો નથી તેઓ, તેનું ગમે તેટલું વર્ણન કર્યાથી પણ જરાએ સમજી શકશે નહિ. ઇશ્વરચંદ્રના પિતા જે ઘરમાં રહેતા હતા, તેમાં પણ એવા નરકકુંડનો અભાવ નહોતો. પાયખાનું, એઠવાડ વગેરે નાંખવાનો ખાડો, ખાળકુવો અને તેની પાસેનાં સ્થાનો એવી હાલતમાં રહેતાં. જે નાની ખોલીમાં રહીને તે એ વેળા રસોઇ કરતા, તે એવા નરકકુંડની અડોઅડ હતી. તેમણે પોતે કહ્યું છે કે, જ્યારે

તે જમવા બેસતા ત્યારે ગંદવાડમાંના કીડા ઊભરાઇ આવીને તેમના ભોજનપાત્રને વિંટાઇ વળવાનું કરતા, તેથી તેમની ગતિ રોકવાને સારૂ તેમને દરરોજ એક મોટો લોટો ભરીને પાણી પાસે લઈને બેસવું પડતું હતું. અને જ્યારે એવા કીડા નજીક આવતા ત્યારે તે એ લોટામાંનું પાણી તેમના તરફ ઢોળતા, તેના પ્રવાહમાં તણાઇને તે દૂર જતા હતા. દુર્ગંધનું તો ત્યાં કાંઈ કહેવા જેવું જ નહોતું. જે દુર્ગંધથી સાધારણ લોકોને પણ સૂગ ચડે છે, તેવા પરિમળ પયોનિધિમાં (!) રહીને ઇશ્વરચંદ્ર ગુપચુપ ભોજનપાત્ર ખાલી કરતા હતા. વળી એ પાકશાળાની ખોલી એવી જગાએ હતી કે, ખરા મધ્યાન્હે પણ સૂર્યનું એક કિરણ તેમાં ડોકિયું સરખું કરી શકતું નહોતું. તેથી ઘન અંધકાર નિર્વિવાદે ત્યાં રાજત્વ કરતો હતો. એવા અંધકારને લીધે વંદાઓ પરમ સુખથી ત્યાં વસતા હતા એટલું જ નહિ, પણ સમયે બહુ હેરાન પણ કરતા હતા. સુયોગથી તેમને જે મળતું તે ભક્ષણ કરી જતા, અને કોઇ કોઇ વાર ભાત શાકમાં પણ પડતા હતા, તેથી ઇશ્વરચંદ્રને રસોઈનું અને જમવા જમાડવાનું કામ ખૂબ સાવધાન રહીને કરવું પડતું. × × × ×

વાચકો પણ તેમની તે સમયની ઉપસ્થિત બુદ્ધિ અને કાર્યની દૃઢતા યાદ કરીને આશ્ચર્ય પામ્યા વિના નહિ રહે. એટલી અલ્પ વયમાંથી જ તે આત્મ–શાસનમાં એવા સક્ષમ થયા હતા, તેને લીધે જ ઉત્તરકાળે પણ તેઓ જે પકડતા તે બરાબર પાર પાડી શકતા હતા.

તે દેખાવમાં ગૌર વર્ણના નહોતા, તથાપિ તેમનામાં એવી કોઈએક આશ્ચર્યકારક મોહિની શક્તિ હતી કે, જેઓ એકવાર તેમને જોતા, એકવાર તેમની સાથે વાતચીત કરતા અને થોડા દિવસ તેમના સહવાસમાં રહેતા, તે તેમનાથી આકૃષ્ટ થયા વિના રહેતા નહિ.

સંસ્કૃત કોલેજમાં તે સમયે જેટલા અધ્યાપક હતા, તે સર્વે તેમના પ્રત્યે પુત્ર જેવો સ્નેહભાવ રાખતા, તથા તેમનું કલ્યાણ ચહાતા હતા. તેમણે સર્વેએ એકવાક્યે તેમનું શ્રેષ્ઠત્વ સ્વીકાર્યું હતું. વળી તેમના પૂર્વવર્તી વિદ્યાર્થીઓ પણ તેમને અસાધારણ ક્ષમતાવાન સમજીને તેમનું સમ્માન અને શ્રદ્ધા કરતા હતા. તદુપરાંત જે કોઇ સંભ્રાન્ત મનુષ્યને કિંવા અધ્યાપક ભટ્ટાચાર્યને તેમની સાથે પરિચય થતો તે તેમના ગુણથી મુગ્ધ થઇને તેમના દુઃચ્છેદ્ય પ્રીતિસૂત્રથી આબદ્ધ થઇને રહેતા હતા. જ્યારે તે વેદાન્તશ્રેણીમાં અધ્યયન કરતા હતા ત્યારે તે શ્રેણીના અધ્યાપક શંભુચંદ્ર વાચસ્પતિ ઉમ્મરે તેમનાથી ઘણા મોટા હોવા છતાં તેમના ગુણથી મુગ્ધ થઇને રહેતે રહેતે તેમના ખરેખરા સ્નેહી થઇ પડયા હતા. એ વાચસ્પતિ મહાશય વૃદ્ધાવસ્થાને લીધે શરીરે બહુ શિથિલ થઇ ગયા. સ્નાન, આહાર, આચમન અને શૌચપસ્ત્રાવની વેળાએ તેમને અન્યની સહાયતાની જરૂર પડતી. એ અવસ્થામાં તેમના સ્નેહાનુગત અને ઉપયુક્ત છાત્ર ઇશ્વરચંદ્ર તેમના પુત્ર સ્થાનીય થઇને અનેક સમયે તેમની સેવા સુશ્રુષા કરતા, તેને લીધે તે ગુરૂ મહાશયને પણ તેમના પ્રત્યે પુત્રાધિક વાત્સલ્યનો સંચાર થયો હતો. સંસારનાં આવશ્યકીય કાર્ય કરતી વેળાએ પિતા જેમ ઉપયુક્ત પુત્રની સાથે મસલત કરે છે, તેવા જ આચરણથી વાચસ્પતિ મહાશય તેમની સાથે વર્તતા હતા. તેમની સલાહ લીધા વિના પ્રાય કોઈ કામ કરતા નહિ. એવા ઘનિષ્ટ સંબંધને લીધે એ ગુરૂએ બીજી વાર લગ્ન કરવાની ઇચ્છા કરીને એ વિષે ઇશ્વરચંદ્રનો અભિપ્રાય પૂછતાં કહ્યું, "જો ભાઇ, સંસારમાં મારૂં કોઇ નથી. હું ઘણું કષ્ટ પામું છું, તેથી લોકો કહે છે કે ફરી લગ્ન કર્યાથી બધી અડચણો દૂર થઇ જશે. વળી કેટલાક મોટા માણસોએ

એ કાર્યમાં ઉદ્યોગી થઇને એક સારા સ્વભાવની અને ઉમ્મર લાયક સુંદર કન્યા પણ શોધી કાઢી છે. હવે જો તારો મત મળે, તો હું એ કામ કરવાની હામ ભીડું." ઇશ્વરચંદ્ર લક્ષપૂર્વક એ સઘળી વાત સાંભળી અને વૃદ્ધ શિક્ષકના એવા અસંગત કહેવાના, એવા ધર્મ વિરૂદ્ધ સંકલ્પના પક્ષમાં બોલવા જેવું કંઇ પણ છે કે નહિ, તેનો મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા. પરંતુ તેમના એ નિર્મમ અને સ્વાર્થાન્ધ કહેવાની અનુકૂળતામાં સામાન્ય પ્રયોજનીયતા પણ તેમના જોવામાં આવી નહિ, ત્યારે તેમણે પોતાની સ્વાભાવિક સ્વાધીન પ્રકૃતિ પ્રમાણે એવો અભિપ્રાય આપ્યો કે, " આપની આટલી વૃદ્ધ ઉમ્મરે હવે નવો સંસાર કરવો એ જરાએ ઘટારત નથી. હવે આપને અધિક દિન બચવાની સંભાવના નથી, માટે લગ્ન કરીને એક નિરપરાધિની બાલિકાને ચિર દુઃખી કરશો નહિ. એવું લગ્ન કરવાનું તો દૂર રહ્યું, પરંતુ તેનો વિચાર કર્યાથી પણ આપને પાપ લાગશે." તે સાંભળીને જેમ કોઇ સાપ જોઇને બીનેલો માણુસ પ્રાણભયને લીધે તેનાથી દૂર પલાયન કરી જાય, તેમ વાચસ્પતિ મહાશય પણ તેમનાથી દૂર જતાં જતાં બોલ્યા, "આ તો લાટ્ઠ બાબુ કરતાં પણ વિશેષ સમજે છે જો!" ઈશ્વરચંદ્ર તે પછી વિશેષ કંઈ નહિ બોલતાં ગુપચુપ ઊભા રહ્યા હતા તેથી જરા વાર પછી ગુરૂએ પાછા તેમની પાસે આવી તેમના બંને હાથ પકડી, અનેક કાલાવાલા કરી, ગદ્દગદ્દ કંઠે પોતાની અડચણોની વાત વારંવાર તેમને કહી સંભળાવ્યા છતાં પણ, હિમાલય સદૃશ અચળ ઇશ્વરચંદ્રે તો સ્થિર ચિત્તે અને શાન્ત ભાવે, પુર્વવત્ પોતાની અનિચ્છા જ જણાવી. તે પછી પણ તેમણે વારંવાર ગુરૂને વિનંતિ કરીને અનુરોધ કર્યો, તે છતાં તે સ્વાર્થાન્ધ વૃદ્ધને

તેમના અન્યાય અનુષ્ઠાનની ધારણાથી પ્રતિનિવૃત્ત કરી શક્યા નહિ. એ વૃદ્ધ વાચસ્પતિ, રામદુલાલ સરકારના પુત્રો છાતુબાબુ અને લાટુબાબુના સભાપંડિત હતા, તેથી તે બાબુદ્વયના અને નડાઇલના જમીનદાર બાબુ રામરતનરાયના ઉદ્યોગથી બારાશત નિવાસી એક દરિદ્ર બ્રાહ્મણની એક પરમા સુંદરી બાલિકાની સાથે તેમનું પુનઃ દારપરિગ્રહ કાર્ય સંપન્ન થયું. એ બનાવથી ઈશ્વરચંદ્રને દારૂણ મર્મપીડા થઇ હતી; અને ત્યાર પછી તે એ વૃદ્ધ શિક્ષકના ઉપર કંઇક વિરક્ત પણ થયા હતા, તથાપિ સ્નેહાધિક્યને લીધે એકદમ સંબંધ છૂટયો નહોતો. તે પછી એક દિવસ એ વૃદ્ધે તેમને બોલાવીને કહ્યું, " ઇશ્વર ! એકવાર પણ તારી માતાને જોવા કેમ આવ્યો નથી ?" તે સાંભળીને ઈશ્વરચંદ્રે અજસ્ર ધારે અશ્રુપાત કર્યો, પણ કંઇ ઉત્તર આપ્યો નહિ. ત્યારબાદ એક દિવસ તે વૃદ્ધ બળાત્કારે તેમને પોતાને ઘેર તેડી ગયા. ત્યાં જતી વેળાએ તેમણે કોલેજના દ્વારવાન પાસેથી બે રૂપિઆ લેઇ લીધા હતા. પછી તે ગુરૂના ઘરમાં જઇ, તેમની બાલિકા પત્નીને પ્રણામ કરીને તેના ચરણ આગળ તે બે રૂપિઆ મૂકી દેઈ ઉતાવળા ઉતાવળા ઓરડામાંથી બહાર નીકળી ગયા. એવામાં પાસે ઊભેલા ગુરૂએ તેમનો હાથ પકડીને કહ્યું, " તારી માને જોઇને જા. " એમ કહીને તેમણે પોતાની નવી વહુનો ઘુંઘટ ખોલી દેવાની તેની દાસીને આજ્ઞા કરી, તે ઉપરથી ઇશ્વરચંદ્ર તેમની એ નવવિવાહિતા પત્નીને જોઇને આંસુ અટકાવી શકયા નહિ. એ જનની-સ્થાનીય બાલિકાને જોયાથી, તથા તેના ભવિષ્યનો વિચાર કરીને બાળકની પેઠે તે રડવા લાગ્યા. આ જોઇને વૃદ્ધ વાચસ્પતિ " અકલ્યાણ કરીશ નહિ, અકલ્યાણ કરીશ નહિ " એમ કહેતા કહેતા તેમનો હાથ પકડીને પરસાળમાં લેઇ

વ્યા, અને નાના પ્રકારના શાસ્ત્રીય ઉપદેશ દ્વારા તેમના મનની ઉત્તેજના અને હૃદયના વેગને રોકીને તેમને શાંત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ દૃઢ પ્રતિજ્ઞા પરાયણ ઇશ્વરચંદ્રે તેમનો કોઇ ઉપદેશ કાને નહિ ધરતાં, જરા જળપાન કરવાના તેમના આગ્રહનો પણ અનાદર કરીને કહ્યું, આ કસાઇખાનામાં હવે કદી પણ હું જળસ્પર્શ કરીશ નહિ. આ બનાવને થોડો વખત થયા પછી એ વૃદ્ધ વાચસ્પતિએ તેમની અલ્પવયસ્કા બાલિકા પત્નીને વૈધવ્ય ભોગવવા રાખીને પરલોક ગમન કર્યું!

ઇશ્વિરચંદ્રનું હૃદય કેવું કોમળ અને કેવું પરદુઃખકાતર હતું, તે આ એકજ બનાવથી સમજી શકાય છે. ઉત્તરકાળે તે પોતાનું સર્વસ્વ સમર્પણ કરીને જીવનના શેષ દિન પર્યંત બાળ વિધવાઓના પુનર્લગ્નના કામમાં રત રહ્યા હતા, તેનાં મૂળ કારણોમાંનું એક આ વૃદ્ધ વાચસ્પતિનો અધર્મ વ્યવહાર હતો. એણે જ તેમના કોમળ અંતઃકરણમાં અબળાઓના ઉદ્ધારનો વિચાર ઉત્પન્ન કર્યો હતો. અને તે પછી તે સમયના એવા સેંકડો બનાવોએ તેમના ચિત્તને આકર્ષણ કરી, ક્રમે ક્રમે તેમને અબળાગણના પરમ બંધુ બનાવી તેમના મર્મક્ષેત્રના ગઠનમાં વિશેષરૂપે સાહાયતા કરી હતી.

તેમના પરલોક ગમનના કેટલાક દિવસ પહેલાં તેમણે તેમના એક ઓળખીતાની આગળ કહ્યું હતું કે પઠદ્દશામાં સમયે સમયે જ્યારે તેઓ ઘેર જતા હતા, ત્યારે ત્યાં વિધવાના જીવનની શોકપૂર્ણ હકીકતો શ્રવણ કરીને તેમનું હૃદય ભેદાઇ જતું હતું. એકવાર ઘેર જઇને તેમણે સાંભળ્યું કે તેમના ઓળખાણના કોઇ સમ્માન ગૃહસ્થની વિધવા કન્યાએ ગુપ્ત રીતે કલંકપથમાં પદાર્પણ કર્યો છે. તેના ફળસ્વરૂપ જ્યારે તે વિધવાને સંતાન થવાની સંભાવના જણાઇ, ત્યારે તેનાં પિતા માતા પોતાનાં માન હાનિ અને જાતિના રક્ષણને માટે

અપાર ચિંતાતુર થઈ પડયાં. એવે પ્રસંગે સચરાચર જે જે ઉપાયો યોજાવાની સંભાવના રખાય, તે સર્વે તેમણે યોજ્યા હતા. પરંતુ એકે ઉપાય કારગત નહિ લાગ્યાથી, યથાકાળે તે હતભાગિણી વિધવાએ એક પુત્ર પ્રસવ્યો. અને આત્મીય સ્વજન તથા સમાજના ઉપદ્રવના ભયથી તેનાં માબાપે ચોધાર આંસુથી રડતાં રડતાં તે સદ્યપ્રસૂત શિશુની હત્યા કરી ! ! આ વાત કહેતાં કહેતાં તેમની આંખોનાં આંસુ અને મુખની લાળ પુષ્કળ મિશ્રિત થઈને તેમનાં લુગડાં પલળી ગયાં હતાં. અને મનઃક્ષોભને લીધે બોલતાં બોલતાં પણ તે અચકી ગયા હતા. પરિશેષે, પહેરેલા ધોતિયાના એક છેડાવતી મુખ લોહી નાંખીને તે બોલ્યા કે, "હું અરણ્યમાં રૂદન કરૂં છું! આ દેશ શું મનુષ્યોનો છે? જો મનુષ્યોનો મુલક હોત, તો એવા પાપાચરણનું પ્રતિવિધાન ક્યારનુંએ થયું હોત." આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે છાત્રાવસ્થા સમાપન કર્યા પૂર્વેથી જ એવા એવા કઠિન સામાજિક પ્રશ્નોના અને નાના પ્રકારનાં દેશહિતકર કાર્યોના સંકલ્પ ક્રમેક્રમે તેમના હૃદયમાં સ્થાન પામ્યા હતા અને તેથી એવા અનિષ્ટના પ્રતિવિધાનને માટે તે પ્રસ્તુત થતા હતા.

તેમને જુવાની આવતા ન આવતામાં અને તેમની વિદ્યાર્થી અવસ્થા પૂરી થતા ના થતામાં તેમના કોમળ પ્રાણમાં ઉપર કહ્યા પ્રમાણે બાલ–વૈધવ્યનું જે વિષમય ચિત્ર અંકિત થયું હતું, અને ઉત્તરકાળે તેમણે એ કુપ્રથાની વિરૂદ્ધમાં જે તુમુલ આંદોલન ઉત્પન્ન કરીને સમસ્ત બંગ સમાજને કંપિત કરી મૂકયો હતો, તેનો પ્રથમ અંકુર વૃદ્ધ વાચસ્પતિની બાલિકા પત્નીના અકાલ વૈધવ્યથી અને તેના આનુષંગિક પરિણામની ચિંતાથી જ અંકુરિત થયો હતો, અને તે પછીના એવા અનેક બનાવોએ તેને પુષ્ટ કર્યો હતો, એ જ સ્પષ્ટ હોવા

છતાં, કેટલાક એવું ધારે છે કે તેમણે પ્રથમ પોતાની માતાના અનુરોધથી એ વિષયનો વિચાર કરવા માંડયો હતો, તે નિર્મૂળ છે. તેમનાં જનક જનનીએ તેમના એ કામમાં અનુમતિ અને ઉત્સાહ આપ્યાં હતાં એ વાત જો કે સત્ય છે ખરી, પરંતુ પૂર્વસૂચક તેઓ નહોતાં.

ઇશ્વરચંદ્ર જયારે ન્યાય અને દર્શનશ્રેણીમાં અભ્યાસ કરતા હતા, ત્યારે વ્યાકરણની દ્વિતીય શ્રેણીના અધ્યાપકની જગા બે માસને માટે ખાલી પડી હતી. તે જગા તે વખતના કોલેજના અધ્યક્ષે તેમની ઉપયુક્તતા જોઇને તેમને આપી હતી. એ બે માસના પગારના દર માસે ૪૦ રૂ. પ્રમાણે ૮૦ રૂ. તેમને મળ્યા, તે તેમણે પોતાના પિતાના હાથમાં આપીને તેમને કહ્યું, " આ રૂપિઆ લેઇને તમે જાત્રા કરવા જાઓ. " તેમની એવી પિતૃભક્તિ અને તીર્થ-પર્યટન પ્રત્યે અનુરાગ જોઇને તેમના પિતા પોતે તથા બીજા સર્વે સ્નેહી સંબંધીઓ અત્યંત આનંદિત થયા હતા. પછી ઠાકુરદાસ તે રૂપિઆ લેઇને પિતૃકૃત્ય સંપાદનાર્થે ગયા ધામે ગયા હતા.

ગયા-શ્રાદ્ધાદિ કરીને ઠાકુરદાસ કલકત્તે પાછા આવ્યા તે વેળાએ ઇશ્વરચંદ્રને દર્શનશાસ્ત્રની પરીક્ષામાં સર્વથી શ્રેષ્ઠ ઉતર્યાને માટે રૂ. ૧૦૦), સર્વોત્કૃષ્ટ પદ્ય-રચનાને માટે રૂ ૧૦૦), કાયદા કાનુનની પરીક્ષા પાસ કર્યાના રૂ. ૨૫) અને ઉત્કૃષ્ટ હસ્તાક્ષરના રૂ. ૮) મળીને એકંદર રૂ. ૨૩૩) ઇનામના મળ્યા હતા. એ રૂપિઆ તેમણે પિતાના હાથમાં આપીને દેવું વાળવાની વિનંતિ કરી હતી. ચાર વર્ષે તે દર્શનશાસ્ત્ર શ્રેણીના છેલ્લા વિષય ષડ્દર્શનની પરીક્ષામાં વિશેષ વ્યુત્પત્તિ દેખાડીને સારી પ્રતિષ્ઠા પામ્યા. તેમના શિક્ષક જયનારાયણ તર્કપંચાનને કહ્યું હતું કે, " આવો મેધાવી અને અદ્દભુત કર્માછાત્ર મેં કદી

જોયો નથી. એને ભણાવતી વખતે દર્શનશાસ્ત્રમાં મારે વિશેષ દૃષ્ટિ રાખવી પડતી. તે વખતે મને જાણે એમ લાગતું કે, એ સકળ શાસ્ત્ર કેટલાક કાળ પહેલેથી તેણે અધ્યયન કરેલાં છે."

એ પ્રમાણે સંસ્કૃત કૉલેજની સર્વ શ્રેણીમાં ઉત્તમ પ્રકારે અભ્યાસ કરીને પાસ થઇ સર્વોત્કૃષ્ટ છાત્ર નીવડયાને માટે તે કૉલેજના સર્વ અધ્યાપકોએ એકત્ર મળીને તેમને જે પ્રશંસાપત્ર (Deploma) આપ્યું હતું, તે નીચે દાખલ કર્યું છેઃ-

अस्माभिः श्री ईश्वरचन्द्रविद्यासागराय प्रशंसापत्र दीयते । असौ कलिकत्तायां श्रीयुत कोम्पानि संस्थापित विद्यामन्दिरे १२ द्वादश वत्सरान् ५ पञ्च मासांश्चोपस्थायाधोलिखितशास्त्राण्यधीतवान् ।

व्याकरणम् ... ... ... श्री गङ्गाधर शर्म्मभिः
काव्यशास्त्रम् ... ... ... श्री जयगोपाल शर्म्मभिः
अलंकारशास्त्रम् ... ... श्री प्रेमचन्द्र शर्म्मभिः
वेदान्तशास्त्रम्... ... ... श्री शम्भुचन्द्र शर्म्मभिः
न्यायशास्त्रम् ... ... ... श्री जयनारायण शर्म्मभिः
ज्योतिःशास्त्रम्... ... ... श्रीयोगध्यान शर्म्मभिः
धर्मशास्त्रञ्च ... ... ... श्री शम्भुचन्द्र शर्म्मभिः

सुशील तयोपस्थितस्यैत स्वैतेषु शास्त्रेषु समीचीना व्युत्पत्तिरजनिष्ट । १७६३ एतच्छकाब्दीय सौरमार्गशिर्षस्य विंशतिदिवसोयं ।

10-December, 1841.

(Sd.) Rasomay Dutta,
Secretary.

સકળ શ્રેણીના અધ્યાપક ઇશ્વરચંદ્રના જેવા અસાધારણ ધી શક્તિસંપન્ન છાત્રના શિક્ષક થવાથી પોતાને ધન્ય સમજતા હતા. તેઓ પ્રત્યેક તેમની અધ્યાપિત વિદ્યામાં સંપૂર્ણરૂપે ઉપયુક્ત ગણાતા હતા અને તેમણે સર્વેએ મળીને એ એકવીસ વરસના યુવકને સાદરથી **વિદ્યાસાગર** ઉપાધિ પ્રદાન કરી છે, તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, પ્રત્યેક વિદ્યામાં તેમનું વિશેષત્વ હતું. સર્વે વિષયમાં તે સુગંભીર સાગર સદૃશ અતલસ્પર્શી હતા. તેમનું છાત્રજીવન કઠોરતા, સહિષ્ણુતા, અધ્યવસાય અને ત્યાગસ્વીકારનું અત્યુજ્વલ દૃષ્ટાન્ત છે.

---

## પ્રકરણ ૪ થું.

### કર્મક્ષેત્રમાં પ્રવેશ અને પ્રવૃત્તિ.

એ પ્રમાણે વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી તે કેટલાક દિવસ વીરસિંહ જઇને ઘર આગળ માની પાસે રહી સુખથી કાળ ગાળતા હતા, તેવામાં ફોર્ટ વિલિયમ કોલેજના પ્રધાન પંડિત [ મુખ્ય શિક્ષક ] મધુસૂદન તર્કાલંકારના મૃત્યુથી એમની જગા ખાલી થઇ. તે જગા મેળવવાને ઘણા પંડિતો પ્રયત્ન કરી રહ્યા હતા, પરંતુ તે કોલેજના અધ્યક્ષ માર્શલ સાહેબ, જે પ્રથમ સંસ્કૃત કોલેજના અધ્યક્ષ હતા અને જેમને વિદ્યાસાગરની અક્લાન્ત શ્રમશીલતા, દુર્દમનીય અધ્યવસાય, આશ્ચર્યકારક બુદ્ધિમત્તા, સુંદર હસ્તાક્ષર, રચના નૈપુણ્ય અને સર્વ વિષયમાં સમાન અનુરાગનો સંપૂર્ણ અનુભવ થયો હતો, તેમની ઇચ્છા એ જગા જુવાન ઈશ્વરચંદ્રને આપવાની હતી. તેથી તેમણે સંસ્કૃત કોલેજમાં જઇ જયનારાયણ તર્કપંચાનનને તેમના સમાચાર પૂછતાં જાણ્યું કે, હાલમાં તો તે જુવાન પંડિત કલકત્તાથી દૂર તેમના

ગામમાં રહે છે. તેથી તે સાહેબે આગ્રહ પૂર્વક તર્કપંચાનનને કહ્યું કે, ગમે તેમ કરીને તમે તેમને મારી ઇચ્છાની ખબર પહોંચાડો. તે ઉપરથી એ મહાશયે બડા બજારમાં વિદ્યાસાગરના પિતા રહેતા હતા તેમની પાસે માણસ મોકલીને માર્શલ સાહેબનો સંદેશો તેમને કહેવડાવ્યો. તે સંદેશો મળતાં જ ઠાકુરદાસ તાબડતોબ વીરસિંહ જઇને ઈશ્વરચંદ્રને કલકત્તે તેડી લાવ્યા. તે આવીને માર્શલ સાહેબને મળ્યા, અને ઈ. સ. ૧૮૪૧ ના શેષ ભાગે પચાસ રૂપિયાના માસિક પગારથી ફોર્ટ વિલિયમ કોલેજના પ્રધાન પંડિતના પદે નિયુક્ત થયા. વિલાયતથી આવેલા સિવિલિયનો એ કોલેજમાં દેશી ભાષા શીખી, તેની પરીક્ષા આપી, પાસ થઇને નોકરીમાં જોડાતા. એ દેશી ભાષાની પરીક્ષામાં નાપાસ થનારને વિલાયત પાછા જવું પડતું હતું. તે સમયે હાલની પેઠે વિલાયતમાં સિવિલિયનોની પરીક્ષા થતી નહોતી. તેઓ હાલિબરિ કોલેજમાં શીખીને નોકરીને સારૂ અત્રે આવતા અહિં દેશી ભાષાની એમની પરીક્ષા લેવાનું કામ જુવાન વિદ્યાસાગરને તેમના હોદ્દાની રૂઇએ સોંપવામાં આવ્યું હતું. કોલેજના કામમાં નિયુક્ત થયા ત્યારથી જ તે એવી નિષ્ઠાથી અને એવા આગ્રહાતિશયથી પોતાનું સર્વ કામકાજ કરતા હતા કે તે જોઇને ત્યાંના અધ્યક્ષ મિ. માર્શલ સાહેબ દિન દિન તેમના પ્રતિ અધિકાધિક આકૃષ્ટ થતા હતા. સિવિલિયન થઇને આવેલા જે સાહેબ લોકોને દેશી ભાષાની પરીક્ષામાં નાપાસ થયાથી સ્વદેશ પાછા જવું પડતું તેમના શોક સંતાપનો પાર રહેતો નહોતો, તેથી અધ્યક્ષ સાહેબે ઈશ્વરચંદ્રને કહ્યું કે, એમની પરીક્ષા લેવામાં તમે જરા રહેમ નજર રાખતા રહેશો તો સારૂં. તેના ઉત્તરમાં તેમણે સ્પષ્ટ કહ્યું કે, "મારાથી એમ થઇ શકશે નહિ. ચાકરી છોડી દેઇશ તેની હરકત નથી, પણ એવો

અન્યાય કરી નહિ શકું. ” આ ક્ષુદ્ર ઘટનાની અંદરથી, ઉત્તરકાળે તે એક અદ્દભુત કર્મ વીર પુરૂષ થઇ શક્યા હતા, તેનું સૂચન થઇ શકે છે. જે દરિદ્ર બ્રાહ્મણ-તનયે જીંદગીનાં પ્રથમનાં કેટલાંક વર્ષ કલ્પનાથી અનનુભૂત દારૂણ અભાવની અંદર કાઢયાં છે, તેને પછી પચાસ રૂપિઆની નોકરી મળે, એ અન્યના પક્ષે મહા મૂલ્ય સંપત્તિ ગણાય; પરંતુ આપણા જુવાન વિદ્યાસાગરની આગળ તેની કિંમત ભાગેલા કાચના કકડાથી અધિક નહોતી. પણ માર્શલ સાહેબ બહુ સમજુ, સજ્જન અને ગુણગ્રાહી પુરૂષ હતા. તેમણે જે ભલામણ કરી હતી, તેનું કારણ એટલું જ હતું કે, નોકરીની આશાએ વિલાયતથી અહિં સુધી આવેલા જુવાન ઇંગ્રેજોને દેશી ભાષાની પરીક્ષામાં નાપાસ થયાથી નિરાશ થઇને સ્વદેશ પાછા જવું પડે, એ વ્યાપાર તેમને બહુ ભયંકર લાગતો હતો. બાકી ઈશ્વરચંદ્રના સ્પષ્ટ ઉત્તરથી તે તેમના પ્રતિ નાખુશ થયા નહોતા, પણ ઉલટા તેમની એવી ન્યાયનિષ્ઠા જોઇને, પ્રથમ કરતાં પણ તેમના પ્રતિ અધિક અનુરાગાકૃષ્ટ થયા હતા.

નોકરીમાં જોડાયાની સાથે સાથે જ જુવાન વિદ્યાસાગરે ઇંગ્રેજી અને હિંદી ભાષાઓનો અભ્યાસ એકે કાળે શરૂ કર્યો. બાબુ દુર્ગાચરણ બન્દોપાધ્યાય તેમના પરમ બન્ધુ હતા; અને સર્વદા તેમના મુકામ પર આવીને નાના પ્રકારના આમોદ પ્રમોદ કરતા હતા. તેમની પાસે જ પ્રથમ તેમણે ઇંગ્રેજી શીખવાનો આરંભ કર્યો અને તે પછી બાબુ રાજનારાયણ વસુની પાસે કેટલાક દિવસ સુધી એ ભાષા શીખ્યા હતા. એ સંબંધથી એ બે મહાશયોની સાથે તેમને બહુ સારી મિત્રતા થઇ હતી, અને આખર સુધી તે ટકી રહી હતી. ત્યારબાદ કેટલાક દિવસ તેમણે નીલમાધવ મુખોપાધ્યાય નામના એક

ઇંગ્રેજી ભણેલા જુવાનને માસિક પંદર રૂપિઆના પગારથી પોતાને શીખવવા રાખ્યો હતો; અને હિંદી શીખવવાને માટે દર માસે રૂ. ૧૦) આપવા કરીને એક હિંદુસ્થાની પંડિતને રાખ્યો હતો. બહુ થોડી મુદતની અંદર તેમણે એ બંને ભાષાઓનું ઉપયુક્ત જ્ઞાન સંપાદન કર્યું હતું, એમ કહેવાની તો જરૂર જ નથી. તેમની પૂર્વની છાત્રાવસ્થા એનું પ્રત્યક્ષ પ્રમાણ છે. તેમના ઇંગ્રેજીના પ્રથમ શિક્ષક દુર્ગાચરણ બાબુ તે વેળાએ હેયર સ્કુલમાં શિક્ષકનું કામ કરતા હતા. એવામાં ફોર્ટ વિલિયમ કોલેજના હેડ રાઇટરની જગા ખાલી પડી, તે ઇશ્વરચંદ્રે અધ્યક્ષ માર્શલ સાહેબને અનુરોધપૂર્વક ભલામણ કરીને એમને અપાવી. એ જગાનો પગાર માસિક રૂ. ૮૦)નો હતો. એ જગાએ નોકરી કરવાની સાથે તે દુર્ગા બાબુએ મેડિકલ કોલેજમાં અતિરિક્ત છાત્ર તરીકે અભ્યાસ કરીને શેષે ડાકટરનું કામ કરવા માંડયુ હતું. વિદ્યાસાગરના સહોદર શંભુચંદ્રનું કહેવું એવું છે કે, એ બાબુને કલકત્તામાં સ્થાયી કરવાને સારૂ ઇશ્વરચંદ્રે યથેષ્ટ પરિશ્રમ કર્યો હતો. તેમ તે ડાકતર બાબુએ પણ તેમના અકૃત્રિમ સ્નેહસૂત્રથી આબદ્ધ થઇને તેમના લોકસેવાના કાર્યમાં સારી સહાયતા કરી હતી. તેમના બીજા ઇંગ્રેજી શિક્ષક નીલમાધવ બાબુએ પણ પાછળથી ડાકતર થઇને તેમના લોકકલ્યાણના કામમાં વિવિધ પ્રકારે તેમને સહાય કરી હતી. પાછળથી મહાન્ પુરૂષોની પંક્તિમાં ગણાયેલા, બેન્જામિન ફ્રાંકલિન, નેપોલિયન બોનાપાર્ટ અને પ્રેસિડન્ટ ગારફીલ્ડ વગેરે અનેક સદાશય પુરૂષોએ પણ આપણા વિદ્યાસાગરની પેઠે જ છેક સામાન્ય અવસ્થામાંથી જીંદગીની શરૂઆત કરી હતી, એ સર્વને વિદિત છે.

ઇશ્વરચંદ્રે નોકરી કરવા માંડયા પછી સર્વથી પ્રથમ તેમના

પિતા જે અત્યંત પરિશ્રમવાળી નોકરી કરતા હતા તેમને તે છોડી દઇને નિવૃત્ત થવાનો અનુરોધ કર્યો, તે વેળાએ પ્રથમ તો તેમના પિતાએ તેમ કરવાને કેટલીક આનાકાની કરી, પરંતુ પાછળથી તેમનો અનુરોધ માન્ય રાખીને તેમણે ચાકરી છોડી દીધી, અને વીરસિંહ જઇ કુટુંબીઓની સાથે રહેવા લાગ્યા. એ પ્રમાણે તેમણે ચાકરી છોડી ત્યારે તેમને રૂ. ૨૦ ) નો પગાર મળતો હતો, તેટલા રૂપિઆ પોતે તેમને આપવાનું વિદ્યાસાગરે વચન આપ્યું. ત્યાર પછી તે દરમાસે રૂ. ૨૦ ) તેમને મોકલી દઇને બાકીના રૂ. ૩૦ માંથી કલકત્તામાં તેમના વાસમાં તેમના ભાઇભાંડુઓ વગેરે એકંદર નવ જણ રહેતા હતા તેમનું ભરણ પોષણ કરવા લાગ્યા. તેમની સાથે રહેનારાઓમાં તે સર્વથી મોટા અને કમાનારા હતા, તે છતાં આગળ પ્રમાણે રસોઇ વગેરેના કામમાં સહાયતા કરવાને કુંઠિત થતા નહિ. બડા બજારમાંના પ્રથમના ઘરમાં એટલા બધાને રહેવા સારૂ જોઇએ તેટલી જગાની છૂટ નહોતી, તેથી તેમને બડા બજારમાં એક સારૂં મોટું મકાન ભાડે લઇને ત્યાં રહેવા જવું પડયું હતું.

નિયમિત કામ કરવાની પણ તે બહુ કાળજી રાખતા હતા. દરરોજ સવારે નવ વાગતા સુધી નીલમાધનની પાસે ઇંગ્રેજી શીખતા, અને હિંદી શીખવાનું સાંજના વખતે રાખીને કૉલેજની નોકરીનું કામ બરાબર વખતસર અને યથાયોગ્ય રીતે કરતા હતા. પરંતુ તેમના જેવા મહાન્ બુદ્ધિશાળી અને અધ્યવસાયશીલ ઉમંગી પંડિતના પક્ષે એટલું કામ પૂરતું નહોતું. તે સમયે ઇંગ્રેજીમાં કૃતવિદ્ય બાબુ શ્યામાચરણ સરકાર વગેરે તેમના સમવયસ્ક અનેક બંધુઓ સંસ્કૃત શીખવાની મનસાથી તેમની પાસે આવતા હતા. રાજકૃષ્ણ બંદોપાધ્યાય નામે એક ઇંગ્રેજી શીખી રહેલા જુવાનવી

સાથે તેમને સારો સ્નેહ થયો હતો. એ જુવાનને સંસ્કૃત શીખવા-ની બહુ ઈચ્છા થયાથી એવા ઉમ્મર લાયક ઉમેદવારોને તે વેળાએ ચાલતી રીતિ પ્રમાણે મુગ્ધબોધ વ્યાકરણ નહિ શીખવતાં, અન્ય કોઇ સુગમ પ્રણાલીથી જલદીથી સંસ્કૃતનું જ્ઞાન થાય એવી રીતે શીખ-વવાની કોઇ યુક્તિનો તેમણે વિચાર કરવા માંડયો. પછી એક દિવ-સ જ્યારે તે જુવાને અત્યંત આતુરતા જણાવી ત્યારે, તેમણે તેને કહ્યું, " તેમને કોઈ સહજ ઉપાયથી સંસ્કૃત વ્યાકરણ શીખવવું જોઇએ. " એમ કહીને એક દિવસ વાટ જોવાનું કહીને તેને વિ-દાય કર્યો. પછી બીજે દિવસે તે જુવાને ત્યાં આવીને જોયું તો, વિદ્યાસાગરે તેને શીખવવાને સારૂ વર્ણમાળાથી આરંભીને શેષ પર્યંત એક નવૂં સંસ્કૃત વ્યાકરણ રાતોરાત રચીને તૈયાર કરી રાખ્યું છે. પછી તેમના એ જ હસ્તલિખિત નૂતન વ્યાકરણની સહાયથી જ તે જુવાનના સંસ્કૃત અભ્યાસનો આરંભ થયો. પાછળથી એજ વ્યાક-રણ " ઉપક્રમણિકા " ના નામથી પ્રકટ થયું. એની સર્વ વ્યવસ્થા નવીન પ્રકારની છે, અને તેમાંની સંસ્કૃત-શિક્ષાનો માર્ગ બહુ સરળ અને સુગમ થયો છે.

એ પ્રમાણે એ નવીન સુગમ વ્યાકરણની સાહાય્યથી રાજકૃષ્ણ બાબુએ સંસ્કૃતનો અભ્યાસ આદર્યો, અને શિક્ષક તથા શિષ્ય બંને ગુણવાન્ અને બુદ્ધિમાન્ હોવાથી, છ માસની અંદર મુગ્ધબોધ તે પૂરૂં શીખી ગયા, તે સાંભળીને સૌ લોક બહુ આશ્ચર્ય પામવા લાગ્યા. આ બનાવના પહેલાંથી સંસ્કૃત કોલેજમાં 'જ્યુનીઅર' અને 'સીનીઅર' વૃત્તિઓની પરીક્ષા લેવાનું શરૂ થયું હતું. ઇશ્વરચંદ્રે તેમાંની જ્યુની-અરની પરીક્ષા આપવાને રાજકૃષ્ણને કહ્યું, અને તેથી તે જુવાન એ પરીક્ષાને માટે તૈયાર પણ થવા લાગ્યા. એવામાં વિદ્યાસાગરના

જાણુવામાં આવ્યું કે, એક અસહાય બ્રાહ્મણ પંડિત જ્યુનીઅર વૃત્તિ પામીને કોલેજમાં અભ્યાસ કરે છે; અને પરીક્ષામાં જો રાજકૃષ્ણ ઉપલે નંબરે પાસ થાય, તો નવા વરસથી એ બ્રાહ્મણને વૃત્તિ નહિ મળ્યાથી તેનો વિદ્યાભ્યાસ અટકી પડે તેમ છે. આ વાત એ સહૃદય પંડિતના પક્ષે અસહનીય થઇ પડયાથી તેમણે પોતાના શિષ્ય રાજકૃષ્ણને જ્યુનીઅર વૃત્તિની પરીક્ષા નહિ આપવાને બલાત્કારથી અનુરોધ કરતાં કહ્યું, "તમે પરીક્ષામાં પાસ થઇને વૃત્તિ પામો તેના ફલ સ્વરૂપ એક દરિદ્ર બ્રાહ્મણનો રોટલો ટળવા સાથે તેનો વિદ્યાભ્યાસ પણ અટકી પડે તેમ છે, ત્યારે તમારે એ પરીક્ષા આપવી જ ન જોઇએ." તે ઉપરથી રાજકૃષ્ણે પણ તેમનો અનુરોધ માન્ય રાખીને એ પરીક્ષા આપવાના ઉદ્યોગનો પરિત્યાગ કર્યો. આ બનાવથી એ બે બન્ધુઓની સહૃદયતા તથા એકચિત્તતાની યથેષ્ટ ઓળખાણ મળે છે. પછી ઇશ્વરચંદ્રે રાજકૃષ્ણને સીનીઅર વૃત્તિની પરીક્ષાને માટે તૈયાર થવાનું કહ્યું, તેના ઉત્તરમાં તે બાબુએ સંકોચ સહિત કહ્યું કે, "એ અઘરી પરીક્ષા મારાથી આપી શકાશે?" ત્યારે વિદ્યાસાગરે કહ્યું, "કેમ નહિ અપાય? જરા વધારે પરિશ્રમ કરવો પડશે એટલું જ. તમે દરરોજ જમીને મારી સાથે ફોર્ટ વિલિયમ કોલેજમાં આવી શકશો?" પછી રાજકૃષ્ણ તેમનું કહેવું કબુલ કરીને પ્રતિદિન તેમની સાથે કોલેજમાં જઇ, સમસ્ત દિન ત્યાં બેશીને, તેમની સહાયતાથી અભ્યાસ કરી, સીનીઅર વૃત્તિની પરીક્ષાને માટે તૈયાર થવા લાગ્યા. તેમજ રાત્રિએ પણ તેમના ઘર આગળ જઇને શીખતા રહ્યા. તે સમયે બીજા પણ ઘણા માણસો સંસ્કૃત શીખવાને સારૂ સંધ્યાકાળ પછી તેમને ત્યાં ભેગા થતા હતા; પરંતુ તે સર્વમાં રાજકૃષ્ણ મોડી રાત સુધી રહીને તેમની પાસે શી-

ખતા હતા. એ પ્રમાણે તેમણે અઢી વરસ સુધી રાત્રિદિવસ પરિશ્રમ કરીને સીવીઅર વૃતિની પરીક્ષા આપી. એ પરીક્ષામાં સારી રીતે પાસ થયાથી પ્રથમ તેમને માસિક રૂ. ૧૪) અને બે વરસ પછી પ્રથમ શ્રેણીના રૂ. ૨૦) વૃત્તિના મળવા માંડયા. આ બનાવથી તેમના અધ્યાપક (ઈશ્વરચંદ્ર)ના ઘરમાં આનંદ આનંદ થઇ રહ્યો. ક્રમાગત પાંચ છ વરસ સુધી માથાફોડ મહેનત કર્યા છતાં પણ જે કામમાં કૃતકાર્ય થવું બહુ મુશ્કેલ ગણાતું, તે માત્ર અઢી વરસમાં સિદ્ધ થયું સાંભળીને, સંખ્યાબંધ છાત્ર અને શિક્ષકો રાજબાબુને અને તેમના ગુરૂને મળવા આવવા લાગ્યા. એ પ્રમાણે સૌ લોક જેને અસંભવિત ધારતા હતા, તે એ ગુરૂશિષ્ય ઉભયના ઉત્સાહ, આગ્રહ અને પરિશ્રમથી સંભવિત થયું હતું. તે પછી રાજબાબુને અન્ય એકવાર શેષ પરીક્ષા આપવાની ઇચ્છા હતી, પરંતુ જે ગુરૂતર પરિશ્રમ તેમણે કર્યો હતો, તેનાથી તેમનું શરીર છેક લથડી ગયું, અને સ્વાસ્થ્યોન્નતિને સારૂ તેમને અન્ય સ્થાને જવાની જરૂર પડી, તેથી પછી બીજી કોઇ પરીક્ષા તે આપી શક્યા નહિ.

ઇશ્વરચંદ્રના સહાધ્યાયીઓમાંથી મદનમોહન તર્કાલંકારની સાથે તેમને અકૃત્રિમ મિત્રતા થઇ હતી. એ તર્કાલંકારને તે સહોદર તુલ્ય ચહાતા અને સર્વદા તેમનું કલ્યાણ ઇચ્છતા. ઈશ્વરચંદ્રના યત્નથી જ તેમને પ્રથમ કલકત્તાની બંગાળી શાળાના મુખ્ય શિક્ષકની જગા મળી હતી. તે પછી જ્યારે તે વત્સરાધિક કાળને માટે બારાશતની સરકારી સ્કુલના પ્રધાન પંડિતનું કામ કરતા હતા, ત્યારે કલકત્તાથી ફોર્ટ વિલિયમ કોલેજમાં સિવિલિયન સાહેબ લોકોને સંપત્તિવિષયક શાસ્ત્ર શીખવવાની રૂ. ૪૦ ) ના પગારની એક જગા ખાલી થઇ, તે વિદ્યાસાગરના પ્રયત્નથી તેમને ( તર્કાલંકારને ) મળી. એ પ્રમાણે

તેમણે બીજા પણ સહાધ્યાયીઓને ધંધે લગાડયા હતા.

એ પ્રમાણે બંધુ બાંધવોને માટે ચિંતા અને ઘરના તથા સંસારના કામકાજ અને નિર્વાહને સારૂ કાળજી અને શ્રમ કર્યા ઉપરાંત તે વિદ્યાચર્ચા અને વિદ્યાભ્યાસ કરતા રહેતા; તથા અધ્યક્ષ માર્શલ સાહેબના કામમાં પણ તેમને સર્વદા સાહાય કરવી પડતી હતી. સંસ્કૃત કોલેજની સીનીઅર અને જ્યુનીઅર વૃત્તિની પરીક્ષાઓને માટે પ્રશ્ન પત્રો તૈયાર કરવાનું કામ માર્શલ સાહેબને માથે હતું, તે તેમણે વિદ્યાસાગરને એ કામના યોગ્ય પાત્ર સમજીને સોંપ્યું હતું. એ પ્રશ્નો કાંઈ સાધારણ કે જેવા તેવા કાઢવાના નહોતા; વ્યાકરણ, કાવ્ય, સ્મૃતિ, વેદાન્ત વગેરે સર્વ વિષયના પ્રશ્નપત્રો તેમને તૈયાર કરી આપવા પડતા. એ કામ તે એવી ખબડદારીથી કરતા હતા કે સંસ્કૃત કોલેજના મોટા મોટા પ્રવીણ અધ્યાપકો પણ તેમાં કાંઇ દોષ દેખાડી શકતા નહિ. જે જે કામ તે કરતા તે સર્વ એ જ પ્રમાણે બહુ વિચારપૂર્વક સંપૂર્ણ અને સર્વાંગ સુંદર કરતા હતા. ઉત્તરકાળે તે તેમના જીવનકાર્યમાં સફળ મનોરથ થઇ શકયા હતા, તેનું કારણ એજ હતું કે, તે જે કામ હાથમાં લેતા, તે અંતઃકરણ પૂર્વક બહુ સારી રીતે સંપૂર્ણ કરતા. હાથ ધરેલા કાર્યમાં ઉદાસીનતા દેખાડવી એ તેમની પ્રકૃતિથી વિરૂદ્ધ હતું. જે કામ બની શકશે નહિ એમ તેમને લાગતું, તે કામ પ્રાણાંતે પણ તે હાથમાં લેતા નહોતા અને જે લેતા તે પાર પાડવાને પ્રાણપણે પ્રયત્ન કરતા હતા.

એવાજ આગ્રહ અને એક નિષ્ઠાથી તે ફોર્ટ વિલિયમ કોલેજમાંનું પોતાનું કામ કર્યે જતા હતા. તેવામાં એક દિવસ, તે વેળાના ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડિંજ સાહેબ કોલેજ જોવાને ગયા, અને તેમને (વિદ્યાસાગરને) મળીને નાના પ્રકારના જ્ઞાતવ્ય વિષયો વિષે તેમની

સાથે વાતચીત કરી. એ વાતચીતના પ્રસંગમાં તેમણે એ સાહેબ બહાદુરને વિનય અને નમ્રતાથી કહ્યું કે, સંસ્કૃત કોલેજમાં પાસ થયલા વિદ્યાર્થીઓને સારૂ સરકાર કંઇ લક્ષ આપે તો સારૂં. એક માત્ર જજના પંડિતનું પદ તેમને મળતું, તે પણ હમણાં મળતું નથી. તેથી સંસ્કૃત શિક્ષા ઉપરથી લોકનો અનુરાગ ઓછો થઇ જવા સાથે કોલેજના વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઘટતી જાય છે. આમ કહીને તેમણે એ વિદ્યાર્થીઓને માટે કંઇક કરવાને લૉર્ડ સાહેબને વિનંતિ કરી. તે ઉપરથી તે સાહેબ બહાદૂરે ઇ. સ. ૧૮૪૬ ના પ્રારંભમાં સમસ્ત બંગાળા દેશમાં એકસો એક બંગાળી શાળાઓ ઉઘાડવાનો, અને તે શાળાના શિક્ષકોની જગાએ સંસ્કૃત કોલેજમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને આપવાનો હુકમ કર્યો હતો. આમ થવાની સાથે એક તરફથી વિદ્યાસાગરના કામનો બોજો વધવા લાગ્યો, અને બીજી તરફથી તે સંસ્કૃત કોલેજના પ્રવીણ શિક્ષકોની ઇર્ષ્યાને પાત્ર થાય અને અન્યાન્ય પંડિતોને અપ્રિય થઇ પડે એવાં અનેક કારણો પણ ઉપસ્થિત થવા માંડયાં. જે એકસો એક શાળાઓ ઉઘાડવાનો સરકારે હુકમ કર્યો હતો, તે શાળાઓને માટે જોઇતા શિક્ષકો પસંદ કરવાની પરીક્ષા લેવાનું અને તેમની નિમણુકો કરવાનું કામ માર્શલ સાહેબને અને વિદ્યાસાગરને સોંપવામાં આવ્યું હતું. ઇશ્વરચંદ્રના કરતાં વયોવૃદ્ધ અને અભિજ્ઞ અધ્યાપકો સંસ્કૃત કાલેજમાં હોવા છતાં, ત્યાંના વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાનું કામ તે જુવાન પંડિતને સોંપાયું, એ જ એ અધ્યાપકોની તેમના પ્રત્યે ઇર્ષ્યાનું કારણ હતું અને અન્યાન્ય પંડિતોને અપ્રિય થવાનું કારણ એ હતું કે, તે નિષ્પક્ષપાતથી કેવળ ઉપયુક્ત મનુષ્યને જ શિક્ષકની જગા આપતા હતા. એમ ગુણાનુસારે જગા આપવાની વ્યવસ્થા કર્યાથી ઘણાને નિરાશ

થવું પડતું, તેથી તેઓ તેમની નિન્દા કરતા ફરતા—પરંતુ જે વિદ્યાસાગરે સાહેબ સિવિલિયનો પર રહેમ નજર રાખવાની પોતાના ઉપરી અધિકારી સાહેબની ભલામણના ઉત્તરમાં કહ્યું હતું કે, "મારાથી એમ થઈ શકશે નહિ, " તે વીર પ્રકૃતિવાન્ ન્યાયપરાયણ પુરૂષ, એવી ઇર્ષ્યા દેખાડયાથી અને નિન્દા પ્રચારથી ડરી જાય કેમ ? લોકનિન્દાના ભયથી કર્ત્તવ્ય કર્મમાં વિરત રહેવું, કિંવા અન્યાય જાણ્યા છતાં તેને આશ્રય આપવો એવી તેમની પ્રકૃતિ જ નહોતી. ઇ. સ. ૧૮૪૬ માં એ પ્રમાણે સ્થપાયેલી શાળાઓમાંની કેટલીક અદ્યાપિ વિદ્યમાન છે અને તે હાર્ડિંજ શાળાઓ કહેવાય છે.

આ બધું કામ કરવા ઉપરાંત તે દુઃખી દરદીઓની સંભાળ અને સેવા ચિકિત્સાદિ પણ કરતા હતા. વળી દેશી ભાષામાં પાઠોપયોગી પુસ્તકોનો અભાવ હતો, તે દૂર કરવાને સારૂ ગ્રંથરચનાનાં કાર્યમાં પણ તે ઉદ્યોગી રહેતા. ફોર્ડ વિલિયમ કોલેજમાં શીખતા સિવિલિયનોને બંગાળી, હિંદી અને સંસ્કૃત શીખવવામાં આવતું, તેમાંથી સંસ્કૃતને માટે તો અનેક ઉપયુક્ત ગ્રંથોમાંથી ખપજોગ તત્વસંગ્રહ કરીને કામ ચલાવી લેવાતું. પરંતુ શીખવવા યોગ્ય બંગાળી પુસ્તકોની ખરેખરી ખોટ હતી. તેમાં પાછી હાર્ડિંજ શાળાઓ સ્થપાયાથી તેમને (વિદ્યાસાગરને] શાળોપયોગી બંગાળી પુસ્તકો રચવાની ખરેખરી આવશ્યકતા જણાતી હતી.

એ અરસામાં સંસ્કૃત કોલેજમાં વ્યાકરણની પ્રથમ અને દ્વિતીય શ્રેણીના અધ્યાપકોની જગાઓ ખાલી થઇ. એમાંની પ્રથમ શ્રેણીના અધ્યાપકનો પગાર રૂ. ૯૦ ) હતો. એ જગા કોઈ ઉપયુક્ત પંડિતને આપવાની મસલત કરવા સારૂ શિક્ષાસમિતિના અધ્યક્ષ ડા, મયટ સાહેબ માર્શલ સાહેબની પાસે ગયા. તેમની મસલતમાં એમ

કર્યું કે ઈશ્વરચંદ્રને જ એ જગા આપવી જોઇએ. પછી માર્શલ સાહેબે એ વાત તેમને જણાવી, ત્યારે તેમણે તે જગા લેવાની અનિચ્છા દેખાડી કહ્યું. "સાહેબ ! હું રૂપિયાનો લાલચું નથી. આપનો અનુગ્રહ હોવાથી હું કૃતાર્થ થઇશ અને આપની પાસે રહ્યાથી અનેક નૂતન ઉપદેશ પામીશ." રૂ. ૫૦ ) ના પગાર વાળા વિદ્યાસાગરે રૂ. ૯૦ ) ના પગારની જગા લેવાને જેવી રીતે ના પાડી, અને તે જગાએ કોઈ અન્ય ઉપયુક્ત પંડિતને નીમવાનો મત આપ્યો, તે જોઈને મેશર્સ મયટ અને માર્શલ સાહેબ દ્વય, તથા તેમના પોતાના અનેક સ્નેહી સંબંધીઓ બહુ જ આશ્ચર્ય પામ્યા. ઘણી રીતે તેમને સમજાવ્યા છતાં પણ જ્યારે તેમણે પોતાની જીદ ના છોડી ત્યારે માર્શલ સાહેબે નિરૂપાય થઇને તેમને પૂછ્યું, "વારૂ ત્યારે, તમે કોને એ જગાને માટે યોગ્ય ધારો છો ?" તેના ઉત્તરમાં તેમણે સર્વ શાસ્ત્રવિશારદ ( સ્વર્ગવાસી ) તારાનાથ તર્કવાચસ્પતિનું નામ દેઇને કહ્યું, "એ એક અદ્વિતય વૈયાકરણ અને પ્રથમ શ્રેણીના અધ્યાપક પદને યોગ્ય છે. એમની જ નિમનોક કરવાને આપ ભલામણ કરો." આ વાત થઇ તે દિવસે શનિવાર હતો અને સોમવારે તો નવા અધ્યાપકની નિમણુક થવાની હતી. તે સાથે વાચસ્પતિ પંડિત તે વેળાએ કલકત્તાથી ૩૦ કોસ દૂરના કાલના ગામમાં રહેતા હતા, અને તે એ જગા કબૂલ કરશે કે નહિ તેનો પણ કાંઇ નિશ્ચય નહોતો. તેમને કાગળ લખે તો તેનો ઉત્તર પણ એટલી ટૂંકી મુદતમાં ફરી ના વળે. આ સર્વ વાતનો વિચાર કરીને ઇશ્વરચંદ્ર પોતે જ તે રાત્રે એક માણસને સાથે લઇને કાલના જવા નીકળ્યા, અને આખી રાત ચાલીને બીજે દિવસે બપોરે ત્યાં પહોંચ્યા. એ પ્રમાણે એકદમ તેમને એટલે દૂર સુધી પગે ચાલીને આવવાનું કારણ જ્યારે વાચસ્પતિ-

એ અને તેમના પિતાએ જાણ્યું ત્યારે તેઓ કૃતજ્ઞતાપૂર્ણ વિસ્મયથી વિહ્વળ થઈ ગયા. પછી ઇશ્વરચંદ્રે માર્શલ સાહેબનો અભિપ્રાય વાચસ્પતિને જણાવ્યો અને તેમનાં પ્રશંસાપત્રો તથા અરજપત્ર તૈયાર કરાવી લઇને, તે જ દિવસે પાછા પ્રથમની પેઠે પગે ચાલતા કલકત્તે આવવા નીકળ્યા. તેમની સાથેનો માણસ એ પ્રમાણે તડામાર ચાલવાને અશક્ત થઇ પડયાથી તેને હોડીમાં આવવાની વ્યવસ્થા કરી આપી. એવી રીતના કર્ત્તવ્ય-સાધનમાં તેમના મનની પેઠે તેમનો દેહ પણ બળવાન હતો.

તે પછી વ્યાકરણની દ્વિતીય શ્રેણીના શિક્ષકની અને પુસ્તકાધ્યક્ષ (લાઇબ્રેરીઅન) ની. એ બે જગાઓ સંસ્કૃત કોલેજમાં ખાલી રહી હતી, તેને માટે અનેક સ્થળેથી મોટી મોટી સિફારસોવાળા ઉમેદવારોની સંખ્યા બહુ વધી પડવાથી વિદ્યાસાગરે એવો અભિપ્રાય આપ્યો કે, પરીક્ષા લેઇને એ બે માણસો પસંદ કરવા. ડા. મયટે તેમજ કર્યું અને પરિણામમાં જે બે જણને નિમાયલા જોવાને ઈશ્વરચંદ્ર ઇચ્છતા હતા તે જ બે જણા અનુક્રમે રૂ. ૫૦ ) અને રૂ. ૩૦થી નિમાયા.

એ પ્રમાણે ઇશ્વરચંદ્ર ફોર્ટ વિલિયમ કાલેજમાં રહીને પૂર્ણ પ્રતિષ્ઠા ભોગવતા હતા, તેવામાં તેમના તૃતીય સહોદર શંભુચન્દ્રના વિવાહ ઉપર તેમની માએ તેમને ઘેર તેડાવ્યા. તે ઉપરથી તેમણે અધ્યક્ષ માર્શલ સાહેબની પાસે જવાની રજા માગી, પરંતુ તે વેળાએ કામનો એટલો ભરાવો હતો કે સાહેબ રજા આપી શક્યા નહિ. કલકત્તામાં તેમની સાથે રહેતા સર્વ કુટુંબીઓ ગયા, પણ તે જઇ શક્યા નહિ, તેથી તેમના મનને અત્યંત વ્યથા થવા માંડી. એ પ્રમાણે ભાઇના વિવાહ પર ઘેર જવાની માની ઇચ્છા પૂર્ણ નહિ કરી શકાયાથી તે

આખી રાત તેમણે તરફડિયાં મારીને કાઢી. પરંતુ સવાર થતાં જ ફરી પાછા માર્શલ સાહેબની પાસે ગયા અને કહ્યું, "સાહેબ, મારી માએ મને ઘેર તેડાવ્યો છે, તેથી મારે જવું જ પડશે. આપ જો રજા આપી ના શકો, તો હું મારી નોકરીનું રાજીનામું આપું છું તે મજૂર કરીને પણ મને છૂટો કરવાની કૃપા કરો. ગમે તેમ થાય, પણ માની આજ્ઞા માન્ય રાખીને હું ઘેર તો જવાનો જ." તે સાંભળીને તથા તે વેળાની તેમના મનની સ્થિતિ જોઇને અને તેમના એવા માતૃભક્તિભાવથી મુગ્ધ થઇને સહૃદય માર્શલ સાહેબે તેમને કહ્યું, "તમારે રાજીનામું આપવાની કંઇ જરૂર નથી. હરકત વેઠીને પણ હું તમને રજા આપું છું. તમે તમારી માના કહાવ્યા પ્રમાણે ઘેર જઇ આવો." પછી તે ખુશી થતા થતા મુકામ પર આવી, આહારાદિ કરી લેઇ, શ્રીરામ નામના ઘરના ચાકરને સાથે લઇને, વીરસિંહ જવા નીકળ્યા. પુષ્કળ વરસાદ વરસ્યાથી તે દિવસે રસ્તો એવો ખરાબ થઇ ગયો હતો કે, પગ પણ બરાબર ઠરતો નહોતો; તેથી મહા મહેનતે તારકેશ્વર સુધી જઇને ત્યાં જ તેમને રાત ગાળવી પડી. બીજે દિવસે સવારમાં ત્યાંથી નીકળ્યા પછી, ચાકરને જલદી ચાલવાને અશક્ત જોઇને, રસ્તામાં જ તેને ફરાળ કરાવી તથા થોડાક પૈસા આપીને, ત્યાંથી નજીકમાં તેનું ગામ હતું ત્યાં જવાને કહ્યું. એ ચાકરની એ પ્રમાણે અધવચથી જવાની મરજી જો કે નહોતી, પરંતુ તેમનો હુકમ પાછો ફરી શકતો નહિ, તેથી અનિચ્છા છતાં તેને જવું પડયું. એ દિવસે ગમેતેમ કરીને ઘેર પહોંચવાની તેમને જરૂર હતી, કારણ કે શંભુચન્દ્રનું લગ્ન એ જ દિવસે હતું. તે જાણતા હતા કે જો હું આજ ઘેર નહિ જાઉં તો માને બહુ જ માઠું લાગશે. તેથી ધુનમાં ને ધુનમાં સપાટાબંધ ચાલવા લાગ્યા. એમ ચાલ-

તાં ચાલતાં દામોદર નદીને કિનારે જઈ પહોંચીને જોયું તો, વરસાદ થઇ ગયાને લીધે એ નદીમાં પુષ્કળ પૂર આવેલું છે અને આરા પરની હોડી પણ સામે પાર ગયેલી છે. તે પાછી આવે અને તેમાં બેશીને પાર ઉતરાય એટલી વાર ત્યાં ખોટી થાય, તો પછી તે દિવસે ઘેર પહોંચી શકાય નહિ. આમ હોવાથી અન્ય કોઇ ઉપાય નહિ જણાયાને લીધે તે કચ્છ મારીને પૂરથી ભરપૂર નદીની અંદર કૂદી પડયા. હોડી પાછી આવવાની વાટ જોઇને બીજા જે માણસો એ કિનારા પર બેશી રહ્યા હતા, તેમાંના ઘણાકે તેમને તેમ કરતાં વાર્યા હતા, તથા કેટલાકે તો તેમને પકડી રાખવાનું પણ કર્યું હતું; પરંતુ માતૃ આજ્ઞા પાળવાના નિશ્ચયવાળા વિદ્યાસાગરે કોઇનો કશો અટકાવ માન્યો નહિ. તે જોરભેર તરતા તરતા ઝપાટાબંધ પાર નીકળી ગયા. કિનારા પરના માણસો તેમનું આવું સાહસ જોઇને દિંગ થઇ ગયા. પછી ત્યાંથી આગળ ચાલતાં પાતુળમાં જઇ જનનીના મોસાળમાં મધ્યાહ્નક્રિયા કરી લઇને પાછા આગળ ચાલવા લાગ્યા. અને છેક સાંજને વખતે તારકેશ્વર નદ પણ પ્રથમ પ્રમાણે તરી ઉતરીને ભીનાં લુંગડાંભેર જ ગૃહાભિમુખે ચાલ્યા. રસ્તામાં જંગલની અંદર સંધ્યાકાળ થઈ. ત્યાં ચોરનો ભય એટલો બધો હતો કે કોઇ પણ મુસાફર એકલો હોય, તો ત્યાંથી લૂંટાયા વગર જવા પામતો નહિ. પરંતુ તે તો પોતાના ઇષ્ટદેવ માતૃચરણનું સ્મરણ કરતા કરતા ઝપાટાબંધ રસ્તો કાપતા ચાલ્યા; અને આશરે અર્ધ પહોર રાત્રિ જતાં ગામમાં દાખલ થઇ, ઘર આગળ જઈ, "મા, મા, હું આવ્યો છું," એમ કહીને માને બોલાવવા લાગ્યા. વર અને જાનૈયા વગેરે ઘરનાં સર્વે માણસો તો એ વખતે ગયેલાં હતાં. માત્ર તેમનાં મા એકલાં ઘેર રહ્યાં હતાં. તે તેમના (ઇશ્વરચંદ્રના) નહિ આવ્યાથી દુઃખી થઇ,

બારણાં વાસીને અનાહારે બેઠાં બેઠાં રડતાં હતાં, એવામાં તેમણે જઈ પહોંચી મા, મા, કહીને ઘાંટા કાઢયા. તે સાંભળતાં જ તેમની માએ બારણાં ઉઘાડી તેમને અંદર લીધા. પછી તે મા દીકરો મળીને જરા વાર રડયાં અને પછી ઘરમાં જઇ બેશીને અનેક પ્રકારની સુખ દુઃખની વાતો કરવા લાગ્યાં. એમ ઘણી વાર સુધી વાતો કર્યા પછી તેમણે બન્નેએ સાથે ભોજન કર્યું. પિતામાતા પ્રત્યે સંતાનનો આવો અનુરાગ અને ભક્તિભાવ સચરાચર જોવામાં આવતો નથી.

ગમે તે સ્થળે અને ગમે તેવા સદુપાયથી અર્થ-પ્રાપ્તિનો સુયોગ થતો હોય, અને તે અર્થનું પરિમાણ ગમે તેટલું હોય, તોપણ દરિદ્રતનય વિદ્યાસાગર તેમાં મન ઘાલતા નહિ. પણ પ્રાય અન્ય લોકોને એ અર્થ-પ્રાપ્તિનો સુયોગ કરી આપતા. સ્વાર્થ અને પરમાર્થના સંગ્રામમાં સાધુ પુરૂષ હમેશાં પરમાર્થના પક્ષપાતી થઇને પોતે નુકશાન વેઠતાં અચકાતા નથી. ઈશ્વરચંદ્ર એ શ્રેણીના સાધુ મહાત્મા હતા. ફોર્ટ વિલિયમ કૅાલેજમાં દેશી ભાષા ભણતા સિવિલિયન સાહેબોમાંના એક મી. રોસ્ટ કોસ્ટે એક દિવસ ઇશ્વરચંદ્રને કહ્યું, આપ મારા નામનો એકાદ સંસ્કૃત શ્લોક રચી આપશો તો હું અત્યંત આનંદ પામીશ. તે ઉપરથી વિદ્યાસાગરે તેને ખુશી કરવાને સારૂ તે જ વેળાએ શ્રુતિમધુર બે શ્લોક રચી આપ્યા; તથા તેનો ભાવાર્થ પણ કહી સંભળાવ્યો. તે ઉપરથી ઉક્ત કોસ્ટ સાહેબે અત્યંત સંતુષ્ટ થઇને રૂ. ૨૦૦) પુરસ્કારસ્વરૂપ તેમને આપવા માંડયા. પરંતુ તેમણે તે રૂપિઆ પોતે લેવાની ના પાડીને સાહેબને કહ્યું કે, "સંસ્કૃત કોલેજનો જે છાત્ર રચના-વિષયમાં સર્વોત્કૃષ્ટ નીવડે તેને રૂ. ૫૦ ) નું ઇનામ આપવું, એવી સરતે કોલેજના અધ્યક્ષને એ રૂપિઆ આપો." પછી કોસ્ટ સાહેબે તે પ્રમાણે કર્યું અને તેથી

ચાર વરસ સુધી એવું ઇનામ અપાયું હતું. સંસ્કૃત ગદ્ય અને પદ્ય બંનેમાં તેમની રચના શક્તિ યથેષ્ટ હતી. સ્વઇચ્છાથી પણ તે કેટલીક વાર નાના પ્રકારના વિષયો પર શ્લોક રચતા હતા. વળી તેમણે જૉન મિલર નામના એક બીજા સિવિલિયનના કહેવાથી પુરાણ અને સૂર્ય-સિદ્ધાન્તના નિર્દેશ મતે તથા પાશ્ચાત્ય ગણનાના અનુસારે ભૂગોળ અને ખગોળ પ્રભૃતિ વિષયના શ્લોક રચી આપીને એક સો રૂપિઆનું ઇનામ મેળવ્યું હતું.

સંસ્કૃત કોલેજના સહકારી સંપાદક—આસિસ્ટંટ સેક્રેટરીના મૃત્યુથી તેની જગા ખાલી પડી. તે જગા કોને આપવી, એ વિષે મસલત કરવાને સારૂ ડા. મયટ સાહેબે માર્શલ સાહેબની પાસે જઇને કહ્યું, ઇંગ્રેજી અને સંસ્કૃત બંને ભાષામાં વિશિષ્ટરૂપે વ્યુત્પન્ન અને કોલેજની ઉન્નતિ કરવામાં સંપૂર્ણ રીતે સહાયક હોય તેવા પુરૂષનું ત્યાં પ્રયોજન છે. પછી તેમની મસલતમાં એમ ઠર્યું કે, ઇશ્વરચંદ્રને એ જગા આપવી. તે ઉપરથી તેમણે ઈશ્વરચંદ્રને તેડાવીને પોતાનો અભિપ્રાય તેમને જણાવ્યો. તે સાંભળીને એ જગાએ જવાને તે સંમત થયા ખરા, પરંતુ તેમણે માર્શલ સાહેબને એવું કહ્યું કે, “ કદાપિ તે જગાનું જોખમ ભર્યું કામકાજ કરતાં મતાન્તર થશે, કિંવા કોઇ પ્રકારનો વાંધો ઊઠશે, તો તેવે પ્રસંગે હું અન્યાન્યનો પક્ષપાતી થઇને નોકરી કરી શકીશ નહિ. એવો અપ્રીતિકર બનાવ બનશે તો મારે નોકરી છોડવી જ પડશે. હું મારા પોતાના માટે કાંઇ ફિકર રાખતો નથી; પણ જો એમ થાય, તો પછી મારા પિતા અડચણમાં આવી પડે, તેની ચિંતા કરીને હું આપનું કહેવું કબૂલ કરતાં જરા અચકાઉં છું. પણ જો આપ મારો મધ્યમ સહોદર દીનબન્ધુ કે જે એક સારો કાર્યકુશળ પંડિત છે, તેને મારી

હાલની જગા અપાવો, તો હું આપની ઇચ્છાનુસાર સંસ્કૃત કોલેજના સરકારી સંપાદકનું પદ ખુસીથી ગ્રહણ કરી શકું. " પછી તેમની એ આપત્તિ માન્ય રાખીને તેમની ઇચ્છા પ્રમાણે કરવાને ગુણગ્રાહી માર્શેલ સાહેબ સંમત થયાથી, તે ઈ. સ. ૧૮૪૬ ના એપ્રિલ માસમાં રૂ. ૫૦) ના સરખા પગારથી નવી જગાએ દાખલ થયા.

એ પ્રમાણે તે સંસ્કૃત કોલેજના સહકારી સંપાદક થયા, તે વેળાએ કોલેજના કામકાજનો જોઈએ તેવો બંદોબસ્ત નહોતો. ત્યાંના અધ્યાપકો ખુરશી પર બેશીને નિરાંતે ઊંઘતા, અને શિષ્યો તાડપત્રના વિંજણાથી પવન નાંખીને તેમના નિદ્રાસુખની વૃદ્ધિ કરતા, એવી ઊંઘમાંથી જાગ્યા પછી સાંજનો જે થોડો ઘણો વખત રહેતો તેમાં જે શીખવાય તે શીખવતા હતા. વળી વખતનો પણ કંઇ નિયમ નહોતો. શિક્ષકો અને શિષ્યો કયી વેળાએ આવતા અને કયી વેળાએ જતા તેનું કંઇ ઠેકાણું નહોતું. સૌ પોતપોતાની ઇચ્છા પ્રમાણે આવતા જતા અને ભણતા ભણાવતા. તેથી ઇશ્વરચંદ્રે એ કોલેજનો કારભાર હાથમાં લેતાં સર્વાગ્રે અધ્યાપકોની નિદ્રા નિવારણ કરવાની તજવીજ કરી, અને શિક્ષકો તથા શિષ્યોને આવવા જવાનો સમય મુકરર કરી આપ્યો. પ્રથમ સર્વે બાળકો પોતાની ઇચ્છા પ્રમાણે કોલેજમાંથી બહાર ચાલ્યા જતા, તેને બદલે તેમણે, એક નાની પાટલી પર કોતરેલી પાસ લીધા વિના કોઇએ બહાર જવું નહિ, એવો ધારો ચાલુ કર્યો. તેમજ જે કામ કરવું હોય તે સંપાદકની અનુમતિ લેઈને જ કરવું, એમ ઠરાવ્યું. મતલબ કે તેમણે એ કોલેજના સહકારી સંપાદક થવાની સાથે સાથે ત્યાંના સ્વેચ્છાચારને સ્થાને વિધિ વ્યવસ્થાનું સ્થાપન કર્યું. એટલું છતાં પણ કેટલીક ખામીઓ બરાબર દૂર થઇ શકી નહોતી. પરીક્ષા લેવાની બાબતમાં તેમણે નૂતન પદ્ધતિ

પકડયાથી, આગલાં વરસો કરતાં એ વરસનું પરિણામ વિશેષ સંતોષકારક ઉતર્યું, તેથી ત્યાંના સંપાદક બાબુ રસમય દત્ત અને શિક્ષા-વિભાગના અધ્યક્ષ ડાકટર મયટ સાહેબ તેમના પર અત્યંત સંતુષ્ટ થયા હતા. કોલેજમાં ચાલતાં પાઠય પુસ્તકોમાંના જે જે શ્લોક તેમને અશ્લિલ લાગ્યા, તે સર્વ શીખવવા બંધ કરાવી દીધા. વળી વ્યાકરણ-શિક્ષામાં પ્રથમ બહુ સમય વહી જતો અને શિક્ષણની કઠિનતા પણ ઘણી હતી, તેને બદલે તેમણે અલ્પ સમયમાં સરળતાથી વ્યાકરણ શીખવવાની પદ્ધતિ ચાલુ કરી, તેથી તે શીખનાર બાળકોને બહુ સુગમતા થઇ. તે ઉપરાંત સાહિત્ય-શ્રેણીના વિદ્યાર્થીઓને અંકશિક્ષા આપવાની વ્યવસ્થા પણ કરી. સારાંશ કે, તે દિન દિન નવી નવી પદ્ધતિઓ દાખલ કરીને કોલેજની શ્રીવૃદ્ધિ કરવામાં સંપૂર્ણ મનોયોગી રહેતા હતા. તેમણે ચાલુ કરેલા નિયમો અને સ્થાપન કરેલી વ્યવસ્થા અદ્યાપિ વિદ્યમાન હોઇને, તેમની વિવેક-વિચારશક્તિ અને કાર્યકુશળતાની અચ્છી ઓળખાણ આપે છે.

આત્મસમ્માન-રક્ષાને માટે તે કેવા ચુસ્ત હતા, તે દેખાડી આપે એવો એક બનાવ તે સમયે બન્યો હતો. એક દિવસ કોઇ વિશેષ કાર્ય પ્રસંગે તે હિંદુ કોલેજના અધ્યક્ષ કાર સાહેબને મળવા ગયા. તે વેળાએ એ કાર સાહેબે બેદરકારપણાથી તેમને બેસવાને ખુરશી સરખી નહિ આપતાં પોતે ખુરસીમાં પડી રહી ટેબલ પર પગ લંબાવી રાખીને એવી અસભ્યતાથી તેમની સાથે મુલાકાત અને વાતચીત કરી કે જેથી એ જુવાન પંડિતનો પિત્તો બહુ ઉછળી આવ્યો. પરંતુ વખત વિચારી જઇને તે વેળાએ તો તે જે કામે ગયા હતા તે ઉભે ઉભે કરીને તરત ત્યાંથી ચાલ્યા ગયા. એ વાતને થોડાક દિવસ થયા પછી એ જ કાર સાહેબને કોઈ કાર્ય પ્રસંગે સંસ્કૃત કો-

લેજમાં **વિદ્યાસાગરની** પાસે જવું પડ્યું. તે વેળાએ તેને તેના આગલા અભદ્ર વ્યવહારનો પૂરતો બદલો આપવાનો એ પંડિતને લાગ મળ્યો. તેની પેઠે તે પણ પોતાના પગરખાં પહેરેલા પગ ટેબલ પર લંબાવી રાખી અર્દ્ધશયનાવસ્થાની ખુરશીમાં પડી રહ્યા; અને ગમ્મતને માટે ખુરશી ડોલાવતા ડોલવતા થોડીક વાર સુધી તેને બહાર ખોટી થવા દેઇ પોતાનું કામ કર્યે ગયા. તે પછી એક પણ ખુરશી કે બીજું કંઇ આસન પોતાની પાસે રાખ્યા વિના તેને અંદર તેડાવ્યો, અને તેના જેવી જ બેદરકારીથી તેને પોતાની સામે ઉભેલો રાખીને તેની સાથે વાતચીત કરી. આથી તે સાહેબ બહાદુર બહુ ગુસ્સે થઇ ગયા; અને તેમના જેવા એક દેશીએ પોતાનું અપમાન કર્યું તેને સારૂ તેને યોગ્ય સજા કરાવવા ઉત્કંઠિત થઇ જઇ જેમ તેમ કરીને પોતાનું કામ કરીને ત્યાંથી વિદાય થયા. પછી તેમણે પોતાની કોલેજમાં જઇને ઇશ્વરચંદ્રના એવા અશિષ્ટાચારના સંબંધમાં ડા. મયટની આગળ ફરિયાદી કરી. તે ઉપરથી મયટ સાહેબે ઇશ્વરચંદ્રનો ખુલાસો માગ્યો. તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે, " હું ધારતો હતો કે હું અસભ્ય **બંગાળી** છું, તેથી સુસભ્ય ઈંગ્રેજોની રીત પ્રમાણે આગંતુકનો આદરસત્કાર કરવો જોઇએ, એમ સમજીને મારે એ પ્રમાણે કરવું પડ્યું છે. હિંદુ કોલેજના અધ્યક્ષ મિ૦ કાર સાહેબની પાસેથી જ એવો શિષ્ટાચાર હું શીખ્યો છું, અને અવસર મળ્યાથી, એ જ સાહેબના પ્રત્યે એવું સમ્માન દેખાડવાની મેં જરાએ કૃપણતા કરી નથી. એ જો મારો દોષ ગણવામાં આવે, તો તેને માટે મને એવા વ્યવહારનું શિક્ષણ આપનાર કાર સાહેબ પોતેજ જોખમદાર છે. એમાં મારો પોતાનો એક બિન્દુ માત્ર પણ દોષ થયો છે, એમ હું માનતો નથી. " તેમના આવા ખુલાસાથી

ડા. મયટ સાહેબ તેમનું આત્મસમ્માન-જ્ઞાન અને તેજસ્વિતા જોઇને આનંદ પામ્યા હતા. અને તેમણે કાર સાહેબને અનુરોધ કર્યો હતો કે, વિદ્યાસાગરને મળીને આ તકરારનો નિવેડો કરવો. આખરે એ પ્રમાણે જ થયું. એવી સ્વાધિનતા-પ્રિયતાએ જ ઇશ્વરચંદ્રને સર્વત્ર જયી કર્યા છે. તેમનું નિર્ભિક હૃદય કોઇ પણ સ્થળે કદી પણ નમ્યું આપતું નહોતું.

એ અવસરમાં સંસ્કૃત કોલેજમાં સાહિત્યના અધ્યાપકની જગા ખાલી થયાથી, તે કોલેજના સંપાદકે અને શિક્ષા-સમિતિના અધ્યક્ષ ડા. મયટ સાહેબે ઇશ્વિરચંદ્રને એ જગા લેવાને અત્યંત આગ્રહ કર્યો. એનો પગાર પણ વધારે હતો. પરંતુ એ જગા લીધાથી કોલેજની ઉન્નતિ કરવાના કામમાં કોઇ પણ પ્રકારનો લાગ પછી નહિ મળે, એવી આશંકાથી તે લેવાની તેમણે ના પાડી. તો પણ ત્યાં એક યોગ્ય મનુષ્ય નિમાય તેને માટે તેમણે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. એક વૃદ્ધ પંડિત આફિંટગપણે એ જગાનું કામ કરતા હતા, તેમને જ કાયમ કરવા એવી કેટલાકની ઇચ્છા હતી. પરંતુ તેમને ખુરશી પર બેઠે બેઠે ઊંઘવાની ટેવ બહુ હતી અને વારંવાર છીંકણી સુંઘ્યા કરતા, તોપણ તેમની આંખો બરાબર ઊઘડતી નહિ, તેથી તેમને શિક્ષકના કામને સારૂ અયોગ્ય સમજી વિદ્યાસાગર તેમની વિરૂદ્ધ થયા હતા. તેમની ઇચ્છા (સ્વર્ગવાસી) મદન મોહન તર્કાલંકારને એ જગા અપાવવાની હતી અને આખરે થયું પણ તેમ જ. એ તર્કાલંકાર તે વેળાએ કૃષ્ણનગર કોલેજમાં રૂ. ૫૦ ) ના પગારથી સંસ્કૃતના અધ્યાપક હતા. તેથી તેમને નવી જગાએ આવીને દાખલ થતાં જે કેટલાક દિવસનો વિલંબ થયો, તેટલા દિવસ વિદ્યાસાગરે પોતે તેમનું શિક્ષણનું કામ ચલાવી લીધું હતું.

એ જ અરસામાં તે પોતાના ચોથા ભાઇ હરચંદ્રને વિદ્યાશિક્ષાર્થે કલકત્તે લાવ્યા હતા. એ છોકરો સારો બુદ્ધિમાન હોવાથી ઉત્તરકાળે તે એક અદ્વિતીય પંડિત થશે, અને તેના દ્વારા દેશમાં વિદ્યાશિક્ષાનો સુપ્રચાર કરાવી શકાશે, એવી ઉમેદ તે રાખતા હતા. પરંતુ દૈવજોગે બારમું વર્ષ પૂરૂં થતાં પહેલાં તે બાળક વિષૂચિકાના રોગથી મરણ પામ્યો, તેથી ઈશ્વરચંદ્ર અનેક દિવસ સુધી બહુ શોકાતુર રહ્યા હતા, અને લખવા વાંચવાનું તથા શાસ્ત્રચર્ચાનું કામ પણ તેમણે બંધ રાખ્યું હતું. તે પછી કેટલાક દિવસ કેડે કાલેજની કાર્ય પ્રણાલીના સંબંધમાં સંપાદક બાબુ રસમય દત્તની સાથે મતભેદ થયાથી તેમણે નોકરી છોડી દીધી. તેમને એમ કરતાં અટકાવવાને ખુદ રસમય બાબુએ અને મયટ સાહેબે અત્યંત અનુરોધ કર્યો, પણ તે એકના બે ના થયા. સ્નેહી સંબંધીઓએ પણ તેમને બહુ સમજાવ્યા અને વાર્યા. કોઇ કોઈએ તો નારાજ થઇને એમ પણ કહ્યું કે, "ચાકરી છોડી દઈને ખાશો શું ?" તેના ઉત્તરમાં તે નિર્ભિક પુરૂષે કહ્યું, "મૂળા વેગણ વેચીશ, મોદીની દુકાન કરીશ, પણ જ્યાં સમ્માન નથી ત્યાં નહિ રહું." લોક–વિચારને આધીન થઇને ચાલવું એ તેમની પ્રકૃતિથી વિરૂદ્ધ હતું.

એ પ્રમાણે નોકરી છોડીને તે જરાએ દુઃખી કે દિલગીર થયા નહોતા. તેમના મુકામ પર જે અનાથ વિદ્યાર્થીઓ જમતા હતા, તેમાંના કોઇને પણ તેમણે કાઢી મૂક્યા નહોતા. પોતાના ભાઈ દીનબન્ધુને જે પગાર મળતો તેમાંથી કલકત્તાનું ખરચ ચલાવી, પ્રતિમાસે રૂ. ૫૦) દેવું કરીને ઘેર પિતાને મોકલતા. એ વેળાએ ગ્રંથો રચવા તરફ તેમનું મન વિશેષ વળ્યું હતું. વચ્ચે કેટલાક માસ ડા. મયટ સાહેબના અનુરોધથી કપ્તાન બેંક નામના એક અંગ્રેજને

સંસ્કૃત, બંગાળી અને હિંદીનું શિક્ષણ તેમણે આપ્યું હતું. તે બદલ તે સાહેબે દર માસના રૂ. ૫૦) પ્રમાણે સઘળા માસનો સામટો પગાર તેમને આપવા માંડયો, પરંતુ તેમણે તે નહિ લેતાં કહ્યું કે " આપ મયટ સાહેબના પરમ મિત્ર છો, અને તે મારા પણ મિત્ર છે. એ મિત્રના અનુરોધથી હું આપને શીખવવા આવું છું, પગારને માટે આવતો નથી." એ ૩૦૦–૪૦૦ રૂપિઆ જો તેમણે લીધા હોત, તો તે તેમના એવા અભાવના વખતમાં બહુ ઉપયોગી થઈ પડત. પણ તેમનું નિર્લોભ મન એમ લલચાય તેવું નહોતું.

સંસ્કૃત કોલેજની નોકરી છોડયા પછી ઇ. સ. ૧૮૪૯ ની આખર સુધી બીજી કોઈ પણ નોકરી તેમણે કરી નહિ. પૂર્વે તેમના જ પ્રયત્નથી દુર્ગાચરણ બાબુ, ફોર્ટ વિલિયમ કોલેજના હેડ રાઈટર નિમાયા હતા, તેમણે આ વેળાએ ડાકટરનો ધંધો કરવા માંડયાથી એ નોકરી છોડી દીધી. તેથી તે કોલેજના અધ્યક્ષ માર્શલ સાહેબના અત્યંત આગ્રહથી વિદ્યાસાગરને તે જગા લેવી પડી. એ જગાનો પગાર રૂ. ૮૦) હતો, એ વાત પૂર્વે કહેલી જ છે. પરંતુ ઘણા દિવસ ત્યાં તેમને રહેવું પડયું નહિ. સંસ્કૃત કોલેજના સાહિત્યના અધ્યાપક મદનમોહન તર્કાલંકાર જેમને એ જગા અપાવવાને વિદ્યાસાગરે પૂર્વે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો, તેમને દુરારોગ્ય ઉદરામય થયાથી કલકત્તા છોડીને જવું પડયાથી તેમની જગા ખાલી પડી. એ જગા લેવાને વિદ્યાસાગરને કહેતાં પ્રથમ તો તેમણે અનિચ્છા જણાવી; પરંતુ સંસ્કૃત કોલેજમાં તેમને પાછા લાવવાનો ઉપરી અધિકારીઓનો અત્યંત આગ્રહ જોઈને તેમણે એવું કહ્યું કે, "જો શિક્ષાસમાજ મને પ્રિન્સિપાલની સત્તા આપે તો હું એ જગાએ જાઉં." તેથી મયટ સાહેબે એ મતલબનો એક પત્ર તેમની

પાસેથી લખાવી લેઇને તે જગાએ તેમને મોકલ્યા. ઈ. સ, ૧૮૫૦ ના ડિસેમ્બર માસમાં એ જગાએ તે દાખલ થયા. તે પછી થોડા સમયમાં એ કોલેજના અધ્યક્ષ બાબુ રસમય દત્તે નોકરી છોડી. તે વેળાએ, સંસ્કૃત કોલેજની વર્તમાન અવસ્થા કેવી છે, અને કેવી વ્યવસ્થા કર્યાથી એની ઉન્નતિ થઇ શકે, એ બે બાબતો વિષે રિપોર્ટ કરવાનો ઇશ્વિરચંદ્રને હુકમ થયો હતો. તે પ્રમાણે તે રિપોર્ટ તેમણે રજૂ કર્યો, તે જોઇને સંતુષ્ઠ થઈ, શિક્ષાસમાજે તેમને સંસ્કૃત કોલેજના ખાલી પડેલા અધ્યક્ષ પદે નિમ્યા. અત્યાર સુધી સંપાદક અને સહકારી સંપાદક ( સેક્રેટરી અને આસીસ્ટંટ સેક્રેટરી ) એ બે માણસો દ્વારા અધ્યક્ષતાનું કામ ચલાવવામાં આવતું, તેને બદલે એક જ પ્રિન્સિપાલનું પદ ઠરાવ્યું, એટલે વિદ્યાસાગર સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલ થયા.* (જાનેવારી, ઈ. સ. ૧૮૫૧.) એ જગાનો પગાર રૂ. ૧૫૦ ) રાખ્યો હતો.

એ પ્રમાણે સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલ પદે દાખલ થતાની સાથે જ તેમણે, ક્યા ક્યા ઉપાયોનું અવલંબન કર્યાથી એ કોલેજની અને સમગ્ર શિક્ષા વિભાગની સર્વાંગીન ઉન્નતિ કરી શકાય, તેના વિચારમાં જ પોતાની સમગ્ર વિદ્યાબુદ્ધિની પરિચાલના કરવા માંડી. સર્વથી પ્રથમ તેમણે જૂના પુરાણા હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથો પ્રાય નાશ પામવા જેવી હાલતમાં આવી રહ્યા હતા તે છપાવી પ્રકટ કરીને શિક્ષકો અને શિષ્યોનો આશીર્વાદ મેળવ્યો. તે સિવાય દર્શનશાસ્ત્રની પોથીઓ તેમણે પુનર્મુદ્રિત કરાવી.

---

* વિદ્યાસાગરે રચેલા બંગાળી " વેતાળ પંચવિંશતિ" નામના પુસ્તકની અગિયારમી આવૃત્તિની વિજ્ઞાપનાના ૧૮ મા. પૃષ્ઠમાં તેમણે પોતે આ હકીકત કારણપરત્વે જણાવેલી છે.

સંસ્કૃત કોલેજની શિક્ષક મંડળીમાંના ઘણાખરા માણસો તેમના આગલા શિક્ષક હતા, તેથી સર્વદા તેમને થોડું ઘણું સંકોચાઇને ચાલવું પડતું હતું. મ્હોડામ્હોડ કોઇને કશું કહી શકાતું નહિ. એ શિક્ષકો બરાબર વખતસર કોલેજમાં આવે અને પોતાનું કામ યોગ્ય રીતે કરે, તેને માટે તેમણે અનેક ઉપાયો યોજવા છતાં કાર્યસિદ્ધિ થઇ શકી નહિ, ત્યારે તેમણે વિચાર કરીને એક નવો ઉપાય આદર્યો. તે સમયે તે કોલેજના મકાનમાં જ માળ ઉપર રહેતા હતા. તેથી સાડાદસ વાગ્યાથી ઉપર રહ્યે રહ્યે નીચે જોઇ રહેતા, અને કોઇ શિક્ષકને વખત થઇ ગયા પછી આવતો જોતા, તો ઝડપટ હેઠે ઉતરી બારણામાં આવી ઉભા રહેતા અને તે શિક્ષકને કહેતા કે, "કેમ, હજુ હવે આવો છો કે?" લાગટ એક અઠવાડીઆ સુધી એમ કર્યાથી સઘળા શિક્ષકો યથા સમયે આવવા લાગ્યા.

એક સમયે સહસા તેમણે એક વાંધા ભરેલા કામમાં હાથ નાખ્યો. સંસ્કૃત કોલેજ સ્થપાઇ ત્યારથી તેમાં ફક્ત બ્રાહ્મણ અને વૈદ્ય જ્ઞાતિના છોકરા જ શીખતા; તેમાં પણ વૈદ્યસંતાનને ધર્મશાસ્ત્ર શીખવતા નહોતા. પરંતુ હમણાં વિદ્યાસાગરે એવો અભિપ્રાય જણાવ્યો કે, અન્ય જાતિના બાળકોથી પણ સંસ્કૃત કોલેજમાં દાખલ થઈને ધર્મશાસ્ત્ર સિવાય બીજા સર્વ પ્રકારનું સંસ્કૃત-શિક્ષણ મેળવી શકાશે. તેમના એ પ્રસ્તાવથી કલકત્તા અને અન્ય અનેક સ્થાનના અધ્યાપકો, એ કાર્યમાં ધર્મલોપની આશંકા દેખાડીને, દેવભાષા સંસ્કૃતની ચર્ચાનો અધિકાર સર્વ જાતિને આપવાના વિષયમાં અસંમત થયા, અને વિદ્યાસાગરના વિરૂદ્ધ-પક્ષને પ્રબળ કરવાને પ્રાણપણે પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ ઈશ્વરચંદ્રની પ્રકૃતિ જ એવી હતી કે, જે કામ હાથમાં લીધું તેમાં હજારો હરકતો નડયા છતાં તે પાર પાડવાનો પૂ-

રતો પ્રયત્ન કરવો. વિરોધી મંડળને તેમણે એવો પ્રશ્ન પૂછયો હતો કે, જો શૂદ્રોને સંસ્કૃત ચર્ચાનો અધિકાર હોય તો, સર્વજન સમાદૃત રાજા રાધાકાન્ત દેવ બહાદુર શૂદ્ર કુળના હોવા છતાં સંસ્કૃત ચર્ચાના અધિકારી શી રીતે થયા ? પંડિત મંડળીએ એવા અનધિકારીની શાસ્ત્રલોચનાનો પ્રતિરોધ કેમ ના કર્યો ? તે ઉપરાંત તેમણે અનેક શાસ્ત્રોનું મંથન કરીને પોતાના પ્રસ્તાવની પોષકતા કરવામાં કંઇ કચાશ રાખી નહોતી. વળી પ્રસંગક્રમે તેમણે એવા વિરોધી પંડિતોને એમ પણ પૂછયું હતું કે, આપ જ્યારે શૂદ્રાદિ નીચ જાતિના બાળકોને સંસ્કૃત શીખવવાને આટલા બધા અસંમત થાઓ છો, ત્યારે કયી ધર્મબુદ્ધિના અનુસારે આપ પગાર લેઈને સાહેબ લોકોને સંસ્કૃત શીખવો છો ? એવી એવી અનેક યુક્તિઓથી તેમણે પ્રતિપક્ષનો પરાજય કર્યો હતો. તેમના એ પ્રયત્નથી હાલ સકળ જાતિના બાળકો સંસ્કૃત કોલેજમાં શીખી શકે છે. શિક્ષાવિસ્તાર અને લોકજ્ઞાનવિવૃદ્ધિના તે પરમ બન્ધુ હતા, તેનું આ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે.

તે પછી તેમણે બીજું પણ એક, ઉપરચોટિયા વિચારવાળા મનુષ્યોને બડબડવા જેવું કાર્ય કર્યું. અત્યાર સુધી સંસ્કૃત કોલેજના વિદ્યાર્થીઓને કાંઇ ફી આપવી પડતી નહિ. પણ હવેથી જે નવા દાખલ થાય તેમની પાસેથી ફી લેવાનો ઠરાવ ઈશ્વરચંદ્રે કરાવ્યો. એમ કરવામાં તેમનો હેતુ એવો હતો કે, વિદેશી રાજકર્મચારીઓ સદાકાળ સારા સદાશય જ આવશે તેનો કાંઇ નિશ્ચય નથી. અને જ્યારે વ્યયસંકોચનો વિચાર થશે, ત્યારે એવા રાજકર્માચારીઓને મફત શીખવવાનું બંધ કરી દેશે અથવા બહુ ભારે ફી દાખલ કરશે. આવી દીર્ઘદૃષ્ટિથી તેમણે તે વેળાએ માફક ફીનો અને અમુક સંખ્યા માફી

રાખવાનો નિયમ બહુ વિચાર કરીને દાખલ કરાવ્યો હતો. બુદ્ધિમાન માણસો તો તેમના એ કાર્યની સ્તુતિ કરે છે.

સંસ્કૃત વ્યાકરણની દુર્ગમતા મટાડવાને માટે તેમણે ઉપક્રમણિકા રચ્યાનું પાછળ જણાવ્યું છે. આ વેળાએ તેમણે વ્યાકરણ શિખેલા નાની ઉમ્મરના બાળકોને કાવ્યાદિ ગ્રંથોનું સુલભ જ્ઞાન પ્રાપ્ત થાય તેવા હેતુથી, રઘુવંશ વગેરે કઠિન ગ્રંથોનો અભ્યાસ કરાવ્યાને બદલે, શીખવવા યોગ્ય સહજબોધ પંચતંત્ર, રામાયણ, હિતોપદેશ અને મહાભારત વગેરે ગ્રંથોમાંથી સંકેલન કરીને ઋજુપાઠ નામનાં ત્રણ પુસ્તકો તૈયાર કર્યા. એ પુસ્તકોથી સંસ્કૃત–શિક્ષાર્થી બાળકોના શિક્ષણનો માર્ગ સહજસાધ્ય થઈ પડયો.

ઉનાળાના દિવસોમાં દારૂણ તાપની વેળાએ અધિક પરિશ્રમ કર્યાથી બાળકોનાં શરીર અને મન નિસ્તેજ અને અસ્વસ્થ થઈ જાય છે, એમ જણાવીને તેમણે શિક્ષાસમાજને અનુરોધ કરી એ માસની તાપની છૂટી મંજૂર કરાવી. તે પહેલાં એવી છૂટી આપવામાં આવતી નહોતી.

ઇશ્વરચંદ્ર સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલ નિમાયા પછી, ઉપરી અધિકારીના ફરમાનથી, એ કોલેજની સર્વાંગીન ઉન્નતિ સાધનોપયોગી એક રિપોર્ટ તેમણે રજૂ કર્યો હતો. રિપોર્ટ જોઇ શિક્ષાવિભાગના અધ્યક્ષ ડા. મયટ સાહેબે સરકારને અનુરોધ કરીને તેમના પગારના રૂ. ૧૫૦) હતા તે રૂ. ૩૦૦) કરાવી આપ્યા, અને તેમની સૂચના પ્રમાણે કોલેજની પણ અનેક પ્રકારની ઉન્નતિ કરી. ઇશ્વરચંદ્ર જેમ તેમની કોલેજની ઉન્નતિને માટે વિચાર અને પ્રયત્ન કરતા હતા, તેમ સમગ્ર બંગાળા દેશમાં વિદ્યાશિક્ષાના વિસ્તારના સદુપાયની વિચારણા પણ ક્ર્યા કરતા હતા. તેમના ઉપર કહેલા રિપોર્ટમાં બંગાળાની ભિન્નભિન્ન સ્થાને શાળાઓ સ્થાપન કરવાની, અને એ શાળાઓને માટે ઉપયુક્ત શિક્ષકો તૈયાર કરવાને સારૂ નોર્મલ સ્કુલ સ્થાપવાની ભલામ-

ણુ પણ તેમણે કરી હતી. તે પ્રમાણે ઇ. સ. ૧૮૫૫ની સાલમાં સરકારે તેમને રૂ. ૨૦૦ )ના પગારથી અતિરિક્ત ઇન્સ્પેક્ટર નિમીને, નડિયા, હુગલી, વર્દ્ધમાન અને મેદિનીપુર, એ ચાર જિલ્લાઓમાં શાળાઓ સ્થાપન કરવાનું અને તેમની તપાસ તથા દેખરેખ રાખવાનું કામ તેમને સોંપ્યું. એ રીતે બન્ને જગાનો થઈને એકંદર રૂ. ૫૦૦) નો પગાર તેમને કરી આપ્યો. તે પછી નોર્મલ સ્કુલ પણ સ્થાપન કરી અને તેની દેખરેખ પણ સંસ્કૃત કોલેજના અધ્યક્ષ તરીકે તેમને સોંપી. એ સ્કુલના મુખ્ય શિક્ષકની જગા તેમણે પ્રસિદ્ધ બંગાળી લેખક બાબુ અક્ષયકુમાર દત્તને અપાવી. પણ બહુ પરિશ્રમને લીધે એ અક્ષય બાબુને શિરપીડાનો વ્યાધિ થવાથી તેમણે પ્રથમ કેટલાક દિવસની રજા લીધી, પણ બહુ ઉપાય કર્યા છતાં રોગ મુક્ત થઇ ના શક્યાથી આખરે નોકરી છોડી દીધી. તેમની ખાલી પડેલી જગાએ તથા મદદનીશ શિક્ષકની જગાએ પણ ઈશ્વરચંદ્રે પોતાના સ્નેહી પંડિતોમાંથી ઉપયુક્ત મનુષ્યોની જ નીમણુક કરાવી હતી.

અત્યાર સુધી સંસ્કૃત કોલેજમાં ઇંગ્રેજી શીખવવામાં આવતું હતું ખરૂં, પરંતુ જેની નજરમાં આવતું તે શીખતા, ને નજરમાં ન આવે તે ના શીખતા, તેને બદલે ઇશ્વરચંદ્રે એવો નિયમ કર્યો કે, પ્રત્યેક વિદ્યાર્થીએ અન્યાન્ય વિષયોમાં પરીક્ષા આપીને જેમ પાસ થવું પડે છે, તેમ ઇંગ્રેજીમાં પણ તેમણે પાસ થવું પડશે. આવો નિયમ થવાથી સર્વ વિદ્યાર્થીઓ ઇંગ્રેજી શીખવા લાગ્યા. તેથી તેમણે હિંદુ કોલેજના ચાંદ મેળવેલા અને રૂ. ૪૦ ) ના પગારવાળા બાબુ પ્રસન્નકુમાર સર્વાધિકારીને રૂ. ૧૦૦ ) ના પગારે ઇંગ્રેજીના મુખ્ય શિક્ષક નિમાવ્યા. એ સર્વાધિકારી ઉન્નતિના માર્ગમાં આગળ વધતાં વધતાં, વિદ્યાસાગરે જ્યારે સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલનું પદ ત્યાગ કર્યું ત્યારે

તેમની જગાએ નિમાયા હતા. એ સમયમાં બાબુ કાલિચરણ ઘોષ નામનો એક તરૂણ બંગાળી વિદ્યાસાગરનો વિશેષ સ્નેહપાત્ર થઇ પડ્યો હતો. તેની ઉમ્મર નાની હોવા છતાં વિદ્યા બુદ્ધિ વગેરેમાં તેની યોગ્યતા જોઈ તથા ખુશ થઇ વિદ્યાસાગરે થોડા દિવસને માટે તેને સંસ્કૃત કોલેજમાં એક ઇંગ્રેજી શિક્ષકનું કામ સોંપ્યું હતું. પરંતુ તેના વર્ગના છોકરા તેને પોતાનો સમવયસ્ક સમજીને તેની પાસે શીખવાને અસમ્મત થયા, તથા તેમાંના કોઈ કોઈ તો ટોળીઓ બાંધીને તેને નસાડી મૂકવાની તથા માર મારવાની તજવીજ પણ કરવા લાગ્યા હતા. એ વાત વિદ્યાસાગરના જાણ્યામાં આવ્યાથી તે બહુ નાખુશ થયા, અને કયા કયા છોકરા એ કામમાં સામેલ છે તેની તેમણે તપાસ કરવા માંડી. પરંતુ કોઈ છોકરો પકડાયો નહિ તેમ કોઇએ વાંક કબુલ ના કર્યો. એ છોકરાઓના એવા દુરાચરણથી તેમણે આખા વર્ગને કોલેજમાંથી કાઢી મૂકયો. તેથી છોકરાઓએ એકત્ર થઈને ઉપરી અધિકારીની આગળ તેમના વિરૂદ્ધ અરજી કરી. તે અરજી વિષે તેમનો ખુલાસો પુછાતાં તેમણે લખી જણાવ્યું કે, "કોલેજની અંદરખાનેની ક્ષુદ્ર ક્ષુદ્ર બાબતોના સંબંધમાં અધ્યક્ષની સંપૂર્ણ સત્તા હોવી આવશ્યક છે. આવી બાબતમાં વિદ્યાર્થીઓ આપની આગળ ફરિયાદ કરવાનો સુયોગ પામ્યાથી, અધ્યક્ષને તેમની ઇચ્છા પ્રમાણે ચાલવું પડશે, અને તેથી તેમને કાબુમાં રાખવાનું બની શકશે નહિ." તેમના આવા ઉત્તરની સાથે એકમત થઈને ઉપરી સાહેબે અરજી વગેરે સઘળા કાગળો તેમના તરફ મોકલાવી દેઇ, છોકરાઓને કહ્યું કે, આ બાબતમાં વિદ્યાસાગર જે કરશે, તેજ થશે. પ્રથમ છોકરાઓએ જ્યારે તેમના વિરૂદ્ધ અરજી કરી અને તે અરજી ઉપરી અધિકારીએ લીધી, ત્યારે તેઓ ઘણા ફુલાઇ ગ-

યા હતા, અને બધે કહેતા ફરતા કે હવે પંડિતને નોકરી ખોઈ ગીલી દંડા પકડવાનો વખત આવ્યો છે. પરંતુ જ્યારે તેમણે જાણ્યું કે, 'તેમની અરજી તો વિદ્યાસાગરના તરફ મોકલાઇ છે, ત્યારે તેમના માથા પર આકાશ તૂટી પડવા જેવું થયું. આખરે તેમણે સર્વેએ મળીને અધ્યક્ષને શરણે જવાનો નિશ્ચય કર્યો. પરંતુ આગેવાન થવાની કોઈની હિંમત ચાલે નહિ. તેમનાં માબાપ અથવા સ્નેહી સંબંધીઓ પણ તેમના આચરણને માટે તેમનો તિરસ્કાર કરવા લાગ્યાં; અને વિદ્યાસાગરને મળીને એ તકરારનો કાંઇ નિવેડો કરી નાંખવાને તેમને વિનવવા લાગ્યાં. તેના ઉત્તરમાં તેમણે છોકરાઓને કાલિચરણની પાસે મોકલવાનું જણાવ્યું. તે પ્રમાણે સર્વ છોકરાઓ કાલિચરણની પાસે જઇ પોતાના અપરાધનો સ્વીકાર કરીને ક્ષમા માગવા લાગ્યા. તેથી કાલિચરણ તેમને સાથે લેઈને વિદ્યાસાગરની પાસે ગયા. તે વેળાએ વિદ્યાસાગરે તેમાંના એક બે આગેવાનોને કહ્યું, કેમ રે, ગીલી દંડા કોણ પકડશે ? તમે કે હું ? પરંતુ કોઈ કશો ઉત્તર નહિ આપતાં નીચે મ્હોડે ઉભા રહ્યા. ત્યારે તેમણે કાલિચરણને કહ્યું, " કેમ બાબુજી, એમણે તમારી પાસે માફ માગી છે કે ? " કાલિચરણે કહ્યું, " મહાશય ! હું એમની સાથે અહિં આવવાને પણ ઇચ્છતો નહોતો; પરંતુ તેમણે અત્યંત કાલાવાલા અને આજીજી કરી પોતાનો અપરાધ કબુલ કર્યો છે, તેથી મારે આવવું પડયું છે. હવે જેમ આપની ધ્યાનમાં આવે તેમ કરો. " પછી વિદ્યાસાગરે તેમને કહ્યું, "જો તમે એમને માફ કરવાનું કહો તો હું માફ કરૂં. નહિ તો નહિ કરૂં." આથી કાલિચરણ વિષમ સંકટમાં પડી કેટલીક વાર વિચાર કરીને બોલ્યા, " એ છોકરાઓ જેટલા મારા અપરાધી છે, તેના કરતાં વધારે અપરાધી આપના છે. આપની ધ્યાનમાં આવે તેમ

કરો, મારા ઉપર એનો ભાર ના નાંખશો." આ જોઇને બાળકોએ લાચાર થઈ વિદ્યાસાગરના પગે પડીને કાલાવાલા કરવા માંડયા, અને ફરીથી કદી એવું કામ નહિ કરીએ, એમ કહીને સર્વે રડવા લાગ્યા. પછી ઇશ્વરચંદ્રે દયા આણીને તેમને માફ કરીને કહ્યું, "જાઓ, ચાલ્યા જાઓ, કોલેજમાં આવીને તમારા વર્ગમાં બેશી ભણવા માંડો." આ બનાવથી એમની દૃઢ પ્રતિજ્ઞાની સાથે ક્ષમાનો ઉત્તમ આદર્શ પણ જોઈ શકાય છે. 'અપરાધ કબુલ કરનારનાં સાત ખુન માફ' એવી પ્રબળ ક્ષમાવૃત્તિ તેમનામાં હતી એટલુંજ નહિ પણ જેને એક વખત ક્ષમા કરતા, તેના ઉપર પછી કોઇ જાતનો રાગ-દ્વેષ કદી પણ નહિ રાખતાં ખુલ્લા દિલથી સ્નેહ સહિત તેની સાથે સર્વ વ્યવહાર રાખતા હતા. "તમે એમને માફ કરવાનું કહો તો માફ કરૂં, નહિ તો નહિ કરૂં" એ વાક્ય ઉપરથી તેમના અધિકાર ચલાવવાના જ્ઞાનની સારી માહિતી મળે છે. વળી તે જેવા ક્ષમા કરનાર હતા, તેવા ક્ષમા ચલાવવામાં પણ એકકો હતા. પોતાથી કોઈનો અપરાધ થયો છે એમ તેમના સમજવામાં આવતું, તો તરત તે માણસને મળીને અત્યંત નમ્રતાપૂર્વક તેની આગળ અપરાધ કબુલ કરીને તેની માફી માગતા હતા. એ વાતનાં અનેક દૃષ્ટાંત તેમના ચરિત્રમાંથી મળી આવે છે. એકવાર એક ભરોંસાના માણસે કપટભાવથી ખોટું સમજાવ્યાને લીધે તેમણે એક સારા પ્રતિષ્ઠિત પંડિતના પ્રત્યે કંઇ અન્યાયાચરણ કર્યું હતું. પણ પાછળથી ખરી વાત જાણવામાં આવતાં જ તે તે પંડિતને ઘેર જઇને તેની આગળ નમી પડયા, અને અશ્રુપૂર્ણ નયનથી કરૂણ સ્વરે કહેવા લાગ્યા, "મહાશય ! કોઇની પ્રતારણાથી છેતરાઇને અજાણપણે મેં આપનો અપરાધ કર્યો છે ! શું કર્યાથી હું એ અપરાધમાંથી મુક્ત થઇ શકું ?"

પ્રતિષ્ઠાના શિખર પર ચડતા તેમના જેવા જુવાન પંડિતના પક્ષે આવો વ્યવહાર બહુ આશ્ચર્યકારક ગણી શકાય.

વળી તે બહુ મૂર્ત્તિ વિશિષ્ઠ મનુષ્ય હતા. જ્યારે કોલેજમાં અધ્યક્ષ સ્થાને બિરાજતા, ત્યારે તેમને જોઇને શિક્ષકો અને વિદ્યાર્થીઓ સર્વે ભયપૂર્વક તેમનું સમ્માન કરીને મસ્તક નમાવતા. માથું ઉંચું કરીને ઊંચે સ્વરે તેમના સામે બોલવાની કોઇની હિંમત ચાલતી નહોતી. પરંતુ કોલેજની બહાર એ સૌ તેમને પોતાના સંગી જેવા સમજતા. પ્રસંગવશાત્ તે વિદ્યાર્થીઓના વસ્તીગૃહમાં જઇ તેમની સાથે બેસી તેમના ખાવામાંથી થોડું થોડું ઊઘરાવીને ખાઇ લેવામાં પણ નાનમ સમજતા નહિ.

એક સમયે તેમના પરમબંધુ શિક્ષા-સમાજના સંપાદક ડા. મયટ સાહેબ કેટલાક માસની રજા લેઇને વિલાયત ગયા હતા. અને નવા નિમાયેલા લેફ્ટેનન્ટ ગવરનરની જગાએ નામદાર હાલિડે સાહેબે આવીને, શિક્ષા-વિભાગની વ્યવસ્થામાં બહુ ફેરફાર કરી નાંખ્યો હતો. શિક્ષા-સમિતિ ( Education Council ) નામને બદલે "ડાઇરેકટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશન" એ નામનો નવો હોદ્દો કહાડી મયટ સાહેબની જગાએ મિ૦ ડબલ્યુ. ગોરડન યંગ નામના એક જુવાન સિવિલયનને એ વિભાગનો ઉપરી નિમ્યો. એ ડાઇરેકટરની જગાએ કોઈ પાકી ઉમ્મરના અને બુદ્ધિમાન પ્રવીણ પુરૂષને નિમવાનો ઈશ્વરચંદ્રે લેફ્ટેનન્ટ ગવરનર હાલિડે સાહેબને અનુરોધ કર્યો હતો. તેના ઉત્તરમાં તે નામદારે એવું કહ્યું હતું કે, " બધું કામકાજ હું પોતે કરીશ. મિ. યંગ તો એક નામ માત્ર છે. આપ એને શિક્ષા-વિભાગનું સર્વે કામકાજ સારી રીતે શીખવજો." તે પ્રમાણે વિદ્યાસાગર અનેક સમયે તેની ઓફિસમાં જઇને, સર્વે પ્રકારનું કામકાજ

તેને સમજાવતા હતા. પરંતુ એ જુવાનને માટે તેમણે જે શંકા કરી હતી, તે શંકાનું બીજ બહુ થોડા દિવસમાં અંકુરિત થયું.

ઇ. સ. ૧૮૫૪ના શિક્ષા વિષય મહાન્ ઠરાવ પ્રમાણે વિલાયતના કારભારી મંડળે ભરતખંડના સાધારણ લોકોના શિક્ષા–વિધાનની વ્યવસ્થાને માટે કેટલાક લાખ રૂપિઆ ખરચવાની મંજુરી આપી. અને એ રૂપિયા ખરચીને કેવી રીતની કેળવણી આપવી, તે વિષે પણ યોગ્ય સૂચનાઓ તેમણે કરી હતી. તે ઉપરથી વિદ્યાસાગરે પોતાના તાબામાં સોંપેલા ચારે જીલ્લાઓમાં ઘણી શાળાઓ સ્થાપન કરી. પરંતુ વિલાયતના ઠરાવમાંની સૂચનાઓ સંબંધે તેમને અને તેમના નવા ઉપરી ડાઇરેકટર મિ. યંગ સાહેબને મતભેદ પડયો. યંગ સાહેબે બીજા બે ઇંગ્રેજ ઇન્સ્પેકટરોની સલાહ ઉપરથી વિદ્યાસાગરના વિચાર પ્રમાણેની શાખાઓ સ્થાપવાની મનાઈ કરી. પરંતુ તે પહેલાં તો તેમણે ઘણી શાળાઓ સ્થાપન કરી દીધી હતી, અને હજુ પણ એ કામ બંધ નહિ કરતાં તેમણે સઘળી હકીકત લેફટેનેન્ટ ગવરનર હાલિડે સાહેબને નિવેદન કરી. એવા મતાન્તરમાંથી પછી મનાન્તરની શરૂઆત થઇ. બંને જણે પોતપોતાનો અભિપ્રાય હાલિડે સાહેબને જણાવ્યા પછી, તે સાહેબે નવી શાળાઓ સ્થાપન કરવાનું કામ કેટલાક વખત સુધી બંધ રખાવી, એ બાબત વિલાયતના મંત્રી મંડળનો અભિપ્રાય પુછાવ્યો. ત્યાંથી વિદ્યાસાગરના મતને મળતો અભિપ્રાય લખાઇ આવ્યાથી તે પાછા પ્રથમ કરતાં બમણા ઉત્સાહથી શાળાઓ ઉઘાડવા લાગ્યા. આથી ઇંગ્રેજી ઇન્સ્પેકટરોના મત પ્રમાણે વર્તનાર અને વહેમાયલા યંગ સાહેબના મનમાં તેમના વિષે જબરો વિરૂદ્ધ ભાવ દૃઢ થવા લાગ્યો, પરંતુ તે એવા વિચારપૂર્વક સર્વ કામકાજ કરતા હતા કે તેમની કશી ભૂલચૂક યંગ સાહેબના હાથમાં

આવી શકતી નહોતી. તોપણ સામાન્ય સામાન્ય વિષયોને માટે અનેક વાર તે બંનેને ભયાનક મતભેદ થયા કરતો હતો. બંને જણ હાલિડે સાહેબની સહાયતાથી આત્મરક્ષા કરવાની તજવીજ કરતા, પરંતુ પ્રાય વિદ્યાસાગરની સુવિચારવાળી વ્યવસ્થા જ એ સાહેબથી અનુમોદિત થતી. એ પ્રમાણે લેફ્ટેનેન્ટ ગવરનર સાહેબની પૃષ્ટપોષકતાથી તે ડાયરેકટરની પ્રતિપક્ષતાની ઉપેક્ષા કરીને કર્ત્તવ્ય કર્મ કરે જતા હતા.

પરંતુ આખરે શેરથી પાંચશેરી ભારે, તે પ્રમાણે, અને ગમે-તેવો પણ ઇંગ્રેજ સિવિલિયન ઉપરી પ્રતિપક્ષી, ત્યાં બહુધા તેનો જ કકો ખરો થાય, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. અતિરિક્ત ( Special ) ઇન્સ્પેકટરના હોદ્દાથી તે પોતાના તાબાના જીલ્લાઓ-માં મોડેલ સ્કુલો અને કન્યાશાળાઓ સ્થાપન કરતા હતા. એ મોડેલ સ્કુલોને માટે જ યંગ સાહેબની સાથે તેમને ઉચું મન થયું હતું, એમ ઉપર કહી ગયા છીએ. પરંતુ તે વેળાના વિલાયતના મંત્રી મંડળની એવા શિક્ષા–વિસ્તારના કાર્યમાં સહાનુભૂતિ હોવાથી તેમના કામને ટેકો મળ-તો હતો. પણ તે પછી થોડા સમયમાં ઇંગ્લાંડમાંની મંત્રી સભા બદલા-યાથી ભરતખંડની શિક્ષા વિષયક નીતિમાં પણ ફેરફાર થયો. લેફ્ટેનેન્ટ ગવરનર હાલિડે સાહેબના વાચનિક હુકમથી વિદ્યાસાગરે પોતાના તાબા-ના ચારે જીલ્લાઓમાં ઘણી કન્યાશાળાઓ સ્થાપન કરી હતી, તેને માટે પુષ્કળ પૈસા ખર્ચ થતા હતા. પરંતુ એ બાબત રીતસર લેખી હુકમો નહિ હોવાથી, ડાઇરેકટર મિ૦ યંગ સાહેબે એ કન્યાશાળા-ઓના ખરચનાં બિલ નામંજુર કર્યા. અને એવું ખરચ વર્તમાન શિક્ષાનીતિથી વિરૂદ્ધનું છે, એવો ઠરાવ પણ પ્રગટ કર્યો. આ બાબત પકડી લેઇને તેણે વિદ્યાસાગરને દુઃખ દેવાનો અને નુકસાન કરવાનો સારો લાગ મેળવ્યો.

આ તકરાર ચાલતી હતી તે દરમ્યાનમાં પણ વિદ્યાસાગરે બીજાં અનેક કામ પૂર તેજસ્વિતાથી કર્યાં હતાં. તેમના ઇન્સ્પેક્ટરના કામમાં સહાયતા કરવાને સારૂ દરેક જીલ્લાને માટે એકેકો ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર નિમવાની મંજુરી મળ્યાથી તેમણે પોતાની ખાત્રીના ચાર યોગ્ય વિદ્વાનોને એ જગાઓ અપાવી હતી. વળી સંસ્કૃત કાલેજના સ્થાયીત્વને માટે પણ વખતો વખત અનેક વાંધા ઉઠતા હતા. અને કોઇ કોઇવાર તો તેને બંધ કરી દેવાનો વિચાર પણ થતો હતો. પરંતુ માત્ર તેમના જ અંતઃકરણ પૂર્વક પ્રયત્નથી તેમ બની શકતું નહોતું. તોપણ ઉપરીઓની કડક નજરને લીધે એ કાલેજની કેટલીક શાખાઓ છેદન થઇ ગઇ તથા પહેલા અને બીજા વર્ગની કેટલીક શિષ્યવૃત્તિઓ બંધ કરી દેવામાં આવી.

તે પછી એક નવો બનાવ બન્યો કે જેથી ડાઇરેક્ટર મિ૦ યંગ સાહેબને અને તેમને સજ્જડ જામી. સંસ્કૃત અને હિંદુ કાલેજો એક જ મકાનમાં બેસતી હતી. એ મકાનના ઉપરના ભાગમાં બે ઓરડા ખાલી રહેતા હતા, તે સંસ્કૃત કાલેજમાં ઇંગ્રેજી શીખવાનું ફરજીઆત કર્યાથી વર્ગ વધવાને લીધે વિદ્યાસાગરને જોઇતા હતા. એ ઓરડા મેળવવાને તેમણે ડાઇરેક્ટરને લખ્યું, તેના ઉત્તરમાં તેણે એવું જણાવ્યું કે, હિંદુ કાલેજના અધ્યક્ષ કાર સાહેબને મળીને તેની પાસેથી એ ઓરડા તમારે માગી લેવા. પરંતુ કાર સાહેબને અને તેમને પ્રથમથી જ એ ઓરડાઓને માટે ઉંચાં મન થયેલાં હતાં, તેથી તેમણે યંગ સાહેબને જણાવ્યું કે, હું એકલો કાર સાહેબની પાસે એવી માગણી કરવા નહિ જાઊં; પણ જો તમે ત્યાં આવો અને મને બોલાવો, તો તમારી સમક્ષ મારો અભાવ તેને જાહેર કરીશ. તે ઉપરથી યંગ સાહેબે તેમ કરવાનું કબુલ કર્યું, અને પોતે કાર સાહેબની

પાસે ગયા પણ ખરા, પરંતુ તે વેળાએ વિદ્યાસાગરને ત્યાં બોલાવ્યા નહિ. પાછળથી જ્યારે વિદ્યાસાગરે એ બાબત ફરીથી તેમને લખ્યું, ત્યારે તેમણે પ્રથમના જેવો જ જવાબ આપ્યો. એ બાબત પુષ્કળ લખાણ અને બોલાચાલી થઇ, પણ યંગ સાહેબ તેમને કાર સાહેબની પાસે મોકલવાની જીદ પકડી રહ્યા, અને તેમણે તેની પાસે નહિ જવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તેથી ચડસાચડસીમાં વધારો થતો ગયો, અને યંગ સાહેબે પોતાના મળતિયાના કહ્યા પ્રમાણે વર્તીને તેમને પાયમાલ કરવાની પેરવી કરવા માંડી.

ઉપર કહેલ વિલાયતની મંત્રી–સભા તરફના ઈ. સ. ૧૮૫૪ના સર ચાર્લસ વુડના શિક્ષા વિષય ઠરાવ પ્રમાણે ઇ. સં. ૧૮૫૬માં કલકત્તા વિશ્વવિદ્યાલય ( Calcutta University ) સ્થાપવાનો પ્રસ્તાવ થયો. લોર્ડ ડેલહાઊસીએ એ શુભ કાર્યનું સર્વ આયોજન કરીને વિલાયત પ્રસ્થાન કર્યું. તે પછી ભારતસુહૃદ લોર્ડ કેનિંગના રાજત્વ સમયે ઇ. સ. ૧૮૫૭ના જાનેવારી માસમાં એની પ્રતિષ્ઠા થઇ. તે વેળાએ તેના સભાસદોની એકદર સંખ્યા ૩૯ હતી અને તેમાં માત્ર ૬ દેશીઓ હતા. એ ૬ દેશીઓમાં એક વિદ્યાસાગર અને બીજા ત્રણ હિંદુઓ અને બે મુસલમાન ગૃહસ્થો હતા. બાકીના બધા ઈંગ્રેજો હતા. એ વિશ્વવિદ્યાલયના પ્રથમ વાર્ષિક મેળાવડા (કોનવોકેશન) વખતે સભાપતિ (ચાનસેલર) નામદાર ગવરનર જનરલ બહાદુરના એક પડખે લોર્ડ બિશપ અને બીજે પડખે વિદ્યાસાગર વિરાજ્યા હતા. એના બંધારણમાં એ જુવાન પંડિતની સલાહ બહુ આદરપૂર્વક સ્વીકારાતી. એ વરસના નવેંબરની ૨૮ મી. તારીખે એની જે સભા મળી હતી, તેમાં એક પરીક્ષક સમિતિ ( Board of Examiners ) નિમવામાં આવી હતી; તેમાં સંસ્કૃત, બંગાળી,

હિંદી અને ઉડિયા ભાષાના પ્રશ્નો કાઢવાનું, અને તેની પરીક્ષાનું પરિણામ નક્કી કરવાનું કામ વિદ્યાસાગરને સોંપવામાં આવ્યું હતું. એન્ટ્રન્સ અને બી. એ. ની પરીક્ષાનો સઘળો કારભાર એ પરીક્ષક સમિતિને સોંપાયાથી તેને અત્યંત પરિશ્રમ કરવો પડતો હતો, અને તેને માટે તેના પ્રત્યેક સભાસદને વર્ષે રૂ. ૬૦૦) આપવાના ઠરાવ્યા હતા. એ પ્રમાણે કેટલાંક વરસ સુધી ઇશ્વરચંદ્રે એ પરીક્ષક સમિતિમાં આગેવાન તરીકે કામ કર્યું હતું. પરંતુ તે પછી એ સમિતિની નવી નિમણુક થઇ તે વેળાએ, લાગતા વળગતાઓએ અત્યંત પ્રયત્ન કર્યા છતાં, તે તેમાં જોડાયા નહિ. માત્ર ઇ. સ. ૧૮૬૫માં એમ. એ. ના સંસ્કૃતના પરીક્ષક થયા હતા. કલકત્તા વિશ્વવિદ્યાલયની સ્થાપના થયા પછી એની કોઇએક સભામાં, શિક્ષા વિષયની નાના પ્રકારની આલોચનાના પ્રસંગે, સંસ્કૃત કોલેજ કાઢી નાંખવાનો પ્રસ્તાવ થયો હતો, અને ઘણાક ઇંગ્રેજ તથા બંગાળી સભ્યો તેમાં સંમત થયા હતા; પરંતુ આશ્ચર્યની વાત છે કે, એક માત્ર વિદ્યાસાગરે બહુ બહુ પરિશ્રમ કરીને અનેક યુક્તિઓ અને તર્ક વિતર્કથી સર્વ પ્રતિપક્ષીઓને ચૂપ કરી દીધા હતા. તેમના અંતઃકરણ પૂર્વક પરિશ્રમ અને અધ્યવસાયથી જ સંસ્કૃત કોલેજ અદ્યાપિ વિદ્યમાન રહી છે.

જે સિવિલિયન સાહેબ લોકો આ દેશમાં આવી નોકરીમાં દાખલ થતા, તેમની દેશી ભાષાની પરીક્ષા લેવાને સારૂ ગવરનર જનરલ સાહેબે 'સેંટ્રલ કમિટી' નામે એક કમિટી નિમી હતી. વિદ્યાસાગર એ કમિટીના મુખ્ય સભાસદ હતા અને પરીક્ષાની વ્યવસ્થા કરવાનું કામ તેમને સોંપેલું હતું.

વિલાયતની મંત્રી–સભાના હુકમ પ્રમાણે બંગાળામાં દેશી ભાષાની ઘણી શાળાઓ સ્થાપન થવા લાગી, ત્યારે એ શાળાઓમાં

બંગાળી અને સંસ્કૃત શીખવવાને સારૂ ઘણા શિક્ષકોની જરૂર પડવા માંડી. સંસ્કૃત કોલેજના પાસ થયેલા વિદ્યાર્થીઓમાંથી એવા શિક્ષકો પૂરા પાડવાને વિદ્યાસાગરને લખવામાં આવતાં, તેમણે એ શિક્ષકોના ઓછા પગારને માટે ફરિયાદી કરીને ઓછામાં ઓછા રૂ. ૫૦ ) નો પગાર કરી આપવાનો અનુરોધ કર્યો હતો.

બંગાળાના તે વેળાના લેફ્ટેનન્ટ ગવરનર હાલિડે સાહેબની સાથે ઇશ્વરચંદ્રને એટલી બધી આત્મીયતા હતી કે, ઇંગ્રેજ અને દેશીને એવી આત્મીયતા ભાગ્યે જ હોય છે. તેમાં પણ સેવ્ય સેવકમાં એવું સૌહાર્દ જવલ્લે જ જોવામાં આવે છે. જ્યારે જ્યારે તે એ સાહેબને મળવા સારૂ તેમને બંગલે જતા, ત્યારે ત્યાં બીજા અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થો વરધી કહાવીને કેટલીક વાર થયાં બેશી રહેલા હોય, તે છતાં તે જઇને વરધી કહાવે કે તુરત તે સાહેબ સર્વથી પ્રથમ તેમને તેડાવીને તેમની સાથે મુલાકાત અને વાતચીત કરતા હતા. અને એ વિષે જો કોઇ તેમને પૂછતા, તો તેનો એવો જવાબ આપતા કે, "તમે સૌ પોતપોતાના કામકાજને સારૂ આવો છો, પણ વિદ્યાસાગર તો મને રાજકાજમાં સુસલાહ આપવાને માટે આવે છે. તેથી ઉદ્દેશ ભેદે અધિકારભેદ પણ થઇ શકે છે." આ ઉપરથી સમજાશે કે, એ પંડિતને માટે એ સાહેબનો કેવો ઉંચો અભિપ્રાય હતો. વળી તે સાહેબે એવો નિયમ કર્યો હતો કે દર ગુરૂવારે વિદ્યાસાગરે તેમને મળવા આવવું. તે પ્રમાણે તે બરાબર જતા હતા. પણ તેમના છેક સાદા પોષાકને માટે એ લેફ્ટેનન્ટ ગવરનર સાહેબ ઘણી વાર તેમને ટોકતા હતા. તેથી તે સાહેબનું મન ખુશ કરવાને બે ત્રણ ગુરૂવાર સુધી તે કોટ પાટલુન વગેરે વિલાયતી પોષાક ચડાવીને શરમાતા શરમાતા શહેર બહાર થઇને તેમને બંગલે ગયા. પરંતુ આખરે એવો પોષાક

પહેરીને જવાથી તે એટલા કંટાળી ગયા કે એક ગુરૂવારે વાતચીત થઇ રહ્યા પછી ઉઠતી વખતે તેમણે લેફ્ટેનન્ટ ગવરનર સાહેબને કહ્યું. "આપની સાથે આ અમારી છેલ્લી મુલાકાત છે." તેથી હાલિડે સાહેબે આશ્ચર્ય પામીને તેનું કારણ પૂછતાં તેમણે સ્પષ્ટ જણાવ્યું કે, 'કેદીની પેઠે યંત્રણાદાયક પોષાક પહેરી સાંગ સજીને આપની મુલાકાતે આવવાનું મને ફાવતું નથી.' તે સાંભળીને સાહેબે જરાવાર નીચું જોઇ રહી વિચાર કરીને કહ્યું, "પંડિત, જે પોષાકથી આપને સુખ અને સગવડ થાય તે પહેરજો. એ બાબતમાં મારી પસંદગી ઉપર લક્ષ આપવાનું કંઈ પ્રયોજન નથી.' તે પછી હમેશાં તે પોતાનો અસલ પોષાક સાદી ચાદર અને દેશી જોડા પહેરીને તેમને મળવા જતા. ખરી આત્મીયતા વિના આવો વ્યવહાર અસંભવિત છે.

એ હાલિડે સાહેબ અનેકવાર અનેક વિષયમાં તેમનો પક્ષાવલંબન કરતા, તોપણ સર્વદા તેમને યંગ સાહેબની સાથે સદ્ભાવ સ્થાપવાનો અને તે નિભાવવાનો અનુરોધ કરતા હતા. અને તે પ્રમાણે કરવાને વિદ્યાસાગરે પણ ઘણી તજવીજ કરી હતી. પરંતુ પારકી અક્કલે ચાલનાર એ જુવાન ઇંગ્રેજની જીદને વશ થઇને વર્ત્તવાનું ક્રમેક્રમે તેમને અસહ્ય અને અસંભવિત થઇ પડયું હતું. આખરે એક વાર તેમણે પોતાના પરીક્ષાના કામનું વિવરણ એ સાહેબને રજુ કર્યું હતું, તેને બહુ સારી રીતે ટાપટીપથી ફરીથી લખી મોકલવા સારૂ સાહેબે તેમને અનુરોધ કર્યો. એમ કહેવામાં તેની મતલબ એવી હતી કે, જો રિપોર્ટ સારો ઝાકઝમાકવાળો-મરી મશાલો ભભરાવેલો હોય, તો તે જોઇને ઉપરી અધિકારીઓ એમ સમજે કે કામ બહુ સારૂં થાય છે. પરંતુ ન્યાયપરાયણ વિદ્યાસાગરે તે સાહેબના એવા અનુરોધને અપમાન સમજીને, પોતે જે

લખ્યું હતું તેમાં એક અક્ષર પણ ફેરવવાનું કબુલ કર્યું નહિ. અને છેવટે જ્યારે બહુ આગ્રહ થયો ત્યારે તેમણે નોકરી છોડી દેવાની ઇચ્છા જણાવી. યંગ સાહેબને એટલું જ જોઇતું હતું, એમ તો કહી શકાતું નથી, પરંતુ તેમના પ્રત્યેની તેની વર્તણુક કેટલાકને એવો કુતર્ક કરાવે છે. એ સંબંધે પ્રથમ તેમણે ઈ. સ. ૧૮૫૭ ના આગસ્ટ માસની ૨૯ મી. તારીખે એક ડેમી ઓફીસીયલ (અર્ધ સરકારી ) પત્ર એ સાહેબને લખીને પોતાનો અભિપ્રાય તેને જણાવ્યો હતો અને તે પછી તેમણે લેફટેન્ટ ગવરનર હાલિડે સાહેબને એક પત્ર લખ્યો હતો, તેમાં પણ બીજી બાબતની સાથે એ બાબતનો ઇસારો કરતાં લખ્યું હતું કે—

"અત્રે હું આપને જણાવવાની રજા લઉં છું કે, આવતા જાનેવારી માસમાં નોકરી છોડી દેવાનો મેં વિચાર કર્યો છે, અને મારો એ વિચાર એક ડેમી ઓફીસીયલ પત્રદ્વારા મિ. યંગ સાહેબને જણાવ્યો છે. આ સાથે એ પત્રની એક નકલ આપને વિદિત થવા મોકલાવું છું."

એના ઉત્તરમાં હાલિડે સાહેબે તા. ૩૧ મી. આગસ્ટે તેમને લખી જણાવ્યું હતું કેઃ—"આપનો એ અભિપ્રાય જાણીને ખરેખર હું અત્યંત દુ:ખી થયો છું. આવતા ગુરૂવારે મને મળજો, અને આપે એવો સિદ્ધાન્ત કરવાનું મૂળ કારણ શું છે, તે મને જણાવજો."

તે પ્રમાણે તે હાલિડે સાહેબને મળવા ગયા તે વેળાએ તે સાહેબે અનેક મીઠીમીઠી વાતોથી તેમને સંતોષ પમાડીને પ્રાય એક વરસ સુધી શાન્ત ભાવે નોકરીમાં ટકાવી રાખ્યા હતા. બંધુભાવથી એ સાહેબે તેમને બહુ સમજાવ્યા હતા, અને તેમણે પણ તે માનનીય બંધુની આત્મીયતાના અનુરોધથી પોતાનો સંકલ્પ તે વે-

ળાએ ત્યાગ કર્યો હતો. પરંતુ તે પછી જ્યારે જ્યારે યંગ સાહેબની સાથે વિરોધ ભાવનો પ્રકાશ થતો, ત્યારે ત્યારે એ નોકરી છોડવાનો સંકલ્પ તેમના મનમાં પાછો તાજો થતો હતો. આખરે ઇ. સ. ૧૮૫૮ ના આગસ્ટ માસમાં તેમણે નોકરી છોડી દીધી. એ વેળાએ તેમણે કોઇનો પણ અનુરોધ કબુલ કર્યો નહિ. તેમને સમજાવવાના હેતુથી લેફ્ટેનન્ટ ગવરનર હાલિડે સાહેબે એક વાર એવું પણ કહ્યું હતું કે, આપે સમાજ સંસ્કારનું બહુ ભારે કામ માથે લીધે છે, અને એવા મોટા કામમાં અર્થાભાવથી આપને અત્યંત ક્લેશ ભોગવવો પડવાની સંભાવના છે. તેના ઉત્તરમાં તેમણે કહ્યું હતું કે, "મહાશય ! આપના અનુરોધનો કદાપિ એક વાર હું વિચાર કરત, પણ જ્યારે આપ વિપતિ પડવાનો ભય દેખાડો છો, ત્યારે તો એ નષ્ટ નોકરી હું ગ્રહણ કરીશ નહિ. નોકરી છોડી દેવી એ જ મારૂં શેષ કાર્ય છે."

રાજીનામાનો જે લંબાણ પત્ર તેમણે લખી મોકલ્યો હતો, તેમાં કેટલોક સુધારો અને ફેરફાર કરવાને ડાઇરેક્ટર મિ. યંગ સાહેબે તેમને અત્યંત આગ્રહ અને અનુરોધ કર્યા છતાં, તેમણે તે માન્ય રાખ્યો નહોતો. તેના ફળ સ્વરૂપ તેમનું રાજીનામું મંજુર કરતાં લેફ્ટેનન્ટ ગવરનર સાહેબે તેમના પર અસૌજન્યતાનો દોષારોપ કર્યો હતો. એ બાબત બંગાળાની સરકારના સેક્રેટરી તરફથી શિક્ષા વિભાગના ડાઇરેક્ટર સાહેબ તરફ ઇ. સ. ૧૮૫૮ ના સપટેમ્બરની તા. ૨૫ મીનો નં. ૧૫૬૬ નો જે પત્ર આવ્યો હતો, તેમાં લખ્યું હતું કેઃ—

" × × × × લેફ્ટેનન્ટ ગવરનર સાહેબ આપની ભલામણ માન્ય રાખીને સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલ અને અતિરિક્ત ઇન્સ્પેક્ટર પંડિત ઈશ્વરચંદ્ર શર્માનું રાજીનામું કબુલ કરે છે. આક્ષે-

યનો વિષય એ છે કે, પંડિત મહાશયે એવા અસૌજન્યની સાથે નોકરી છોડવાનું ઉચિત ધાર્યું છે. વિશેષતઃ તે તેમના અસંતોષનું ઉપર્યુક્ત કારણ દર્શાવી શક્યા નથી. તથાપિ, આપ અનુગ્રહ કરીને તેમને જણાવશો કે, દેશી લોકોને શિક્ષણ આપવાના વિષયમાં તેમના દીર્ઘ કાળવ્યાપી અને ઉત્સાહપૂર્ણ કાર્યને સારૂ તે સરકારની કૃતજ્ઞતાને પાત્ર થયા છે.”

આ પ્રમાણે તેમનું રાજીનામું મંજુર થઈ આવ્યું, પરંતુ હાલિડે સાહેબના વાચનિક (મ્હોડેના) હુકમથી તેમણે જે કન્યાશાળાઓ સ્થાપન કરી હતી, અને જેના ખરચનાં બિલ યંગ સાહેબે નામંજુર કર્યાં હતાં, તે સંબંધી અદ્યાપિ કાંઇ ખુલાસો થયો નહોતો. તેથી અક્ટોબર માસની ૫ મી તારીખે તેમણે ડાઇરેક્ટર સાહેબને એક પત્ર લખીને, ઉક્ત કન્યાશાળાઓના ખરચનો નિવેડો થતા સુધી નોકરીમાં રહેવાની પોતાની ઇચ્છા જણાવી હતી. પરંતુ ડાઇરેક્ટરે તેમની તે ઇચ્છા માન્ય નહિ રાખતાં રડતીનાં આંસુ લૂછ્યાની પેઠે એવો ઉત્તર આપ્યો કે, જો એક અઠવાડિઆ પહેલાં તમે એવી ઇચ્છા જણાવી હોત તો તેમ થઇ શક્ત. પણ હવે તો તમારી જગા પૂરવા વગેરેનો સઘળો બંદોબસ્ત થઇ ગયો છે તે ફેરવી શકાય તેમ નથી. વળી કન્યાશાળાના ખરચ સંબંધી સરકાર ક્યારે નિવેડો કરશે તે કાંઇ નક્કી નથી. તો પણ એ બાબતનો જેમ બને તેમ વેળાસર અંત આણવાને, અને આપની ઇચ્છા પૂર્ણ થાય તથા આપને વધારે વખત એ બાબત ચિંતાતુર રહેવું ના પડે તેને માટે, સરકાર યોગ્ય વિચાર કરશે, વગેરે.”

એ પ્રમાણે નાના પ્રકારના તર્કવિતર્ક અને અનુરોધ પ્રતિરોધ થતાં આખરે ઈ. સ. ૧૮૫૮ ના નવેમ્બરમાં તેમણે નોકરી છોડી

દીધી. તેમના એક બંધુ સ્કુલ ઇન્સ્પેક્ટરે એ બાબત તેમને કહ્યું હતું કે, વિદ્યાસાગર, તમે નોકરી છોડી એ કામ સારૂં કર્યું નહિ. તેના ઉત્તરમાં તેમણે એવું કહ્યું હતું કે, 'જે કામમાં પ્રતિષ્ઠાની હાનિ થાય તે કામ કરવા હું ચહાતો નથી. પૈસા અને પદમર્યાદા કરતાં પ્રતિષ્ઠાને હું વધારે મૂલ્યવાન સમજું છું.' તેમણે નોકરી છોડયાથી તેમનાં માતા પિતા અને પરિવારનાં સર્વ મનુષ્ય અત્યંત શોકાતુર અને ચિંતાતુર થયાં હતાં, એ કહેવાની તો જરૂર નથી. પરંતુ તેમના પરવર્તી જીવનને તેમના એ સંબંધીઓની કલ્પનાથી વિપરીત પરિણામ દેખાડીને સર્વને સંતુષ્ટ કર્યા હતા. રાજીનામામાં તેમણે લખ્યું હતું કે, "મેં નક્કી કર્યું છે કે મારી આરોગ્યતા સુધર્યાની સાથે હું નવાં પુસ્તકો રચીને તે દ્વારા બંગાળી સાહિત્યની શ્રીવૃદ્ધિના કામમાં પૂરેપૂરો મંડયો રહીશ અને સ્વદેશી જન સાધારણને સુશિક્ષા મેળવવાના તથા તેમનામાં જ્ઞાન વિસ્તાર કરવાના કામની સાથેનો મારો સાક્ષાત્ સંબંધ જો કે બંધ પડે છે, તો પણ હું મારા જીવનનો સઘળો સમય એ પવિત્ર કામની પ્રતિષ્ઠામાં સમર્પણ કરીશ." આ સંપૂર્ણ રીતે સિદ્ધ થયું છે. વિપુલ બલશાળી સિંહ પિંજરામાં પૂરાયાથી તેની જે દુર્દશા થાય છે, તે કરતાં પણ અધિક દુર્દશા અને હીનતા પરપદસેવી ગુણવાન પુરૂષની થાય છે. વિદ્યાસાગર એવી સેવા કરવાને સંપૂર્ણ અનુપયુક્ત સ્વાધીન પ્રકૃતિના હોવાથી જ તેમને પોતાની પ્રતિષ્ઠાની રક્ષાને માટે પાંચસો રૂપિઆના પગારની નોકરી છોડવી પડી! એ નોકરી છોડયાથી તેમના જેવા ખરચાળુ અને પરોપકારી તથા મર્યાદાશીળ મનુષ્યને, દિવસ કાઢવાનું એક પ્રકારે અસંભવિત થઇ પડયું હતું, તથાપિ સહસા તેમણે કંઇ કર્યું નહિ. તેમના ઇંગ્રેજ મિત્રોમાંના ઘણાક તેમને માટે ચિંતાતુર હતા. કલક-

ત્તાની સુપ્રીમ કોર્ટના તે સમયના ન્યાયાધીશ સર જેમ્સ કાલવિન સાહેબે તેમને કાયદાની પરીક્ષા આપી સુપ્રીમ કોર્ટમાં વલિકાત કરવાનો અત્યંત આગ્રહ કર્યાથી, તેમણે એ બાબતનો ઉદ્યોગ આદર્યો હતો. પરંતુ મુકદમાના વ્યવસાયી લોકના આચાર વ્યવહારનો અનુભવ થયાથી, પાછળથી તેમણે વકિલ થવાનો વિચાર માંડી વાળ્યો હતો. તે પછી ધંધા રોજગારને માટે કેટલાક દિવસ સુધી તે બહુ અસ્થિર થઈ પડયા હતા. એ સમયે સર સેસીલ બીડન સાહેબ બંગાળાના લેફ્ટેનન્ટ ગવનર હતા. તે પણ હાલિડે સાહેબની પેઠે ઇશ્વરચંદ્રનું અત્યંત સમ્માન કરતા હતા, અને સર્વદા તેમની સંભાળ રાખતા. એ બીડન સાહેબે તેમને ફરીથી સરકારી નોકરીમાં પ્રવેશ કરાવાની પેરવી કરી હતી, પરંતુ અનેક કારણોથી, તેમાં વિશેષ કરીને વિદ્યાસાગરના પોતાના આગ્રહના અભાવથી, તે પેરવીનું કંઈ ફળ થયું નહિ.

---

## પ્રકરણ ૫ મું.

### વિદ્યાસાગરની સાહિત્ય-સેવા.

ઈશ્વરચંદ્રે નોકરી છોડી તે સમયે તેમણે વિધવાવિવાહ સંબંધી મહા આંદોલન ઉત્પન્ન કરી મૂક્યું હતું. એ વેળાએ સમસ્ત બંગાળા દેશમાં તેમની વિધવાવિવાહ સંબંધી પુસ્તકની ચર્ચા જોરશોર ચાલી રહી હતી. ઘણા બ્રાહ્મણ પંડિતો અને અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થો દળબળથી તેમના વિરૂદ્ધ થયા હતા. પરંતુ વિદ્યાસાગર તેમને નમ્યું આપે તેવા નહોતા. એ કામમાં તેમને તન અને મનના પરિશ્રમનાં સાધનનો ખરચ પણ યથેષ્ટ થતો હતો અને તેથી પગારની મુખ્ય આવક બંધ થયાને લીધે, મહા વિપત્તિગ્રસ્ત રહેવું પડતું હતું. તે છતાં તે પોતાનો ટેક છોડી દેઇ કર્ત્તવ્યને હાનિ પ-

હોંચાડવાનો વિચાર કદી કરતા નહિ. એવા અત્યંત મનઃક્ષોભકારી સમયમાં પણ તેમણે શાળોપયોગી અને લોકોપયોગી બંગાળી પુસ્તકો રચવાનું કામ ચાલુ રાખ્યું હતું. તેમણે પ્રકટ કરેલાં પુસ્તકોની મુખતેસર હકીકત નીચે આપી છે. એ સિવાય બીજા પણ ઘણા ગ્રંથો તેમણે રચવા માંડેલા, તે શરીરની નબળાઇથી કે અવકાશના અભાવથી પૂરા નહિ કરી શકાયાથી, પોતાના આત્મીય સ્વજનોમાંના યોગ્ય પાત્રોને તે કામ ઉઠાવી લેવાની ભલામણ તેમણે કરી હતી, અને એવી રીતે પણ કેટલાક ગ્રંથો પ્રકટ થયા છે. વળી કેટલાક ઉપયોગી ગ્રંથો રચવાને અન્ય ગ્રંથકારોને સૂચના કરીને તે બાબત તેમને અનેક પ્રકારની સહાય અને સુગમતા તેમણે કરી આપી હતી. બંગાળી ભાષામાં હાલ અનેક વિષયના રસિક લલિત અને સરળ ભાષાના સુગમ ગ્રંથોની જે અભિવૃદ્ધિ પ્રતિદિન થતી જોવામાં આવે છે, તેના મુખ્ય પથપ્રદર્શક વિદ્યાસાગર જ છે. તેમના પહેલાં બીજા કોઇએ એવા સુગમ સુલભ પાઠોપયોગી ગ્રંથો રચીને પ્રકટ કર્યા નહોતા, એમ એ ભાષાના સર્વ સાહિત્યશાસ્ત્રવેત્તાઓનું કહેવું છે. એ વિષયમાં વિશેષ વિવેચન નહિ કરતાં કેટલાક લબ્ધપ્રતિષ્ઠિત બંગાળી પંડિતોના અભિપ્રાયોનો સાર માત્ર અત્રે જણાવીએ છીએઃ—

"—પરંતુ જે સુંદર અને સુલલિત ભાષા આજ બંગાળીઓના કાનમાં અમૃતસિંચન કરે છે, જે ભાષાની પ્રબળતા શક્તિ અને બહુ વિસ્તૃતિ જોઇને બંગાળી માત્ર આજ આનંદ પામે છે, જેની શ્રી સંપાદનને સારૂ અતુલ પ્રતિભા સંપન્ન બંકીમચંદ્રે લેખની ધારણ કરી હતી તેના તુલિકાગ્રે જે ભાષાએ અનુપમ સૌંદર્ય મેળવ્યું છે, જે ભાષાના ગામ્ભીર્યસંભૂત ગૌરવવર્દ્ધનમાં પૂર્વ બંગાળાના સુ-

પ્રવીણ લેખકોએ આત્મોત્સર્ગ કર્યો છે અને આજ જેની સેવામાં બંગાળાના બહુ સંખ્યક સંતાનો નિયુક્ત છે, તે માતૃભાષાના ગાન કાર્યમાં, તેના પારિપાટ્ય-સાધનમાં અને તેના અવશ દેહમાં પ્રાણ સંચાર કરવામાં આપણે કોની આગળ ઋણી છીએ? પોતાનું બિંદુ બિંદુ રૂધિર પાત કરીને કયા મહાત્માએ પોતાની કન્યાની પેઠે એનું લાલન પાલન કર્યું છે? સમગ્ર બંગાળી જાતિ સમસ્વરે કહેશે કે, મહાત્મા ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર જ તે પુરૂષ છે. તેમની જ મમતાથી શાન્તિ-જળ પામીને બંગાળી સાહિત્યે પ્રાણ મેળવ્યો છે. + × + + ×"

ચંડીચરણ બંધોપાધ્યાય પ્રણીત વિદ્યાસાગર ચરિત, પૃ૪ ૧૬૩.

"હવે અમે બંગાળી ભાષાના જોન્સન સ્વરૂપ વિજ્ઞાગ્રગણ્ય મહામાન્ય શ્રીયુક્ત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના તરફ વળીએ છીએ. એ વિદ્યાસાગર મહાશયે તેમણે રચેલા ગ્રંથો દ્વારા બંગાળી ભાષાની વર્ત્તમાન ઉન્નતિનો પ્રથમ સૂત્રપાત કર્યો છે. ઘણાના જાણવામાં નથી કે બાબુ અક્ષયકુમાર દત્ત, શ્રીયુક્ત દેવેન્દ્રનાથ ઠાકુર અને વિદ્યાસાગર મહાશયના બંગાળીઓ કેટલા ઉપકૃત છે. × × × ઘણાક એમ ધારે છે કે વિદ્યાસાગરમાં ઉદ્ભાવની શક્તિ નથી, તેમણે જે લખ્યું છે તે કેવળ અનુવાદ માત્ર છે; પરંતુ જેણે તેમના રચેલા "સંસ્કૃત સાહિત્ય વિષયક પ્રસ્તાવ," અને "વિધવા-વિવાહ" એ ગ્રંથો વાંચ્યા છે, તે એમનામાં અસાધારણ સ્વકપોલ રચનાશક્તિ નથી એમ કદી કહી શકશે નહિ. ઘણાકો બંગાળી ભાષામાં વક્તૃતા કરતી વેળાએ અજ્ઞાનથી, તેમણે રચેલા વિધવા-વિવાહ સંબંધી દ્વિતીય પુસ્તકના ઉપસંહારનું અનુકરણ કરે છે. × × વિદ્યાસાગરે બંગાળી ભાષાનું અનેક પરિમાણે નિર્માણ અને પરિમાર્જન કાર્ય સંપાદન કર્યું છે. બંગાળી ભા-

ષા તેમની આગળ અશેષ કૃતજ્ઞતાના ઋણથી આબદ્ધ છે."

શ્રીયુક્ત રાજનારાયણ વસુકૃત 'બંગાળી ભાષા અને સાહિત્ય વિષયક વક્તૃતા,' પૃષ્ટ ૨૬.

"× × × વિશેષતઃ વિદ્યાસાગર મહાશયની ભાષા અતિ સુમધુર અને મનોહર છે. તેમના પૂર્વે કોઇ પણ એવું સુમધુર બંગાળી ગદ્ય લખી શક્યા નથી, અને તેમના પછી પણ હજુ કોઇ તેમ કરી શક્યા નથી."

સ્વર્ગવાસી પ્યારીચાંદ મિત્રની ગ્રંથાવળીની, પ્રસિદ્ધ નવલકથા લેખક બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય લિખિત ભૂમિકા.

આ સિવાય અન્ય એક સ્થળે પણ બંકીમ બાબુએ એવો અભિપ્રાય જણાવ્યો છે કે, "વિદ્યાસાગર મહાશયે રચિત અને ગઠિત બંગાળી ભાષા જ અમારૂં મૂળ ધન છે. તેમની જ ઉપાર્જિત સમ્પત્તિ લેઇને અમે ધાલમેલ કરીએ છીએ ને ઘૂમીએ છીએ."

વળી બહુ ગ્રંથપ્રણેતા શ્રીયુક્ત બાબુ રાજનીકાન્ત ગુપ્ત તેમણે રચેલા ' સ્વર્ગીય ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર ' નામના પ્રબન્ધમાં લખે છે કેઃ-

"વિદ્યાસાગરે બીજા કોઇ કાર્યમાં હસ્તક્ષેપ ના કર્યો હોત, તો પણ તેમની અમૃતમયી લેખની-વિનિસૃત ગ્રંથાવળીના ગુણથી તે ચિરકાળ બંગાળી સાહિત્ય-સંસારમાં ચિરસ્મરણીય રહેત. તે બંગાળી સાહિત્યના પિતા નહિ હોવા છતાં પણ સ્નેહમયી માતાના જેવા તેના પુષ્ટિકર્ત્તા અને સૌન્દર્ય-વિધાતા છે. તેમના યત્નથી ગદ્ય સાહિત્યની ઉન્નતિ, પરિપુષ્ટિ અને સૌન્દર્ય સાધિત થયાં છે. દશભુજા દુર્ગાની પ્રતિમામાં ઘાસ, વાંસ અને દોરીના ઉપર સામાન્ય માટીનું કામ થયું હતું. તે માટી તેમણે યથાસ્થાને ફેંકી દીધી, અને એવી

મૃતિકામયી મૂર્તિને નાના રંગથી સુરંજિત, અને ચિત્રિત વેશથી સુસજ્જિત કરીને દેવી-મંડપને શ્રીસંપન્ન કરી મૂક્યો છે. × × × ×"

ઇશ્વરચંદ્રે સુગમ બંગાળી ગદ્ય લખવા માંડયું, તે પહેલાં જે બંગાળી ભાષા પ્રચલિત હતી, તે કેવળ અનુસ્વાર વિસર્ગવર્જિત સંસ્કૃત માત્ર હતી, એમ કહેવામાં વાંધા જેવું નથી. એવી ભાષા વાપરનાર પંડિતોને વિદ્યાસાગરની સહજ સુગમ ભાષા અશાસ્ત્રીય કિંવા ગ્રામ જેવી લાગતી. એ સંબંધે શ્રીયુક્ત બાબુ રજનીકાન્ત ગુપ્ત લખે છે કે-"અનેક મોટા મોટા સંસ્કૃત-પંડિતો બંગાળી રચના કાળ કેવળ અનુસ્વાર વિસર્ગ શૂન્ય સંસ્કૃત શબ્દાવળીની યોજના કરતા હતા. તેમની ' ઉચ્છલચ્છી કરાલચ્છ નિર્જરામ્ભઃકણાચ્છત્રવત્' જેવી દુર્ગમ ભાષાથી હૃત્કમ્પ ઉત્પન્ન થાય છે. આજ પણ સંસ્કૃત શાસ્ત્રમાં પરમ પ્રવીણ મહામહોપાધ્યાય ચતુષ્પાડીના ભટ્ટાચાર્ય મહાશયોને એક પત્ર બંગાળીમાં લખવા આપ્યાથી તેઓ પ્રાય એ જ પ્રમાણે લખશે. અદ્યાપિ તેઓમાંના અનેકને એવો સંસ્કાર છે કે, કઠિણ, જટિલ અને દુર્બોધ રચનાથી જ પાન્ડિત્ય પ્રકાશ થાયછે. એમ સાંભળ્યું છે કે, એક સમયે કૃષ્ણનગરના રાજભવનમાં કોઇ શાસ્ત્રીય વિષયનો વિચાર થતો હતો. તેનો જે સિદ્ધાન્ત સ્થિર થયો તે એક શાળામાસ્તર પંડિતે બંગાળીમાં લખી લીધો. તેણે લખેલી ભાષારચના શ્રવણ કરીને એક અધ્યાપકે અવજ્ઞા પ્રદર્શનપૂર્વક કહ્યું હતું કે-'આ શું લખ્યું છે? આ તો વિદ્યાસાગરી બંગાળી લખાયું છે! આ તો સહજ સમજી શકાય તેવું લખાણ છે!?"

"શ્રીયુક્ત રજનીકાન્ત ગુપ્ત પ્રણીત આપણું વિશ્વવિદ્યાલય," પૃષ્ઠ ૧૫.

વિદ્યાસાગર વિરચિત પ્રથમ ગ્રંથ " વાસુદેવ ચરિત" છે, પણ

તે પ્રકટ થયો નથી. તે પછી ઇ. સ. ૧૮૪૭ માં તેમણે "વેતાળ પંચ-વિંશતિ"નું બંગાળી ભાષાન્તર પ્રકટ કર્યું હતું. એ વેતાળ પંચવિંશતિ તેમણે પ્રકટ કરેલાં પુસ્તકોમાં આદિ ગ્રંથ છે. ફોર્ટ વિલિયમ કોલેજમાં દેશી ભાષાનો અભ્યાસ કરનાર ઇંગ્રેજ સિવિલિયનોના પાઠ્ય પુસ્તક તરીકે એ વેતાળ પંચવિંશતિ ગૃહિત થયું હતું. અને બંગાળી ગદ્યરચનાના વિષયમાં તે સમયનાં સર્વ પુસ્તકોમાં તે સર્વોત્કૃષ્ટ ગણાયું હતું* ત્યાર બાદ ઈ. સ. ૧૯૪૮ માં તેમણે માર્શમેન સાહેબકૃત ઈંગ્રેજી ઇતિહાસને આધારે, બંગાળાનો ઇતિહાસ, ભા ૨ જો. એ નામનું, ઇંગ્રેજ રાજત્વની શરૂઆતથી તે તે વેળાના ગવરનર જનરલના રાજત્વ સુધીના ઐતિહાસિક વૃત્તાંતનું, સરળ અને મનોહર ભાષાનું પુસ્તક પ્રકટ કર્યું હતું. તે પછી તેમણે 'ચેમ્બર્સ બાયોગ્રાફી નામના પુસ્તકનું ભાષાન્તર કરીને 'જીવન ચરિત' નામનું પુસ્તક ઇ. સ. ૧૮૫૦ માં પ્રકટ કર્યું. પદમાધુર્યના સંબંધમાં વેતાળ પંચવિંશતિની જેવી પશંસા થઇ હતી, તેવી જ આ જીવન ચરિતની ભાષાની તેજસ્વિતા ઉત્કૃષ્ટ ગણાઇ હતી. તે પછી ઇ. સ. ૧૮૫૧ માં 'ચેમ્બર્સ રૂડિમેન્ટ આવ નોલેજ' નામના ગ્રંથની છાયા અવલંબન કરીને બાળક બાળિકાઓને પાઠોપયોગી થાય તેવું "બોધોદય" નામનું પુસ્તક તેમણે પ્રકટ કર્યું. એ પુસ્તકમાં પદાર્થ-વિભાગ, વસ્તુવિચાર, કાળવિભાગ અને સંખ્યાદિ નિર્દેશના બહુ જ્ઞાતવ્ય અને ગૂઢ વિષયો સરળ

*એ વેતાળ પંચવિંશતિના સંબંધમાં પંડિત રામગતિ ન્યાયરત્ને લખ્યું છે કે "અધુના જે સુશ્રાવ્ય સંસ્કૃત શબ્દ સમાવિષ્ટ બંગાળી ગદ્ય રચનાની વિશુદ્ધ રિતિ પ્રચલિત થઇ છે તેનું મૂળ કારણ વિદ્યાસાગરની 'વેતાળ પંચવિંશતિ' જ છે. એના પૂર્વે એવી બંગાળી રચના નહોતી. વિદ્યાસાગર જ એવી રચનાના સૃષ્ટિકર્તા છે.

ભાષામાં લખેલા છે. બંગાળી ભાષામાં એવાં બાળબોધક પુસ્તકો બહુ થોડાં કહેવાય છે. તે પછી ઇ.સ. ૧૮૫૫ માં તેમણે કાળિદાસ કૃત ' અભિજ્ઞાન શકુન્તલા' નામના નાટકનો કથાભાગ લઇને એક અતિ ઉપાદેય સુપાઠય વાર્તાનો ગ્રંથ " શકુન્તલા " નામથી પ્રસિદ્ધ કર્યો. એ શકુન્તલામાં લિપિચાતુર્ય, રચનામાધુર્ય અને પદલાલિત્ય જોઇને પાઠક માત્ર મોહિત થઈ ગયા હતા અને ચોતરફ તેની પ્રશંસા પ્રસરી રહી હતી. તે જ વરસમાં તેમણે તેમનું સુપ્રસિદ્ધ વિધવાવિવાહ વિષયક પુસ્તક રચી પ્રકટ કર્યું. એ પુસ્તક પ્રકટ થયાથી દેશમાં કેવી ગરબડ મચી રહી હતી તે આગળ વિધવાવિવાહ સંબંધી હકીકતમાં આવશે. સામાજિક સુધારાના એવા ઘોર આંદોલનમાં વ્યાપૃત રહીને અને કોલેજની નોકરીનું કામ યથાયોગ્ય રીતે કરીને તે ગ્રંથ રચનામાં પણ નિયુક્ત રહેતા હતા. બે ભાગ વર્ણપરિચય, કથામાળા અને ચરિતાવળી, એ પુસ્તકો પણ તેમણે એ જ વરસમાં રચીને પ્રકટ કર્યાં હતાં.

ગવરનર જનરલ સાહેબની વ્યવસ્થાપક સભાના તે વેળાના પ્રસિદ્ધ સભાસદ માનનીય બેથુન સાહેબ ખરેખર ભારતસુહૃદ હતા. સ્ત્રીકેળવણીની વૃદ્ધિને માટે તેમણે તન, મન અને ધનથી પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. તેમ જ સામાન્ય લોકશિક્ષાના વિસ્તારને માટે પણ તેમણે આગેવાની ભર્યો ભાગ બજાવ્યો હતો. એ બેથુન સાહેબનું મૃત્યુ થયાથી તેમના સ્મરણાર્થે કલકત્તામાં એક સોસાઇટીની સ્થાપના થઇ હતી. તે સોસાઇટીની સભામાં અનેક વિદ્વાનો નાના વિષયપર ભાષણો કરતા તથા નિબંધ વાંચતા. ઇશ્વરચંદ્ર એ સોસાઇટીના આગેવાન સભાસદ હતા અને તેની એક સભામાં " સંસ્કૃત ભાષા અને સંસ્કૃત સાહિત્ય વિષયક પ્રસ્તાવ " નામનો નિબંધ તેમણે વાંચ્યો

હતો. સંસ્કૃત ગ્રંથો અને ગ્રંથકારોની સંક્ષિપ્ત પણ સંગત સમાલોચના એ નિબંધનો વિષય છે. એ નિબંધ છપાયો અને વખાણાયો હતો. પરંતુ તેમાં વાલ્મિકિ અને વ્યાસના અમૂલ્ય ગ્રંથો રામાયણ અને મહાભારત સંબંધી કશું કહેલું નથી, એ એની મોટી અપૂર્ણતા છે.

આ પ્રમાણે ગ્રંથ-રચનામાં પ્રવૃત્ત થયા પૂર્વે કેટલાંક વરસ થયાં તે 'તત્વબોધિની પત્રિકા'માં નિબંધો વગેરે લખીને સાહિત્ય સેવા બજાવતા હતા. તેમણે બંગાળીમાં મહાભારત લખવા માંડયું હતું. તેનો ઉપક્રમણિકા ભાગ એ તત્વબોધિની પત્રિકામાં ક્રમે ક્રમે પ્રકટ કર્યો હતો. અને તે પછી ઇ. સ. ૧૮૫૦ માં તે ઇલાયદા પુસ્તકાકારે છપાવ્યો હતો. એ મહાભારતની રચના મનોહર છે અને ભાષા પણ સંપૂર્ણ રીતે એ વિષયને ઉપયુક્ત છે. પરંતુ દિલગીરીની વાત છે કે, એ મહાભારતનું પુસ્તક તે પૂરૂં કરી શકયા નથી. ઉપક્રમણિકાથી જ તે અધુરૂં રહેલું છે.

તે પછી ઇ. સ. ૧૮૬૨માં તેમણે " સીતા વનવાસ " નામનું પુસ્તક રચીને પ્રકટ કર્યું. એ પુસ્તક સર્વ વાતે સર્વોત્કૃષ્ટ ગણાયું છે. અને અદ્યાપિ તે શાળોપયોગી પાઠય પુસ્તક તરીકે વપરાય છે. એકનિષ્ઠા, સહિષ્ણુતા અને દુઃખ કષ્ટના પીડનની નિષ્પ્રેષિત થયા છતાં પણ પતિ પ્રત્યે અવિચલિત ભક્તિ પ્રદર્શન, એજ એ સીતા વનવાસ પુસ્તકની પરમસંપદ છે. તે પછી તેમણે "રામરાજ્યાભિષેક"નામનું પુસ્તક રચીને છપાવા માંડયું હતું. એના કેટલાક ફરમા છપાઇ ગયા પછી બીજા એક ઉપયુક્ત મનુષ્યે એ વિષયનું પુસ્તક રચીને પ્રકટ કરેલું તેમના જોવામાં આવ્યાથી, પોતાનું પુસ્તક તેમણે અડધેથી જ બંધ રાખી દીધું. તે પછી ઇ. સ. ૧૮૬૪માં 'આખ્યાન મંજરી, ૧૮૬૯ માં 'વ્યાકરણ કૌમુદિનો ઉત્તરાર્દ્ધ,' ૧૭૭૦માં સટીક મેઘદૂત.' અને

છેક પાછલી ઉમ્મરે ‘ભ્રાન્તિ વિલાસ’ એ પુસ્તકો તેમણે પ્રકટ કર્યાં હતાં. તે ઉપરાંત તેમણે બંગાળાના કુલીન બ્રાહ્મણોમાં ચાલતો પુરૂષે બહુ-વિવાહ કરવાનો ચાલ અશાસ્ત્ર અને અયોગ્ય સિદ્ધ કરી દેખાડવાને એક અસરકારક નિબંધ લખીને પ્રકટ કર્યો હતો. તથા વિદ્યાશિક્ષાર્થી બાળકોના શિક્ષાલાભની સગવડતાને સારૂ અનેક સંસ્કૃત અને બંગાળી ગ્રંથો રચ્યા હતા. અનેક અગત્યનાં કામમાં તેમને રોકાવું પડતું તેથી ગ્રંથરચનાને માટે બહુ થોડો અવકાશ મળતો, તે છતાં તેમણે એ બાબતમાં પોતાથી બનતું કરવાની કચાશ રાખી નથી. એકંદર પર પુસ્તકો તેમણે પ્રકટ કર્યાં છે, તેમાંનાં ૧૪ બંગાળી શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે. બંગાળી પુસ્તકોમાં અલ્પવિરામ, વિરામ, પ્રશ્ન, આશ્ચર્યાદિનાં ચિહ્નો પ્રથમ તેમણે જ વાપર્યાં છે તે પૂર્વે એવાં ચિન્હોનો ઉપયોગ કોઇ કરતું નહિ.

વળી સાહિત્ય-સેવાના મુખ્ય સાધન તરીકે સંવાદપત્ર પ્રચાર કરવાને માટે પણ તેમણે સારો પ્રયત્ન કર્યો હતો. “ સોમ પ્રકાશ ” નામનું પત્ર તેમની સહાયતાથી પ્રકટ થયું, પ્રવર્ત્યું ને પંકાયું હતું. એ પ્રમાણે તેમણે વિદ્યાલયમાંથી વિદ્યાસાગર ઉપાધિ મેળવીને વિદ્યાભ્યાસ અને વિદ્યાચર્ચાની પરિસમાપ્તિ કરી નહોતી. પણ સાહિત્યસેવા દ્વારા સ્વાર્થ અને પરાર્થ ઉભયની સિદ્ધિને માટે તે સર્વદા ઉદ્યોગી રહ્યા હતા. ઉપાધિ મેળવી પેટની અને કુટુંબની સેવામાં જ રત રહેનાર વિદ્વાનમાં ગણાતા દેશીઓને વિદ્યાસાગરનો વ્યવહાર બહુ બોધ લેવા લાયક છે. વિદ્યાભ્યાસ અને જ્ઞાનવૃદ્ધિને માટે તેમણે પોતાના ઘરમાં જે લાઇબ્રેરી કરી છે તે અનેક ભાષાના અનેક વિષયોના ઉપયુક્ત ગ્રંથોના સંગ્રહને માટે બહુ પ્રસિદ્ધ છે.

---

## પ્રકરણ ૬ ઠું.

## સ્ત્રીશિક્ષાસુહૃદ વિદ્યાસાગર.

સ્ત્રીશિક્ષાના વિષયમાં વિદ્યાસાગરે ખરેખર નારી-સુહૃદ બનીને જે અનેક મહાન કાર્યો કર્યાં છે, તેમાંનાં સર્વ-સામાન્ય કેટલાંક મુખ્ય મુખ્ય કાર્યોનો સંક્ષિપ્ત ઉલ્લેખ હવે કરીએ છીએ. પાછળ કહી ગયા છીએ કે લેફ્ટેનન્ટ ગવરનર હાલિડે સાહેબના વાચનિક હુકમથી તેમણે અનેક કન્યાશાળાઓ સ્થાપન કરી હતી. એ કન્યાશાળાઓની એકંદર સંખ્યા આશરે ૧૦૦ હતી. ડાઇરેકટર મિ. યંગે એના ખરચનાં બિલ નામંજુર કર્યાં હતાં, અને તેમને નોકરી છોડવાનાં કારણોમાં એ પણ એક મુખ્ય કારણ હતું, તે પણ જણાવી ગયા છીએ. પાછળથી એ કન્યાશાળાઓનું સઘળું ખરચ વિદ્યાસાગરને પોતાના પદરથી દેવું કરીને આપવું પડયું હતું, તેને માટે તેમને હુકમ કરનાર હાલિડે સાહેબે પોતાના પર દાવો બાંધવાનો જવાબ દેઈ હાથ ખંખેરાવ્યાથી, તેમણે એવો ઉત્તર દીધો હતો કે-હું કોઈપણ કામને માટે કોઇના પર ફરિયાદી માંડતો નથી. એને માટે તમારા પર ફરિયાદી કરવાને પણ ખુશી નથી; દેવું વધારીને સઘળું ખરચ હું અદા કરીશ. ઉપરી અધિકારીઓના વાચનિક હુકમથી એ પ્રમાણે કામ કરવામાં કેટલાક કામદારોને એ પ્રમાણે ખત્તા ખાવા પડયા છે, તથા વખતે ઉપરી કાચા કાનનો નીવડી ફરી બેઠાથી તેમને નોકરી છોડીને ખરાબખસ્ત પણ થવું પડયું છે. એ કન્યાશાળાઓનું પાછલું સઘળું ખરચ પતાવતાં તથા ચાલુ ખરચ નિભાવતાં વિદ્યાસાગરને મહા મહા વિપત્તિ વેઠવી પડી હતી, તે છતાં તેમણે તે કામને પડી ભાગવા દીધું નહોતું. હજુ પણ એમાંની કેટલીક કન્યાશાળાઓ હયાતીમાં છે. પાછળથી તેમના કેટલાક ઇંગ્રેજ અને બંગાળી મિત્રોએ

એ કામમાં કેટલીક નાણાંની સાહાય કરી હતી ખરી, પરંતુ તે વેળાની તેમના જેવી સ્થિતિના મનુષ્યને પક્ષે એ કામ બહુ અસંભવિત અને અશક્ય હતું. તથાપિ સ્ત્રીશિક્ષા વિષયના તેમના આંતરિક અનુરાગે અને તેમના મર્દાની ટેકે તેમને ડગવા દીધા નહોતા. તે ઉપરાંત બેથુન સ્કુલની સ્થાપનામાં અને તેના ઉત્કર્ષને માટે સર્વ પ્રકારનો પ્રયત્ન કરવામાં તેમણે બંગાળી સ્ત્રીઓના ખરેખરા હિતચિંતક અદ્વિતીય સુહૃદ ઇંગ્રેજના જમણા હાથનું કામ કર્યું હતું. ઘણા વખત સુધી તેમણે એ સ્કુલના સંપાદનનું કામ તન, મન અને ધનથી યથેષ્ટ પરિશ્રમ કરીને અચ્છી રીતે બજાવ્યું હતું. હાલ તે સ્કુલ કલકત્તામાં એક નમુનાદાર સ્ત્રીકોલેજ તરીકે તેના ઉત્પાદકોની ઉજ્વળ કીર્તિ જગ જાહેર કરે છે.

હિંદી સ્ત્રીઓની હિતચિંતક કુમારી મેરી કારપેન્ટર જ્યારે પ્રથમ કલકત્તામાં આવી હતી, ત્યારે તેણે સર્વથી પ્રથમ વિદ્યાસાગરને મળીને, દેશી સ્ત્રીઓનાં શિક્ષા–વિધાનની મસલત કરી હતી. અને તે પછી પણ તે કુમારી બહુધા તેમને પોતાની સાથે રાખીને તથા તેમની સલાહ લેઈને સર્વ કામ કરતી હતી. માત્ર બેથુન સ્કુલમાં દેશી સ્ત્રીશિક્ષકો તૈયાર કરવાનો વર્ગ ઉઘાડવાના કામને, તે સમયના બંગાળી લોકોના આચાર વિચારને પ્રતિકૂળ સમજીને, તેમણે અનુમોદન આપ્યું નહોતું, તો જો કે એવા વર્ગની આવશ્યકતા તેમણે સ્પષ્ટ રીતે સ્વીકારી હતી. એ વર્ગને માટે જોઈતી સુજાત અને સદ્ગુણી તરૂણીઓ તે વેળાએ નહિ મળવાનો ભય તેમણે દેખાડયો હતો. નિરાધાર કે નિર્લજ વિધવાઓ વગેરેને દાખલ કરી મહેતીજીઓ બનાવ્યાથી, ઉલટે કચરો એકઠો કરીને કલંક વધારવા સાથે સ્ત્રી કેળવણીના માંડ માંડ રસ્તે પડેલા કામને ધોકો પહોંચાડવા જેવું થશે, એમ તેમનું માનવું હતું.

સ્રીશિક્ષાની વૃદ્ધિના વિષયમાં તેમના આંતરિક અનુરાગને લીધે બંગાળાના ભિન્ન ભિન્ન સ્થાનોમાં જે સકળ સ્રીશિક્ષા વિધાયિની સભાઓ અને સમિતિઓ સ્થાપન થઇ હતી, તે સર્વના પ્રત્યે તેમની વિશેષ સ્નેહદૃષ્ટિ હતી. એવી સભાઓના કામકાજનો એ હેવાલ જાણુવાને તે બહુ આતુરતા દેખાડતા; તથા તેમના ઇનામ-સમારંભ વગેરેમાં પુસ્તકાદિની સાહાય કરીને તેમને ઉત્તેજન આપતા હતા. બેથુન કોલેજની હાલની અધ્યક્ષ શ્રીમતી ચંદ્રમુખી વસુ, એમ. એ. જ્યારે ઇંગ્રેજીની સર્વોચ્ચ પરીક્ષામાં પાસ થઇ ત્યારે તેમણે ગંભીર આનંદ પ્રદર્શક સેક્સપીયરની ગ્રંથાવળીનો એક સેટ* તેને ભેટ આપ્યા સાથે, એક સુંદર સ્નેહપૂર્ણુ પત્ર લખીને પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો હતો. એ ભેટ આપેલા ગ્રંથોમાંના પ્રથમના મુખ પૃષ્ટ ઉપર તેમણે પોતાને હાથે નીચે પ્રમાણે લખ્યું હતું:-

Shrimati
Kumari Chandramukhi Basu,
The first Bengali Lady,
Who has obtained the Degree of Master of Arts
of the Calcutta University.
From his sincere Well wisher,
Iswara Chandra Sarma.

સ્રીશિક્ષા સંબંધે તેમના દીર્ઘકાળવ્યાપી પરિશ્રમના પુરસ્કાર સ્વરૂપ તેમના સ્વર્ગારોહણુ પછી બંગાળી સ્રીઓએ પોત-

* Cassel's Illustrated Shakespeare. Edited and Annotated by Charles and Marry Cobden Clarke.

પોતામાં ઉઘરાણું કરીને રૂ. ૧૬૭૦ એકઠા કરી, બેથુન કોલેજની કમિટીને હસ્તગત કર્યા હતા. એ રૂપિઆના વ્યાજમાંથી જે હિંદુ-કન્યા એ કોલેજની ત્રીજા વર્ગની પરીક્ષા પસાર કરી યુનિવર્સિટી-ની પ્રવેશક પરીક્ષાનો અભ્યાસ કરે, તેને વિદ્યાસાગરના નામથી સ્કોલ-રશિપ બે વરસ સુધી આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. બં-ગાળી સ્ત્રીઓએ આ બહુ ઉપયુક્ત અને ઉભયને શોભાપ્રદ કાર્ય કર્યું છે, એમાં સંદેહ નથી. એ ફંડના રૂપિઆ ગ્રહણ કરતાં બે-થુન કોલેજની કમિટીએ પોતાના દફતરમાં નોંધેલા ઠરાવની નકલ નીચે આપી છે.

In presence of His Excellency the Viceroy and Governor-General of India-Lord Elgin, and many other notable European and Indian gentle-men—Bethune College.-5th March 1894.-Report. × × × The Committee beg to announce that they have recently received the sum of Rs. 1670 from the Secretary to the Ladies Vidyassagar Memorial Committee in Calcutta, for the esta-blishment of an annual Scholsrship tenable for two years, to be awarded to a Hindu girl who after passing the Annual Examination in the third class of the school, desires to prepare her-self for the University Entrance Examination. The late Pandit Iswar Chandra Vidyasagar was the co-adjector and fellow-worker of Mr. Bethune,

when the school was founded and since then continued so long as he lived, to take the keenest interest in its welfare. It is therefore a source of great gratification the Committee to find that a body of Hindu ladies in Calcutta should have interested themselves in this manner to perpetuate the memory of the late Pandit Vidyassagar who, during his lifetime, in addition to the philanthropic work to which he devoted his whole life has done so much to promote Female Education in Bengal.

---

## પ્રકરણ ૭ મું.

## વિદ્યાસાગરનો સમાજ-સંસ્કાર.

હવે અમે સમાજ-સંસ્કારક વિદ્યાસાગરને વાચકવૃંદ સમ્મુખ રજુ કરી એ વિષયમાં તેમણે દેખાડેલી અલોકસામાન્ય પરાર્થપરાયણતા, ધિરજ, હિમ્મત, વિદ્યા, બુદ્ધિ, ન્યાયનિષ્ઠા, દયા, ઉદારતા સહિષ્ણુતા, દૃઢતા અને સ્વદેશપ્રીતિ વગેરેની ઓળખાણ કરાવવા ઇચ્છીએ છીએ. પૂર્વે કહી ગયા છીએ કે તેમણે વિધવાવિવાહ વિષે પ્રબંધ રચીને પ્રકટ કર્યાથી સમસ્ત બંગાળા દેશમાં ભારે હોહા મચી રહી હતી. એ પુસ્તક રચ્યા પહેલાં ઘણાં વર્ષથી—છાત્રાવસ્થામાંથી જ હિંદુ બાળ વિધવાઓ પ્રત્યેના સમાજના અત્યાચાર સંબંધી તેમના કોમળ દયાર્દ્ર હૃદયમાં સચોટ લાગણી ઉત્પન્ન થઈ હતી; અને ત્યારથી જ તે એ અત્યાચારના વિરૂદ્ધમાં યોગ્ય સંગ્રામ

ઉપસ્થિત કરીને તેને બને તેટલો નિર્બળ અને નિર્મૂળ કરવાને ચિંતાવાન અને યત્નવાન રહેતા હતા. સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલ પદે નિમાયા પછી, એ કોલેજની ઉન્નતિ કરવામાં તથા અન્ય અનેક લોકોપયોગી કાર્યોમાં તેમને રોકાવું પડતું હતું, તે છતાં તે સમયેજ તેમણે એ બાળવિધવાઓ પ્રત્યેના અત્યાચારના ઉચ્છેદનો ઉદ્યોગ આદર્યો હતો. અધ્યાપક પંડિતો અને લોકસમાજમાં વજનદાર ગણાતા જે જે માણસો વિધવાવિવાહ પ્રત્યે વિરૂદ્ધતા દર્શાવતા હતા, તે સર્વ, શાસ્ત્રની દોહાઈ દઇને, એટલે ધર્મશાસ્ત્રોમાં વિધવાવિવાહનો નિષેધ છે એમ કહી સમજાવીને, પોતાના મતની પુષ્ટિ કરતા હતા; તથા અજ્ઞાન સમજુ તથા વિદ્વાનમાં ગણાતા છતાં ગાડરીઆ પ્રવાહની પેઠે ચાલી સત્ય શોધનમાં પ્રમાદ દાખવનારા લોકોને એક લાકડીએ હાંકતા હતા. તેથી વિદ્યાસાગરે પોતાના સંગ્રામની જાહેર શરૂઆત કરતા પહેલાં એવા અધ્યાપકો વગેરેનાં મુખ બંધ કરવાને માટે અનુકૂળ શાસ્ત્રવચનો શોધવા અને સંગ્રહવાને સારૂ અપાર શાસ્ત્રસાગરનું મથન કરવાનો ઉદ્યાગ આદર્યો હતો. એ કામ એવું કઠણ અને કંટાળા ભરેલું હતું કે, તેમને સ્થાને જો કોઇ બીજો અનભિજ્ઞ અને અદૃઢ મનુષ્ય હોત, તો અધવચથી જ તેને છોડી દેત. પરંતુ તે કેવા દૃઢ પ્રતિજ્ઞ હતા તે તેમના પૂર્વકૃત્યોથી આપણે જોઇ શક્યા છીએ. તેમના શરીરમાં કેટલી શક્તિ હતી, તેમનું મનોબળ કેવું અપરિમેય હતું, તેમની વિદ્યા બુદ્ધિ અને પ્રજ્ઞા એવા જટિલ સામાજિક પ્રશ્નની બાબતોમાં તેમની અભિજ્ઞતા કેવી અનહદ હતી, તથા તેમનું રણનૈપુણ્ય કેવું વિલક્ષણ હતું, તે તેમના એકલા એજ વિધવાવિવાહ સંબંધી સંગ્રામકાર્યથી નિષ્પક્ષપાત સહૃદય મનુષ્યો સ્પષ્ટ સમજી શકશે.

જે સમયે તે એવાં શાસ્ત્રવચનો શોધવાને સારૂ સંસ્કૃત કોલેજની લાઇબ્રેરીમાં કામે લાગ્યા હતા, તે સમયે માત્ર બપોરે એક વખત એક બન્ધુને ત્યાં આહાર કરી આવતા. અને સાંજે કોલેજનું કામ પરવારીને પછી આખી રાત પુસ્તકાલયમાં બેશી પુસ્તકો ફેરવવામાં નિમગ્ન રહી ગ્રંથકીટની પેઠે દરેક પુસ્તકને પાને પાને ફરી વળતા હતા. રાતના વાળુને માટે કોલેજની નજીકમાં રહેતા તેમના એક સ્નેહીને ઘેરથી સહેજસાજ ફરાળ આવતું તેથી જ ચલાવી લેતા. એ પ્રમાણે એ કામમાં નિરંતર નિયુક્ત રહીને આખરે તેમણે કલિયુગ માટેના મુખ્ય ધર્મશાસ્ત્ર પારાશર સંહિતામાંથી "**नष्टेमृतेप्रव्रजिते क्लिबे च पतितेपतौ**" ઇત્યાદિ અનુકૂળ પ્રમાણો શોધી કાઢયાં, અને તેમના શાસ્ત્રાર્થનો નિર્ણય કર્યો. તે પછી તેમણે હૃષ્ટચિત્તે એવા સર્વ શાસ્ત્રાદેશના સંગ્રહનો મૂળ પાયો કરીને તેમના ઉપર સહજ જ્ઞાન અને યુક્તિમાર્ગના અવલંબનથી, એક ખપ જોગ ગ્રંથ લખી કાઢયો. એ પ્રથમ ગ્રંથમાં બહુ વિસ્તાર નહોતો કર્યો. ટૂંકામાં જ નિતાન્ત પ્રયોજનીય હકીકત દાખલ કરીને વિધવાવિવાહની આવશ્યકતા અને શાસ્ત્રીયતા સપ્રમાણ સિદ્ધ કરી દેખાડી હતી. એ પુસ્તક પ્રકટ કર્યા પૂર્વે તેમણે પોતાનાં માતાપિતાની એ કામ કરવાની સંમતિ મેળવી હતી. ઇ. સ. ૧૮૫૩માં તે પ્રકટ થતાની સાથે જ દેશમાં અગ્નિકાંડ ઉપસ્થિત થયો. સર્વત્ર વિદ્યાસાગર અને વિધવાવિવાહની ચર્ચા ચાલી રહી. કેટલીક તરફથી પ્રતિવાદ થવા લાગ્યો; અને કેટલાક પંડિતો પુસ્તકાદિ પ્રકટ કરીને, તેમણે દર્શાવેલી શાસ્ત્રાજ્ઞાઓનો ભ્રમ પ્રમાદ પ્રમાણિત કરવાનો પ્રયાસ કરવા મંડયા. પરંતુ તેમની ( વિદ્યાસાગરની ) પ્રતિભાપ્રસૂત સુસંગત શાસ્ત્રવ્યાખ્યાની તીવ્ર ધારથી પ્રતિદ્વન્દ્વીઓની સર્વ યુક્તિજાળ

છિન્ન ભિન્ન થઇ ગઇ. પછી વિપક્ષના એવા સર્વ કૂટ તર્કની મીમાં-સા કરીને ઇ. સ. ૧૮૫૫માં બીજી વાર બૃહદાકારે એ વિધવાવિવાહ ગ્રંથ તેમણે પ્રકટ કર્યો.

એ પ્રસંગે અનેક વિપક્ષીઓ તરફથી અનેક ઉપહાસ અને કટૂક્તિપૂર્ણ વચનો તેમને માટે ઉચ્ચારવામાં તથા લખવામાં આવ્યાં હતાં. પરંતુ વિધવાવિવાહ પક્ષનું સમર્થન કરવું, તેની શાસ્ત્રીયતા સપ્રમાણ કરવી, અને વિધવાવિવાહ કરાવવા, એ તેમના જીવનનું મહાવ્રત તેમણે માન્યું હતું, તથા તે વ્રત પાળવામાં અને તેનું ઉ-દ્યાપન કરવામાં તેમણે તેમનો બહુમૂલ્ય સમય ક્ષય કર્યો હતો, તથા ઉપાર્જિત અર્થનો પ્રાય ઘણો ખરો ભાગ એમાં ખરચી નાંખ્યો હતો, તેથી તે વેળાના એવા ઉપહાસાદિ ઉપર તેમણે જરાએ લક્ષ આપ્યું નહોતું. સારાં નરતાં સર્વ સ્થળે અને સઘળાં સંવાદપત્રોમાં તેમની અને તેમના કામની નિંદા કે પ્રશંસા એ જ મુખ્ય વિષય થઇ પડયો હતો.

ઉપર પ્રમાણે એ વિધવાવિવાહ ગ્રંથથી વિધવાવિવાહની આ-વશ્યકતા વગેરે સિદ્ધ કરી આપ્યા પછી, તેમણે એવા વિવાહથી જન્મે-લાં સંતાન ખરાં હકદાર વારસ થઇ શકે એવો કાયદો સરકાર પાસે કરાવવાનો યત્ન આદર્યો. અને ભગીરથ પરિશ્રમ કરીને તથા બહુ ધન ખરચીને આશરે ૨૫૦૦૦ હિંદુઓની સહીઓની એક અરજી હિંદુસ્તાનની મુખ્ય ધારાસભા ઉપર મોકલાવી. એથી આખા દેશમાં અત્યંત હોહા પાછી ઉપસ્થિત થઇ. ઘણાક રંગિલાઓએ એ વિષે ઘણાંક ગીત અને રાસડા જોડી કાઢયા અને તે વાટે ઘાટે અને ઘેર ઘેર ગવાવા લાગ્યા. તે સિવાય વિધવાવિવાહ વિષે નાટક રચાઇ-ને કલકત્તાની નાટકશાળામાં ભજવાયું પણ હતું. વળી **શાંતિપુરના**

વણકરોએ ભારે મૂલનાં વસ્ત્રો ઉપર વિધવાવિવાહનાં ગાયનો વણવા માંડયાં. એ વસ્ત્રોએ સાધારણ લોકમાં વિદ્યાસાગર અને તેમના કાર્યની કીર્ત્તિનો બહુ સારો પ્રચાર કર્યો હતો. લૂગડાં પર ગાયનો આલેખવાનો રિવાજ તે પહેલાં જણાતો નહોતો. એથી એ વણકરોને પણ સારી કમાઇ થઇ હતી. તે ઉપરાંત સુપ્રસિદ્ધ રાજા રાધાકાન્ત દેવ બહાદુરને આગેવાન કરીને બંગાળાના કેટલાક વિપક્ષી હિંદુઓએ એવો કાયદો નહિ કરવા વિષેની આશરે ૩૦૦૦૦ સહીઓની બીજી એક અરજી, તેમની અરજીના વિરૂદ્ધમાં કરી હતી; પરંતુ કાયદા કરનારી સભાને એ વિપક્ષીઓની અરજી બહુ વજનદાર લાગી નહિ. ધારાસભાના સહૃદય સભાસદ આનરેબલ મી. ગ્રાન્ટ, કે જેમની અંતઃકરણ પૂર્વકની સહાયતાથી વિદ્યાસાગરના પક્ષે માગેલો કાયદો મંજુર થયો, તે નામદારે એ કાયદાના ખરડા વિષે સભામાં ચર્ચા ચાલતાં કહ્યું હતું કે, " વિરોધીઓની ત્રીસ હજાર સહીઓની તુલનામાં વિધવાવિવાહના પક્ષકારીઓની તેમનાથી થોડી સહીઓ પણ બહુ વજનદાર છે. કારણ કે એવા સમાજ–સંસ્કારના કામમાં સાહસ કરીને આગેવાન થવું, એ કેવું કઠિન કામ છે; તેનો વિચાર કર્યાથી દરેક જણ મારા કહેવાનું તાત્પર્ય સમજી શકશે. બીજા પક્ષમાં વર્દ્ધમાનાધિપતિ મહારાજ મહાતાપચાંદ બહાદુર અને નવદ્વીપ સમાજના અધિપતિ મહારાજ શ્રીશચન્દ્રની સહકારીતાથી વિદ્યાસાગર મહાશયના પક્ષે વિશેષ પ્રતિપત્તિ મેળવી છે." વળી એ ખરડો પહેલીવાર સભા સમક્ષ રજુ કરતાં તે નામદારે પોતાના ભાષણના અંતે કહ્યું હતું કે " આ ધારાથી ભારતવાસી હિંદુઓના સ્વાધીન ભાવે સામાજીક જીવન ગાળવાના અંતરાય દૂર થશે, તથાપિ જેઓ આવા કાયદાની આવશ્યકતા સમજતા નથી,

તેઓ પૂર્વ પ્રમાણે તેમની ઇચ્છાનુસાર વર્ત્તી શકશે. વિવાહ સંબંધે શાસ્ત્રીય વિધિઓમાંની કયી ન્યાયવાળી અને કયી અન્યાયવાળી છે, કિંવા આવા મતવિરોધમાં કયી વિધિ હિંદુઓએ ગ્રહણ કરવા યોગ્ય છે, તે વિષે આ કાયદામાં કશું કહેવામાં આવ્યું નથી. એનાથી કોઇના પણ કામકાજમાં અડચણ આવશે નહિ; કેવળ જેઓ એક ભિન્ન પ્રકારની રીતિ નીતિ અને ઉદાર સામાજિક ભાવના અનુવર્ત્તિ હશે, તેમના સામાજિક જીવન ગાળવાના માર્ગમાંની અડચણો અને દુર્નીતિ આ કાયદાથી નિવારિત થાય છે." એજ ભાષણમાં અન્ય એક સ્થળે તેમણે એમ પણ કહ્યુ હતું કે "તેમનો જમણો હાથ આનરેબલ મિત્ર સર જેમ્સ કોલવિલ હાલ અહિં નહિ હોવાથી, આ વિધવાવિવાહ સંબંધી કાયદાની અરજ કરનારા અને તે અરજી પર સહીઓ કરનારાઓમાંના મુખ્ય, સંસ્કૃત કોલેજના સુયોગ્ય સપરિચિત પ્રિન્સિપાલ પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે મારી મુલાકાત કરીને, આ કયદાના ઔચિત્યાનૌચિત્ય સંબંધી વિશેષ ભાવે વિચાર કરવાનો અનુરોધ કર્યો છે."

એ પ્રમાણે ઇશ્વરચંદ્રની આગેવાની હેઠળ અનેક લોકોના યત્ન અને ઉદ્યોગથી આખરે ઇ. સ. ૧૮૫૬ના જુલાઈ માસની ૨૬ મી. તારીખે હિંદુસ્તાન સરકારે વિધવાવિવાહનો કાયદો મંજુર કર્યાથી દાયભાગ સંબંધી જે વિષમ અંતરાય વિધવાવિવાહના માર્ગમાં નડતર કરતો હતો, તેનો મૂલોચ્છેદ થઈ ગયો. તેથી હવે વિદ્યાસાગરે વધારે ઉત્સાહિત થઇને વિધવાવિવાહ કરવાના ઉદ્યોગમાં વળગ્યા. અને "સાધુ જેની ઇચ્છા, ઇશ્વર તેને સહાય" તે પ્રમાણે એ દાયભાગ સંબંધી કાયદો મંજુર થયા પછી ત્રણ માસ થતા ના થતામાં એ જ વરસના માગશર માસમાં બંગાળાના કુલીન બ્રાહ્મણોમાંના

એક સુપ્રસિદ્ધ કલકત્તાવાસી પંડિતના પુત્ર શ્રીશચ્ચન્દ્ર વિદ્યારત્ન ભટ્ટાચાર્ય નામના જુવાનની સાથે પલાસડાંગા ગામના અન્ય એક કુલીન બ્રાહ્મણની દશ વર્ષની વિધવા કન્યા કાલિમતિદેવીનો શુભ વિવાહ સંપન્ન થયો. એ કન્યા ચાર વરસની ઉમ્મરે પ્રથમ પરણી હતી અને છઠ્ઠે વર્ષે રાંડી હતી. તેનો પિતા પરલોકગત થયાથી તેની માતાએ હિંદુ શાસ્ત્રાનુસારે અને દેશપ્રચલિત વ્યવહાર પ્રમાણે કન્યા દાનની સર્વ ક્રિયા કરી હતી. કલકત્તાના સુકીયા સ્ત્રીટમાંના એક પ્રસિદ્ધ બ્રાહ્મણને ત્યાં એ કન્યાની માનો મુકામ હતો, ત્યાં સંધ્યાકાળ પહેલેથી નાના સ્થાનના પંડિતો અને અનેક સંભ્રાન્ત સદ્ગૃહસ્થો એકઠા થવા લાગ્યા હતા. પ્રતિષ્ઠિત સ્ત્રીઓ ભેગી થઇ કન્યાને સમયોપગી વસ્ત્રાલંકાર સજાવીને વરને આવવાની વાટ જોતી હતી. સુકીયા સ્ત્રીટ અને તેની આસપાસનો રાજમાર્ગ દર્શક લોકોથી ચિકાર થઈ ગયો હતો. જે રસ્તેથી વરઘોડો આવવાનો હતો તે આખે રસ્તે મનુષ્ય-મૂર્તિ સિવાય બીજું કંઇ જણાતું નહોતું. વિદ્યાસાગરે એવી જનતા અને બાધા વિઘ્નની આશંકા કરીને પ્રથમથી જ પોલીસની મદદ માગી હતી. તે પ્રમાણે સુકીયા સ્ત્રીટમાં અને વરઘોડો જવાને આખે રસ્તે બબ્બે હાથને અંતરે પોલીસનો પહેરો રાખવામાં આવ્યો હતો. નવો ચાલ કાઢવા જતાં એવી ભીડમાં વખતે વરને કંઇ વિઘ્ન થાય, એવી આશંકાથી વિદ્યાસાગરના કેટલાક અતિ પ્રતિષ્ઠિત લોકસમાજમાં તથા રાજદરબારમાં માન મર્તબાવાળા મિત્રો વરની પાલખી પકડી રાખીને તેની ડાબી જમણી બાજુએ સાથેસાથે ચાલતા હતા. વિવાહસભામાં સંસ્કૃત કોલેજના તથા અન્ય અનેક અધ્યાપકો હાજર હતા. અને સર્વના આનંદની વચ્ચે યથાસમયે એ મંગળ કાર્ય નિર્વિઘ્ન પાર પડયું હતું. એ વિવાહ થયાથી વિદ્યા-

સાગરના આનંદનો પાર રહ્યો નહોતો. અને તેને માટે તેમણે પોતાની ગાંઠનું ઘણું ખરચ કર્યું હતું. કન્યાની માના નામથી આશરે ૮૦૦ નિમંત્રણ પત્રિકાઓ છપાવીને સંભાવિત ગૃહસ્થોમાં વહેંચી હતી; તથા અધ્યાપક ભટ્ટાચાર્યોના નિમંત્રણને સારૂ કેટલાક પત્રો પૃથક રીતે સંસ્કૃત કવિતામાં છપાવ્યા હતા.

તે પછી બીજે દિવસે પાનિહાટી ગામના એક પ્રસિદ્ધ કુલીન કાયસ્થ ગૃહસ્થે કલકત્તાની પોતાની ન્યાતની બાર વરસની વિધવા કન્યાની સાથે પુનર્વિવાહ કર્યો હતો. એ કન્યાને એના પિતાએ જ કન્યાદાન દીધું હતું, અને તેની નાત જાતના કુળાચાર પ્રમાણે સર્વ ક્રિયા કરવામાં આવી હતી. એ વિવાહને વખતે પણ ગામ પરગામના અનેક લોકોનો મેળો થયો હતો.

આ પ્રમાણે વિદ્યાસાગરનો વિજય થયાથી વિપક્ષીઓના શોકની સીમા રહી નહિ. તેઓ કહેવા લાગ્યા કે ક્રમે ક્રમે કળિકાળનું પ્રબળ થયાથી ધર્મનો લોપ થવા માંડયો. એમ બળાપો કરવા ઉપરાંત તેમણે વિદ્યાસાગરને નાના પ્રકારે પીડવાનો પ્રયત્ન પણ આદર્યો હતો. તેમાંના કેટલાક તો ગુપ્ત ભાવે તેમનો પ્રાણસંહાર કરવાની ચેષ્ટા પણ કરતા હતા, તેથી તે સર્વદા પોતાના એક લઠ્ઠ વિશ્વાસુ રક્ષક નોકરને સાથે લઇને જ રાતને વખતે જ્યાં જવું હોય ત્યાં જતા હતા. એક વેળાએ મધ્ય રાતને વખતે રસ્તે જતાં એવા લોકોએ તેમને આંતર્યા પણ હતા. પરંતુ સાથેના નોકરનાં હિમ્મતભર્યાં ડરામણાં વચનો સાંભળીને તેમને સાવચેત સમજીને તેઓ મ્હો સંતાડીને ચાલ્યા ગયા હતા.

તે પછી એ વિધવાવિવાહ થયા તેમાં પણ વિદ્યાસાગરને ઘણું ખરચ થયું હતું. એ પ્રમાણે એ કામમાં પુષ્કળ ખરચ થતું રહ્યાથી

ક્રમે તે છેક ખાલી થઇ જવા આવ્યા. જેમના ઉત્સાહથી તે એ કામમાં અગ્રેસર થયા હતા, તેઓ પાછળથી મ્હો સંતાડવા લાગ્યા. કેવળ મધ્યે મધ્યે તેમના કોઇ કોઇ સહૃદય ઈંગ્રેજ મિત્રો એ કામને માટે તેમને થોડી થોડી સહાય કરતા હતા. સ્વદેશી તરફની સાહાય જવલ્લેજ મળતી. પરંતુ તે કર્ત્તવ્ય સમજીને પોતાનાં એવા અભાવ અગવડનો કશો વિચાર કરતા નહોતા.

એવામાં અચાનક સિપાઇ-વિદ્રોહનો ઉપદ્રવ જાગ્યાથી આશરે એક વરસ સુધી વિધવાવિવાહનું કામ મંદ પડી ગયું હતું, અને વિપક્ષીઓ ઉપહાસ કરવા લાગ્યા હતા; પરંતુ તે વિદ્રોહ શાંત પડયા પછી તે પાછું પ્રથમની પેઠે ચાલવા માંડયું અને બંગાળાનાં કેટલાંક ગામોમાં પણ એનો સારો પ્રચાર થવા લાગ્યો.

ઘણું કરીને દરેક વિધવાવિવાહ વખતે વિદ્યાસાગર કન્યાના પક્ષમાં રહેતા અને પોતે જો કે સાદાઇથી રહેતા, પણ એવી કન્યાઓના શણગારાદિને સારૂં યથેષ્ટ ખરચ કરતાં પાછું વાળી જોતા નહિ. એ કાર્યમાં મચ્યા રહ્યાથી અને નોકરી છોડી તેથી પગારની મુખ્ય સારી આવક બંધ થઇ ગયાથી તે છેક ધનહીન અને બહુ દેવાદાર થઇ ગયા. લેણદારો તરફના આક્ષેપ તેમને સહન કરવા પડતા તે છતાં તે પોતાના સત્ય અને કર્ત્તવ્યથી કદી ચળતા નહિ. એ અવસરે તેમના જે સ્વદેશી મિત્રોએ તેમને સાહાય કરી હતી, તેમાં હિંદુ પેટ્રીઓટીકના હાલના સંપાદક બાબુ રાજકુમાર સર્વાધિકારી બહાદુર મુખ્ય હતા. એ પ્રમાણે યોગ્ય સહાયથી વંચિત થયાને લીધે તે એવા વિપત્તિમાં આવી પડયા હતા કે ફરીથી સરકારી નોકરીમાં દાખલ થવાનો વિચાર તેમને થતો હતો. અને તેને માટે તેમણે તે સમયના બંગાળાના લેફ્ટેનેન્ટ ગવનર સર સેસિલ બીડન

સાહેબ, જે તેમના પરમ બન્ધુ હતા, તેમને એકાદિવાર મળીને અને પત્રાદિથી પણ પોતાની ઇચ્છા જણાવી હતી. તેમ તે **બીડન** સાહેબે પણ પોતાથી બનતું કર્યું હતું, પરંતુ પરિશેષે કંઇ ફળ થયું નહિ. આખરે ઇશ્વરે જ તેમની શુભ ધાનતનું ફળ આપીને તેમની પ્રતિષ્ઠાનું રક્ષણ કર્યું હતું. તેમની કલમે અને વિદ્યાબુદ્ધિએ તેમના ઉત્પન્નનું મુખ્ય સાધન થઇ તેમને ધનમાને સુખી કર્યા હતા.

વિદ્યાસાગર જ્યારે વિધવાવિવાહના કામમાં મંડયા હતા ત્યારે લોકો કહેતા કે, એ બધો 'પારકાં છોકરાંને જતી કરવાનો' ખેલ છે. અને એવાકને ઘણાકને આપણે અહિં જોઇએ છીએ. પરંતુ તે કેવા એકનિષ્ઠાવાન અને કહેણી તેવી રહેણીવાળા હતા, તે તેમના પોતાના પુત્ર **નારાયણચંદ્રે** વિધવાવિવાહ કર્યો તે પ્રસંગે અનેક તરફથી તેમને જે કહેવામાં આવ્યું તેના તેમણે જે ઉત્તરો આપ્યા હતા તેથી સ્પષ્ટ સમજી શકાય છે. **નારાયણચંદ્રનો** વિધવાવિવાહ કર્યા પછી તેમણે (વિદ્યાસાગરે) પોતાના સહોદર **શંભુચન્દ્ર** વિદ્યારત્નને જે પત્ર લખ્યો હતો, તે એ વિષયનાં અનેક દૃષ્ટાંતોમાંના એક તરીકે નીચે આપ્યો છેઃ--

**શ્રી શ્રીહરિઃ શરણં.**

શુભાશીશઃ સન્તુ—

૨૭ શ્રાવણ ગુરૂવારે **નારાયણે ભવસુંદરીનો** પાણિગ્રહણ કર્યો છે, એ હકીકત માતૃદેવી વગેરેને જણાવજો ઇતિ.

પૂર્વે તમે લખ્યું હતુ કે **નારાયણે** એ વિવાહ કર્યાથી આપણા કુટુંબીઓ આહાર વ્યવહારનો પરિત્યાગ કરશે, તેટલા માટે તેનો વિવાહ અટકાવવાની આવશ્યકતા છે. એ સંબંધમાં મારૂં કહેવું છે કે, નારાયણે સ્વતઃ પ્રવૃત્ત થઈને એ વિવાહ કર્યો છે; મારી

ઇચ્છા વા અનુરોધથી કર્યો નથી. મેં જ્યારે સાંભળ્યું કે એણે વિવાહ કરવાનું નક્કી કર્યું છે, અને કન્યા પણ તૈયાર છે, ત્યારે તે વિષયમાં સંમતિ ન આપતાં પ્રતિબંધકતાચરણ કરવું, એ મારા પક્ષે કોઇપણ રીતે ઉચિત કાર્ય કહેવાય નહિ. હું વિધવાવિવાહનો પ્રવર્ત્તક છું, મેં ઉદ્યાગ કરીને અનેકના વિવાહ કરાવ્યા છે, એવા સંજોગમાં મારા પુત્રે વિધવાવિવાહ નહિ કરતાં કુમારીવિવાહ કર્યાથી હું લોકોને મુખ દેખાડી શકત નહિ. ભદ્રસમાજમાં છેક ધિક્કાર અને અશ્રદ્ધાને પાત્ર થાત. નારાયણે સ્વતઃ પ્રવૃત્ત થઇને એ વિવાહ કર્યાથી મારૂં મુખ ઉજવળ કર્યું છે, અને લોકોની આગળ મારા પુત્ર તરીકે ઓળખાણ આપી શકવાનો રસ્તો કર્યો છે. વિધવાવિવાહ-પ્રવર્ત્તન મારા જીવનનું સર્વથી મુખ્ય સત્કર્મ છે. આ ભવમાં એનાથી અધિક બીજું કોઇપણ સત્કર્મ હુંકરીશ એવી સંભાવના નથી. એ બાબતને માટે સર્વસ્વ ખોયું છે અને જરૂર પડે તો પ્રાણ આપવાને પણ હું પરાંગમુખ નથી, એ વિવેચનાની આગળ કુટુમ્બવિચ્છેદ અતિ તુચ્છ બાબત છે. કુટુંબીઓ આહાર વ્યવહારનો પરિત્યાગ કરશે, એ ભયથી જો હું પુત્રને તેના અભિપ્રેત વિધવાવિવાહથી વિરત કરત, તો મારા કરતાં નરાધમ બીજો કોઇ થાત નહિ. વધારે તો બીજું શું કહું, પણ એણે સ્વતઃ પ્રવૃત્ત થઇને એ વિવાહ કર્યાથી હું પોતાને ચરિતાર્થ સમજું છું. હું દેશાચારનો છેક દાસ નથી, પોતાના વા સમાજના મંગળને માટે જે ઉચિત વા આવશ્યક લાગશે, તે કરીશ. લોકના વા કુટુંબના ભયથી કદી સંકુચિત નહિ થાઉં.

છેવટ મારૂં કહેવું એ છે કે, આહાર વ્યવહાર કરવાની જેમની હિંમત અથવા ઇચ્છા નહિ હોય, તે સ્વચ્છન્દે તે બંધ કરશે, તેને માટે નારાયણ જરાએ દુઃખિન થશે એમ લાગતું નથી; અને હું

પણ તેને સારૂ નાખુશ કે અસંતુષ્ટ નહિ થાઊં. મારા વિચાર પ્રમાણે એવી બાબતમાં સર્વે સ્વતંત્રેચ્છ છે; મારી ઇચ્છાના અનુવર્ત્તા વા અનુરોધના વશવર્ત્તી થઇને ચાલવું કોઇને પણ ઘટારત નથી. ઇતિ. ૩૧ શ્રાવણ.

શુભાકાંક્ષિણઃ

( સ્વાક્ષર ) શ્રી ઇશ્વરચન્દ્ર શર્મ્મણઃ

આ પત્રથી એ મહાત્માનું પ્રકૃત ચિત્ર પ્રતિફલિત થાય છે, એમ વિવેકી વાચકવૃંદ સહજ સમજી શકશે.

એ પ્રમાણે તેમના વિધવાવિવાહના ઉત્પાતથી જે સમયે આખા દેશમાં હોહા મચી રહી હતી, તે સમયે તેમણે પુરૂષોના બહુ વિવાહનો ચાલ બંધ કરાવવા સારૂ ઘણા લોકોને સમજાવી ઉશ્કેરીને ૨૫૦૦૦ સહીઓની એક અરજી સરકારમાં મોકલાવી.( ઇ.સ. ૧૮૫૭.) અને તે વિષેનો કાયદો કરાવવાને બનતો પુરૂષાર્થ પણ તેમણે કર્યો હતો, પરંતુ અનેક કારણોને લીધે સરકારે તેમની એ અરજ તે વેળાએ મંજુર કરી નહિ. તે પછી પણ લગભગ ૨૦ વરસ સુધી એ બાબતનો ઉદ્યોગ તેમણે જારી રાખ્યો હતો. તે દરમ્યાનમાં ઇ. સ. ૧૮૬૬ ના માર્ચની ૧૯ મી. તારીખે એ વિષયની બીજી એક ૨૧૦૦૦ સહીઓની અરજી બંગાળાના તે વેળાના લેફ્ટેનન્ટ ગવરનર સર. સેસીલ બીડનને પણ આપી હતી. એ અરજી તે નામદારને રૂબરૂમાં આપવા સારૂ ઇશ્વરચંદ્ર અને કલકત્તાના બીજા કેટલાક બહુ પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થોનું ડેપ્યુટેશન ગયું હતું. એ ડેપ્યુટેશનના ગૃહસ્થોએ અરજીની પુષ્ટિમાં કેટલુંક અગત્યનું વિવેચન કરી એવા કાયદાની આવશ્યકતા દેખાડી આપી હતી. તે ઉપરાંત મહારાજા પ્રતાપચંદ્ર જે ઇશ્વિરચંદ્રના એકાન્ત આત્મીય અને લોકસમાજમાં તથા સરકાર દરબા-

રમાં બહુ વગવાળા આગેવાન જમીનદાર હતા, તેમણે પોતાના તરફથી બીજી એક બાબતની અરજી પોતાના કામદાર સાથે લેફ્ટેનન્ટ ગવરનર સાહેબને મોકલાવી હતી. એ અરજીઓ તથા તે લાવનારનાં વ્યાખ્યાનાદિ લક્ષપૂર્વક સાંભળ્યા પછી લેફ્ટેનન્ટ ગવરનર સાહેબે તેનો આશા ભર્યો ઉત્તર આપ્યો હતો પરંતુ પરિણામે સર્વ શ્રમ મિથ્યા ગયો હતો. સિપાઇવિદ્રોહનો ઉપદ્રવ એ અરસામાં થઇ ગયેલો હોવાથી વખતે સરકારે એવા લોકરિવાજના ગણાતા કામમાં વચ્ચે પડવાનું માંડી વાળ્યું હશે, એમ પણ કલ્પના થઇ શકે છે. કાળની બલિહારી પણ વિચિત્ર છે !

એવી રીતે વિધવાવિવાહના પ્રચાર અને બહુ વિવાહના નિવારણનો પરિશ્રમ કરીને શાંત રહ્યા હતા એમ નથી. સામાન્ય સર્વ પ્રકારની ઉન્નતિના કામમાં તે નિરંતર નિયુક્ત રહેતા. તેમણે કરેલું સમાજસંસ્કાર અને સામાજિક ઉન્નતિ વિષયનું નીચે લખેલું પ્રતિજ્ઞાપત્ર વાંચ્યાથી તેમના ઉદ્દેશ અને આકાંક્ષાઓ સમજી શકાય છેઃ—

## પ્રતિજ્ઞાપત્ર.

અમે ધર્મસાક્ષીથી પ્રતિજ્ઞા કરીએ છીએ કેઃ—

૧. કન્યાને વિદ્યા શીખવીશું.
૨. અગિયારમું વર્ષ પૂરૂં થયા વિના ( કન્યાને ) પરણાવીશું નહિ.
૩. કુલીન, વંશજ, શ્રોત્રીય અથવા મૌલિક ઇત્યાદિ કાંઇ નહિ ગણતાં સજાતીય સત્પાત્રને કન્યાદાન કરીશું.
૪. કન્યા વિધવા થયાથી અને તેની સંમતિ હોવાથી, તેનું પુનર્લગ્ન કરીશું.
૫. અઢારમું વર્ષ પૂરૂં થયા વિના પુત્રને પરણાવીશું નહિ.
૬. એક સ્ત્રી વિદ્યમાન છતાં ફરી લગ્ન નહિ કરીએ.

૭. જેની એક સ્ત્રી વિદ્યમાન હશે તેને કન્યાદાન કરીશું નહિ.
૮. જે આચારણ કર્યાથી પ્રતિજ્ઞાસિદ્ધિમાં અડચણ ઉત્પન્ન થઈ શકે, તેવું આચરણ આચરીશું નહિ.
૯. માસેમાસે પોતપોતાની માસિક આવકનો પચાસમો ભાગ નિમેલા ધનાધ્યક્ષ તરફ મોકલાવીશું.
૧૦. આ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીઓ કરીને કોઇપણ કારણથી નિર્દિષ્ટ કરેલી પ્રતિજ્ઞા પાળવામાં પરાંગમુખ થઇશું નહિ.

આ પ્રતિજ્ઞાપત્ર ઉપર ૧૨૫ જણની સહીઓ જોવામાં આવે છે. એમાંના કેટલાક તો બહુ પ્રતિષ્ઠિત અને પ્રસિદ્ધ પુરૂષો છે, અને તેમાંના કેટલાક હજુ હયાત કહેવાય છે. પરંતુ તે સર્વે આ પ્રતિજ્ઞાપત્ર પ્રમાણે વર્ત્તે છે કે નહિ તે નક્કી કહી શકાતું નથી. તથાપિ વિદ્યાસાગર તો અંત સુધી એ પ્રમાણે વર્ત્યા છે, એ તેમના આચાર વ્યવહારથી જાણી શકાય છે.

એ સિવાય તેમણે દેશમાં વધતા જતા મદ્યપાન–પ્રથાને અટકાવવા અને બને તેટલો તેનો ઉચ્છેદ કરવાને સારૂં બાબુ પ્યારીચરણ સરકારની સાથે રહીને પુષ્કળ પ્રયત્ન કર્યો જણાય છે. એ પ્યારી બાબુ તેમના પરમ મિત્ર અને સહાયક હતા. અને તે બંને મરતા સુધી પરસ્પર અવિચ્છિન્ન ભાવે મળતા રહીને સમાજસંસ્કારના કાર્યમાં નિયુક્ત રહ્યા હતા.

સામાજિક ઉન્નતિનું કાર્ય તેમના જીવનના મહાવ્રત તુલ્ય હતું. તેમના પરલોકગમનના થોડા દિવસ પહેલાં સંમતિ વયના કાયદા સંબંધે આખા દેશમાં ભારે ગડબડ મચી રહી હતી. તે વેળાએ તેમણે એ બાબતમાં બનતો ભાગ લેઇ, સ્ત્રી પ્રથમ રજસ્વળા થાય એ સમય સંમતિને માટે યોગ્ય અને શાસ્ત્રાનુમોદિત છે, એવો સ્પષ્ટ

અભિપ્રાય પ્રકટ કર્યો હતો. એ સંબંધમાં તેમણે એક નિબંધ લખી-ને બહાર પાડયો હતો, અને પોતે રોગથી પીડિત અને અશક્ત હોવા છતાં પણ સર ફિલિપ હચિન્સને મળીને પોતે જણાવેલા મત પ્રમાણે કામ કરવાનો વિશેષ રીતે અનુરોધ કર્યો હતો. એ નિબંધ-માં અનેક યુક્તિ, વિચાર અને શાસ્ત્રનાં પ્રમાણાદિના પ્રદર્શનપૂર્વક છેવટે જણાવ્યું છે કે, "ચોતરફનો વિચાર કરતાં બાળિકાઓને દ્વિતીય સંસ્કાર કાળ ઉપસ્થિત થયા પૂર્વેના સંબંધને અપરાધ તરીકે ગણ્યાથી સર્વતોભાવે સંગત ગણાશે એમ લાગે છે.*

## પ્રકરણ ૮ મું.

## શિક્ષા અને જ્ઞાન વિસ્તારમાં વિદ્યાસાગરનો પરિશ્રમ.

હવે અમે વિદ્યાસાગરના સામાન્ય લોકશિક્ષા અને જ્ઞાન-વિસ્તારના કાર્યની સમાલોચના કરીએ છીએ. સંસ્કૃત કોલેજના અધ્યક્ષ તરીકે તેમણે બ્રાહ્મણ સિવાયના અન્ય જાતિના બાળકોને સંસ્કૃત કોલેજમાં શીખવવાની શરૂઆત કર્યાનું, તથા અતિરિક્ત ઇન્સ્પે-

---

* From every point of view, therefore, the most reasonable course appears to me, to make a law declaring it penal for a man to have inter-course with his wife before she has had her first menses.

Note on the Bill to amend the Indian Penal Code and the Code of Criminal Procedure, 1882, by Iswara Chandra Sarma. the 16th February 1891.

ક્ટર તરીકે દેશના જુદાજુદા ભાગોમાં શાળાઓ અને કન્યાશાળાઓ સ્થાપન કર્યાનું, અને એ કન્યાશાળાઓની સ્થાપનાદિ કાર્ય લઇને તેમને ડિરેક્ટર મિ. યંગ સાહેબની સાથે મતાન્તર થયાથી તેમણે પાંચસો રૂપિઆના પગારની સરકારી નોકરી, લેફ્ટેનન્ટ ગવરનર સાહેબ જેવા મોટા રાજ્યધિકારીના અનુરોધ છતાં, છોડી દીધાનું પૂર્વે જણાવી ગયા છીએ. વળી તેમણે નોકરીમાં રહીને અને નોકરી છોડયા પછી બંગાળી સાહિત્યની શ્રીવૃદ્ધિને અર્થે તથા શિક્ષણમાર્ગ સહજ સુગમ કરવાને સારૂ અનેક નાનાં મોટાં પુસ્તકો રચી પ્રકટ કર્યાનું પણ કહી ગયા છીએ. હવે આ પ્રકરણમાં તે ઉપરાંત તેમણે શિક્ષા તથા જ્ઞાનવૃદ્ધિને માટે તન, મન અને ધનથી કરેલાં કાર્યોનું સંક્ષિપ્ત વિવરણ કરીએ છીએ.

તે ઇન્સ્પેક્ટર હતા તે વેળાએ તેમને જીલ્લાનાં ગામોની શાળાઓ તપાસવાને જવું પડતું. એ અવસરે જે જે સ્થળે અનુકૂળતા જોતા, તે તે સ્થળે આગેવાન જમીનદાર વગેરે સદ્દગૃહસ્થોને ઉપદેશ કરીને અંગ્રેજી સ્કુલો સ્થાપન કરવાનો યત્ન કરતા હતા. એમના એવા યત્નથી સ્થાપન થયેલી કેટલીક એવી શાળાઓ અદ્યાપિ વિદ્યમાન હોઇને તેમના શિક્ષા–વિસ્તારના મહત્ કાર્યમાં અનુરાગની ઓળખાણ આપે છે. તે ઉપરાંત તેમણે પોતાના જન્મસ્થાન વીરસિંહમાં પોતાના ખરચથી એક કન્યાશાળા અને એક અંગ્રેજી સ્કૂલ સ્થાપન કરી હતી. વળી એ ઇંગ્રેજી સ્કૂલમાં શીખવા આવનાર ગામના તથા અન્ય સ્થળોના ગરીબ વિદ્યાર્થીઓને જમવા વગેરેનો સઘળો બંદોબસ્ત પણ તેમણે પોતે જ કર્યો હતો. તેમનાં માતૃદેવી અન્નપૂર્ણા સ્વરૂપ થઇને પોતાને હાથે રસોઇ કરી એવા સર્વે બાળકોને જમાડતાં હતાં. એ બંને શાળાઓમાં મફત શિક્ષણ

આપવા ઉપરાંત શિક્ષણનાં સર્વ સાહિત્ય પણ સર્વને પૂરાં પાડવામાં આવતાં તથા ગરીબ બાળકોને વસ્ત્રાદિ પણ લઇ આપતા. વળી ત્યાં તેમણે એક ઔષધાલય સ્થાપના કર્યું હતું, અને ઇંગ્રેજી શાળામાં શીખેલા કેટલાક ઉપયુક્ત વિદ્યાર્થીઓને પોતાને ખરચે કુલકત્તાની વૈદક કોલેજમાં ભણાવી તે તરફના ભાગમાં સુશિક્ષિત ડાક્ટરોની ખોટ પૂરી પાડી હતી. અદ્યાપિ તેમના ગામની સ્કૂલ તેમનાં માતૃદેવીના શુભ નામથી "ભગવતીદેવી સ્કૂલ" ને નામે ચાલે છે. વળી ગામના ખેડુતાદિ મહેનતું લોકો અને તેમના બાળકોની વિદ્યાશિક્ષાને સારૂ એક રાત્રિશાળા પણ તેમણે સ્થાપન કરી હતી. એ પ્રમાણે તેમણે વિદ્યાદાન અને જ્ઞાનવિસ્તારને માટે સ્વદેશીઓની જેવી સેવા બજાવી છે તેવી સેવા તેમના જેવી સ્થિતિના અન્ય કોઇએ કદી બજાવી નથી અને કોઇ બજાવી શકશે પણ નહિ.

વિદ્યાશિક્ષા અને જ્ઞાનવિસ્તારના પક્ષે ઉપયુક્ત સુલભ પુસ્તકોની ખરેખરી આવશ્યકતા સમજીને, તેવાં પુસ્તકો પોતાની ઇચ્છાનુસાર પ્રકટ કરી શકવાના ઉદ્દેશથી જ્યારે તે સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલ હતા ત્યારે કોલેજના એક અધ્યાપક મદનમોહન તર્કાલંકારની સાથે ભાગ કરીને તેમણે "સંસ્કૃત યંત્ર" નામે એક મુદ્રાયંત્ર સ્થાપન કર્યું હતું. એ યંત્ર સ્થાપવા માટે જોઇતા પૈસા તે બંને ભાગીદારોમાંથી કોઈની પાસે નહોતા, તેથી વિદ્યાસાગરે રૂ. ૬૦૦ ) કર્જે કાઢીને કામ ચલાવ્યું હતું. એ કર્જના પૈસા ભરી દેવામાં તેમને કેટલીક અડચણ પડયાની વાત માર્શલ સાહેબે જાણ્યાથી, ફોર્ટ વિલિયમ કોલેજમાં શીખવવાને સારૂ 'અન્નદામંગળ' નામના પુસ્તકની સંશોધિત પ્રત તેમની પાસે છપાવરાવી, તેની ૧૦૦ નકલો પોતે વેચાતી રાખીને રૂ. ૬૦૦ તેમને આપ્યા હતા. પછી

પાછળથી પ્રેસનું કામ સારૂં ચાલ્યા બાદ એ બે ભાગીદારોને મતાન્તર થયાથી વિદ્યાસાગર, તર્કાલંકારનો ભાગ વેચાતો લેઈ લેઈને પોતે એકલા તેના માલિક ને વ્યવસ્થાપક થયા હતા. પછી તેમણે પોતાની ઇચ્છા પ્રમાણે તેનું કામ ચલાવવા માંડયું. અને થોડા દિવસ પછી તેમાં છપાયેલાં પુસ્તકો વેચવાની સગવડને સારૂ " સંસ્કૃત પ્રેસ ડીપોઝિટરી " નામનું એક પુસ્તકાલય સ્થાપન કર્યું. પોતાની ઇચ્છા પ્રમાણે પુસ્તકો છપાય અને તે પુસ્તકો લેવાની લોકોને સારી સગવડ થાય, તે સાથે પાંચ જણને રોજી પણ મળે, એ શુભ હેતુથી તેમણે એ કાર્યમાં હસ્તક્ષેપ ક્ર્યો હતો.

વિદ્યાસાગરે નોકરી છોડી તે સમયે દેશમાં ઈંગ્રેજી શિક્ષાનો પ્રચાર બહુ થોડો થયો હતો. તત્કાળે જે સરકારી ઇંગ્રેજી શાળાઓ હતી તેમાં શીખવાનું ખરચ એટલું થતું કે સાધારણ લોકના પક્ષે તો તે હોવા છતાં નહિ હોવા જેવી હતી. અને પાદરીઓની શા-ળાઓ હતી તેમાં ખરચ કંઇક કમી થતો પણ ત્યાં ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ થતો હોવાથી લોકોની તે પ્રત્યે અભિરૂચિ નહોતી. આમ હો-વાથી કેટલાક શિક્ષિત દેશીઓએ મળીને એક સ્કુલ કાઢી હતી. તે પ્રથમ તો સારી રીતે ચાલી, પણ પછી તેની સ્થિતિ છેક મંદ થવા લાગી ત્યારે ઇ. સ. ૧૮૫૯ માં કલકત્તાના કેટલાક પ્રતિષ્ઠિત હિંદુઓએ પ્રયત્ન કરીને ' કલકત્તા ટ્રેનિંગ સ્કૂલ ' નામે એક શાળા સ્થાપન કરી, અને તેનો વહિવટ અને ખરચ તે લોકો ચલાવવા લાગ્યા. ત્યાર બાદ બે વર્ષ પછી તેમણે વિદ્યાસાગરને અને રાજકૃષ્ણ બાબુને એ સ્કૂલના કામમાં મદદ કરવાની વિનંતિ કરી. એ વેળાએ વિદ્યાસાગર નોકરી છોડીને સ્વતંત્ર થયા હતા તેથી તે તથા ઉક્ત બાબુ બંને તેમની વિનંતિ માન્ય રાખીને એ સ્કૂલની કારભારી

કમિટીમાં જોડાયા. તે પછી કેટલાક માસ સુધી સારૂં કામ ચાલ્યા બાદ એ કમિટીના સભ્યોમાં મતાન્તર ને મનાન્તર થયાથી, તેમાંના બે જણે જુદા પડીને 'ટ્રેનિંગ આકાડેમી" નામે જુદી શાળા સ્થાપન કરી, જે અદ્યાપિ વર્તમાન છે. એવા વિરોધથી વિદ્યાસાગરે પણ પોતાનો સંબંધ છોડી દીધો. પછી બાકીના સભાસદોએ ટ્રેનિંગ સ્કૂલનો કારભાર ચલાવવા માંડયો. પરંતુ આખરે તેમણે પોતાના અવસર અને અભિજ્ઞતાના અભાવથી તે સ્કૂલને બગડતી અને છેવટે પડી ભાગતી જોઇને, તે સંબંધી સમગ્ર કાર્યભાર વિદ્યાસાગરને સોંપી દેવાની ઇચ્છા કરી; અને વિદ્યાસાગર પણ તેમ કરવાને સંમત થયાથી તેઓ ( મૂળ માલિકો ) હંમેશને સારૂ એ સ્કૂલ સાથેનો પોતાનો સઘળો સંબંધ છોડી દેઇ છૂટા થયા. એવી રીતે ઇશ્વરચંદ્રે એ કલકત્તા ટ્રેનિંગ સ્કૂલનો સર્વ ભાર પોતે ગ્રહણ કરીને સર્વાગ્રે તેની ઉન્નતિની ઇચ્છાથી એક વ્યવસ્થાપક કમિટી નિમી અને પોતે તેના સંપાદક (મંત્રી) થયા. તેમના ઉદ્યોગ અને યત્નથી દિન પર દિન તે સ્કૂલની સ્થિતિ પાછી સુધરીને સારી થવા લાગી અને પરીક્ષાનું પરિણામ પણ સારૂં આવવા માડયું. ઇ. સ. ૧૮૬૪ સુધી એ સ્કૂલનું પૂર્વનું નામ તેમણે કાયમ રાખ્યું હતું. પરંતુ એ વરસના આરમ્ભથી તેનું 'હિંદુ મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુશન' એવું નામ રાખીને, તેમાં કોલેજનો અભ્યાસ કરવાની પરવાનગી મેળવવા સારૂ કલકત્તા વિશ્વવિદ્યાલયને અરજી કરી. એ અરજી પર વિદ્યાસાગરે પોતે તથા બીજા બે પ્રતિષ્ઠિત જમીનદાર બાબુઓએ સહીઓ કરી હતી. તેમાં તેમણે ઓછામાં ઓછાં પાંચ વરસ સુધી એફ. એ. અને બી. એ. ની પરીક્ષાઓ માટેનું શિક્ષણ

આપવાને સારૂ જોઇતાં નાણાં પૂરાં પાડવાનો અને અન્યવિધ સમ
ભાર પોતે ગ્રહણ કરવાનો એકરાર કર્યો હતો. તે ઉપરાંત વિ
વિદ્યાલયના એ સંભ્રાન્ત સભાસદોએ સેનેટના સભ્યો તરીકે સહી
કરી હતી. એ અરજી મોકલાવીને તેમણે વગર ફીએ કોલેજ કલાસ
પણ કર્યો હતો. પરંતુ વિશ્વવિદ્યાલયે તેમની અરજી નામંજુર કર્યા
તરત વેળા તે ક્લાસ બંધ કરવાની જરૂર પડી હતી. એવામાં
ઇન્સ્ટિટયુશનના મકાનના માલિક સાથે ભાડું બમણું કરવા બાબ
વાંધો પડયો ને કજીઓ કોરટે ચઢયાથી, કમિટીના સર્વ સભાસ
એ વિદ્યાલયના સારા નરતા કામનો સઘળો બોજો અને ખરચ વિદ્ય
સાગરને માથે નાંખી દેઇને છૂટા થઇ ગયા.

એવી રીતે કોલેજ ખોલવાનો પ્રથમ પ્રયત્ન નિષ્ફળ ગયા
વિદ્યાસાગરે નિરાશ નહિ થતાં એ બાબતનો ઉદ્યોગ સતત જા
રાખી, પ્રથમ કરતાં વધારે પાકો બંદોબસ્ત કરીને ફરી અરજ
કરવાની ગોઠવણ કરી. જે બે જમીનદાર બાબુઓએ પ્રથ
કોલેજ ખોલવાના કામમાં તેમના સાહાયક થઇને અરજી પર સહી
ઓ કરી હતી તે બંને ઇ. સ. ૧૮૬૬માં મરણ પામ્યાથી ઇન્સ્ટિ
ટયુશનનો સમગ્ર ભાર તેમના એકલાના ઉપર આવી પડયો હતો
અને ત્યાંથી તે તેમના સ્વર્ગારોહણ પર્યન્ત તે એકલાજ એ ઇન્સ્ટિ
ટયુશનના ખરચનો બોજો ઉઠાવીને તેનું કલ્યાણ કરતા રહ
હતા. એ વિદ્યાલયના વિદ્યાર્થીઓની સંખ્યા અને વાર્ષિક પરીક્ષા
પરિણામ સર્વદા સંતોષજનક હોવા છતાં તેની ખરેખરી ઉન્નતિ
માટે વિદ્યાસાગરને પોતાની ગાંઠનું કેટલુંક ખરચ કરવું પડ
હતું. તેના ઉત્પન્નમાંથી તેમણે એક પાઇ પણ ખાધી નથી. ક

કોઇવાર ભીડના કારણથી કાંઇ પૈસા લેતા, તો તે પાછા ભરી દેતા હતા.*

તે પછી ઈ. સ. ૧૮૭૨ના જાનેવારીની ૨૫ મી. તારીખે તેમણે પોતે જ ગોઠવણ કરીને માનનીય જજ્જ દ્વારકાનાથ મિત્ર, રાય કૃષ્ણદાસ પાલ બહાદુર, અને પોતે, એ ત્રણ જણની એક મેનેજીંગ કમિટી નીમી. એફ. એ. તથા બી. એ. ની પરીક્ષા આપવાનો અધિકાર મેળવવા સારૂ એ ત્રણ જણની સહીથી બીજી વાર એક અરજી વિશ્વવિદ્યાલય પર મોકલાવી. એ વિશ્વવિદ્યાલયના બે સુપ્રસિદ્ધ સભાસદો રાજા રમાનાથ ઠાકુર અને ડાકટર રાજેંદ્રલાલ મિત્રની સહીઓ એ વેળાએ પણ એ અરજી પર કરાવી હતી. એ અરજી મોકલાવીને જ તે નચિંત રહ્યા નહિ, કારણ કે તે જાણતા હતા કે ઘણાક ઈંગ્રેજો અને દેશીઓ પણ તેમના કાર્યની વિરૂદ્ધ વલણ ધરાવનારા છે; તેથી વિશ્વવિદ્યાલયના ઘણાક આગેવાન સભાસદોને તેમણે જાતે મળીને પોતાની અરજીની તરફેણમાં તેમને સમજણ પાડી હતી; તથા વાઇસ ચાનસેલર ઇ. સી. બેલી સાહેબને એક લંબાણ પત્ર લખીને અરજી વિષે યોગ્ય વિચાર કરી અનુકૂળ મત ઉચ્ચારવાની વિનંતિ કરી હતી. એવા ચોતરફના તેમના યત્નથી આખરે અનેક વાગ્વિતંડા થયા પછી, એ વરસથી એમનું

*The present authorities says in their printed declaration that :—" He ( the Pandit ) never made any profit out of the income of the Institution. He did however take loans occasionally from the fund of the Institution, bnt the same was always repaid.

મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુશન, વિશ્વવિદ્યાલયનું અંગીભૂત થયું, અને એફ. એ. ના ઉમેદવારો મોકલવાની પરવાનગી તેમને મળી. એવી રીતે મહા મહા મહેનતે તેમણે કોલેજ ક્લાસ ખોલ્યો ખરો, પરંતુ તેમાં ડગલે ડગલે વિઘ્ન નડવા માંડયાં. વિરોધીઓ તેમનો ક્લાસ બરાબર નહિ ચાલવા વિષે ચોતરફ ચર્ચા કરતા રહ્યાથી, એ ક્લાસમાં શીખતા છોકરા અને તેનાં માબાપ વગેરે પણ શ્રદ્ધા રહિત થઇને તેમને કાયર કરવા લાગ્યાં. આથી ઘણીવાર તે કંટાળી ગયા હતા. પરંતુ એફ. એ. ની પરીક્ષાનું પરિણામ જ્યારે પ્રકટ થયું, ત્યારે સૌએ આશ્ચર્યની સાથે જોયું કે, વિદ્યાર્થીઓ પાસ કરવામાં મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુશન ગુણાનુસારે બીજે નંબરે આવ્યું છે. ગેઝીટમાં એ પરિણામ જોતાં જ વિદ્યાસાગર બહાર ગામ હતા ત્યાંથી તરત કલકત્તામાં આવ્યા, અને જે છોકરાઓના બાપ વગેરે પ્રથમ તેમને કાયર કરતા હતા, તેમને બોલાવી મળીને તેમનાં પૂર્વકથન નિર્મૂળ હતાં એવી હસતાં હસતાં વાતો કરવા લાગ્યા. આવી રીતે કોલેજ ક્લાસ ખોલ્યાનો શ્રમ સફળ થયાથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. અને ઉંચી કેળવણી લેવાનું સર્વેને સુગમ અને સુલભ થાય તેની વ્યવસ્થા કરવામાં રોકાયા. અતુલ ઉત્સાહથી ઉત્સાહિત થઈને તેમણે કોલેજની ઉન્નતિ કરવા માંડી. અને તેમના બહુદર્શિતાપૂર્વક નિઃસ્વાર્થ સતત પરિશ્રમથી ક્રમે તે સંપૂર્ણ કોલેજ થઈ. પ્રતિ વર્ષ અનેક સશક્ત અને અશક્ત બંને સ્થિતિના ઉમેદવારો એ કોલેજમાં અભ્યાસ કરી ઉંચી ઉપાધિઓ મેળવી બહાર પડવા લાગ્યા. કારણ કે અશક્ત ઉમેદવારોને તે વગર ફીએ અભ્યાસ કરવા દેવા ઉપરાંત શિક્ષણ કાર્યમાં જોઇતી બીજી સર્વ પ્રકારની મદદ પણ કરતા હતા, કે જેવી મદદ વગેરે કંઈ અન્ય કોઇ કોલેજમાં મળતું નહિ. ખાનગી

સાહસથી ચાલતી બીજી કોઇ પણ સ્કૂલ કે કોલેજ મેટ્રોપોલટન ઇન્સ્ટીટ્યુશનની બરાબરી શકી નથી, એ જ એ કામમાં વિદ્યાસાગરનો આંતરિક નિઃસ્વાર્થ અનુરાગ અને સંપૂર્ણ વિજય જણાવે છે. જ્યારથી તે એ વિદ્યાલયના કામમાં લાગ્યા હતા, ત્યારથી મરણ પર્યન્ત તેની ઉન્નતિ કર્યા કરવી, એ જ તેમનું મુખ્ય કર્તવ્ય થઇ પડયું હતું. એ કામમાં તેમણે જે પરિશ્રમ કર્યો છે, જે દુઃખ સહન કર્યું છે અને વિપત્તિઓ વેઠી છે, તથા જે ખરચ કર્યું છે, તેનું વિવેચન કરતાં એક મોટો ગ્રંથ થાય તેમ છે. અત્રે તો માત્ર સંક્ષેપમાં તેમના વિદ્યાશિક્ષા અને જ્ઞાનવિસ્તારના કાર્યના એક અંગ તરીકે તેનો સહજ ઉલ્લેખ માત્ર કર્યો છે.

એ મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુશનનું મકાન તેમણે દેવું કરીને બંધાવ્યું હતું, અને એ દેવાના પેટામાં તેમણે પોતાની સર્વ સ્થાવર જંગમ મિલ્કત બંધક લખી આપવા ઉપરાંત પોતાના વાલી વારસોને પણ તેના જોખમદાર તરીકે ખત લખી આપ્યું હતું. અને એક છેક પડી ભાગેલી સામાન્ય સ્કૂલમાંથી તેને ક્રમે ક્રમે વધારીને આખરે સર્વની સ્પર્દ્ધાપાત્ર નમૂનાદાર કોલેજ બનાવવામાં અને તેને ચલાવવામાં તેમણે પોતાના ઉપાર્જિત ઘણાખરા દ્રવ્યનો અને સ્વાર્થનો ભોગ આપ્યો હતો. આ વાત જગજાહેર હોવા છતાં, તેમના પરલોકગમન પછી, એ કોલેજની અને તેના મકાન વગેરેની માલિકી વિષે કેટલાક જૂના પૂર્વજો જે થાકી હારીને ભાગી ગયા હતા, તેમના લાગતા વળગતાઓએ, વિરોધી જનોની શીખવણીથી બહુ ગરબડ ઉભી કરી હતી. પરંતુ વિદ્યાસાગરના વિદ્વાન અને બુદ્ધિમાન્ પુત્ર નારાયણચંદ્ર વિદ્યારત્નની સદ્વિવેચનાથી અને ઘણાક લબ્ધપ્રતિષ્ઠિત સજ્જન પુરૂષોના વચ્ચે પડયાથી, આખરે સલાહ શાંતિથી સર્વે

સમાધાન થયું હતું. એ પંચાતીઆઓએ એ ઇન્સ્ટિટયુશનનો વહિવટ પૂર્વ પ્રમાણે ચાલતો રાખવાની **નારાયણચન્દ્રની** આંતરિક ઇચ્છાને અનુસરીને એક વ્યવસ્થાપક સભા નીમી તેના હાથમાં સર્વ કારભાર સોંપી દીધો. કોલેજ તથા તેનું મકાન અને તેને લગતી જમીન વગેરે સર્વ મિલ્કતની માલિકી **નારાયણચંદ્રની** ઠરાવી, તેના ઉત્પન્નમાંથી દરમાસે રૂ. ૧૦૦ ) બદલા તરીકે તેમને આપતા રહેવાનું નક્કી કર્યું છે. અંતે સત્યનો જય થયો, એ બહુ આનંદનો વિષય છે, અને કોલેજ પૂર્વ પ્રમાણે સારી સ્થિતિમાં ચાલતી રહે એવી વ્યવસ્થા થઇ તેને માટે સૌથી વિશેષ ધન્યવાદ **વિદ્યાસાગરના** વિચારશીલ પુત્રરત્નને જ ઘટે છે. એણે પણ પોતાના પિતાના જેવા જ નિઃસ્વાર્થ ભાવથી એવો અભિપ્રાય જણાવ્યો હતો કે, મારા પૂજ્ય પિતાજીએ પ્રાણપણે પરિશ્રમ કરીને જે વિદ્યાલયને નમૂનાદાર બનાવ્યું છે ને ચલાવ્યું છે, તે ગમે તે રીતે તેની કીર્ત્તિ જાળવી રહે અને સાધારણ સ્થિતિના તથા અશકત પણ ઉપયુકત બાળકોને પૂર્વ પ્રમાણે જ ઊંચી કેળવણી લેવામાં અંતરાય ના નડે, એવી વ્યવસ્થા થાય, એ જ મારી આંતરિક અભિલાષા છે; અન્ય કોઇ પ્રકારની લાલચ હું રાખતો નથી. ધન્ય છે એવા યોગ્ય પિતાના યોગ્ય પુત્રને.

**વિદ્યાસાગરે** સ્થાપેલા અને ચલાવેલા મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુશનનું ઉદાહરણ લઇને પાછળથી બીજી કેટલીક ખાનગી સ્કૂલો અને કોલેજો કલકત્તામાં અને અન્ય સ્થળે સ્થાપિત થઇ છે; અને તેના યોગે દેશમાં ઉચ્ચ શિક્ષાના પ્રચારનો માર્ગ બહુ વિસ્તૃત થઈ પડયો છે. પરંતુ તે સર્વ કોલેજોના પરિચાલકોમાં અને **વિદ્યાસાગરમાં** મુખ્ય તફાવત એ હતો કે, અન્ય સર્વ કોલેજોના પ્રવર્તકો અને પરિચાલકો 'તેમનાં વિદ્યાલયોને ઉત્પન્નના એક મુખ્ય સાધન તરીકે

ચલાવે છે, ત્યારે વિદ્યાસાગરે કેવળ નિઃસ્વાર્થ ભાવે ઉલટું ગાંઠનું ગોપીચંદન ખોઇને પોતાનું ઇન્સ્ટિટયુશન સ્થાપ્યું, ચલાવ્યું, વધાર્યું ને દીપાવ્યું છે. મનુષ્યની વિશેષતા અહિં જોવાની છે.

વિદ્યાશિક્ષા અને જ્ઞાનવિસ્તારના કામમાં તેમની નિઃસ્વાર્થતા અને ન્યાયપરાયણતાનાં બીજાં બહુ બહુ ઉદાહરણો છે. પરંતુ સ્થળાભાવે તે સર્વનો ઉલ્લેખ કરી શકાતો નથી. બંગાળી પુસ્તકોની પરીક્ષાને માટે ઈ. સ. ૧૮૭૩ માં સરકારે એક સેંટ્રલ બુક કમિટી નિમી, તે વેળાએ તે કમિટીના મેમ્બર થવા સારૂ, તે સમયના ડિરેકટર સાહેબે ઇશ્વિરચંદ્રને અત્યાગ્રહપૂર્ણ એક પત્ર લખ્યો હતો. તેના ઉત્તરમાં તેમણે સ્પષ્ટ જણાવ્યું હતું કે–" આપનો અનુરોધ હું ખુશીથી માન્ય કરત, પરંતુ, બે કારણોથી મારાથી તેમ થઇ શકતું નથી. એક કારણ એ કે, ઉક્ત કમિટી જે જે પુસ્તકોના ગુણાગુણનો વિચાર કરશે, તે વિચારનો, એક ગ્રંથકાર તરીકે હું ફળભોગી થઇશ, તેથી એવા સંજોગોમાં મારે એ કમિટીના વિચારકનું પદ ગ્રહણ કરવું, તે કોઇપણ પ્રકારે ન્યાયસંગત થશે નહિ. તે સિવાય મને એમ પણ લાગે છે કે, કમિટીની સભામાં હું ઉપસ્થિત હોઇશ તો મારાં પુસ્તકાદિ સંબંધે સંપૂર્ણ મુકતભાવે મતામત પ્રકાશ કરવાની અન્ય સભાસદોની સ્વાધીનતા કંઇક વિનષ્ટ થશે. આથી હું કોઇપણ રીતે એ કમિટીનો મેમ્બર થવાનો લોભ રાખી શકતો નથી, તેને માટે આપ દયા કરીને મને ક્ષમા કરશો." તેમના આ ઉત્તરથી સહજ સમજી શકાશે કે લોકશિક્ષા અને જ્ઞાનવિસ્તારના મુખ્ય સાધન સ્વરૂપ દેશી સાહિત્યના અને શાળોપયોગી ગ્રંથો, જેમ બને તેમ ઉત્કૃષ્ટ અને પક્ષપાત રહિત પસંદગીવાળા હોવા જોઇએ, એ વિષે તેમના વિચાર બહુ નિષ્પક્ષપાત અને ઉદાર

હતા. આપણા કેટલાક મતિલા લેખકો, પોતાના લેખમાં દોષ દેખાડનાર વિવેચકોને દુશ્મન જેવા દેખી પોતાના પુસ્તકાદિકને સર્વમાન્ય કહેવડાવવાનો નિંદ્ય ઉદ્યોગ કોઇ કોઇવાર કરતા જણાય છે, તે આ ઉપરથી કંઈ ઉપદેશ ગ્રહણ કરશે ખરા કે ? ઇશ્વર તેમને એવી રૂડી મતિ આપો.

## પ્રકરણ ૯ મું.

### વિદ્યાસાગરનું પારિવારિક અને સામાજિક જીવન.

ઇ. સ. ૧૮૩૫ની શરૂઆતમાં ઈશ્વરચંદ્રનું લગ્ન થયું, ત્યારથી તેમના પારિવારિક અને સામાજિક જીવનની શરૂઆત થયા છતાં, એવી વિવાહિત જીંદગીનાં પ્રથમનાં ચૌદ વર્ષ તેમણે અતિશય અશાન્તિમાં કાઢ્યાં હતાં. તેનું એક મુખ્ય કારણ એ હતું કે તેમનાં સહધર્મિણીની ઉમ્મર ૨૨ વરસની થતા સુધી તેમને કંઇ સંતાન થયું નહોતું, તેથી પરિવારનાં સર્વ મનુષ્ય અત્યંત ઉદાસ રહેતાં હતાં, અને તેને માટે જ્ઞાની અજ્ઞાની સર્વ જે પ્રકારના ઉપાયાદિક કરે છે તે સર્વ તેમનાં કુટુંબીઓએ કર્યા પણ હતા. એમ કરતાં ઈ. સ. ૧૮૪૯ ની સાલમાં કાર્તિક માસની અમાવાસ્યાને દિવસે તે બાઇએ એક પુત્ર પ્રસવ્યો, તેથી સર્વ આત્મીય આનંદિત થયાં. એ પુત્ર તે વિદ્યાસાગરનો એક માત્ર વંશધર શ્રીયુત નારાયણચંદ્ર વિદ્યારત્ન ( બંદોપાધ્યાય. ). તે પછી અનુક્રમે તેમને ચાર કન્યાઓ થઇ હતી; મોટી હેમલતા, વચટ કુમુદિની, ત્રીજી વિનોદિની અને નાની શરત્કુમારી.

વિદ્યાસાગર અત્યંત પિતૃમાતૃ–વત્સલ હતા. જનક જનનીને

સુખી કરવાં અને તેમની આજ્ઞા શિરોધાર્ય કરી તેમની મનોવાંછા પરિપૂર્ણ કરવાને પ્રાણપણે પ્રયત્ન કરવો, એ તેમના જીવનનું મુખ્ય લક્ષ્ય અને કર્ત્તવ્ય હતું. બેધડક તે પોતાના નાનાવિધ સુખના વિચારોને, માતા પિતાનાં તનમનની તૃપ્તિને સારૂ તજી દેતા કે ભૂલી જતા. તેમના કોઇ પણ અનુરોધની ઉપેક્ષા તે કદી કરતા નહિ, તેથી અનેક સમયે તેમના પારિવારિક સુખ-ભોગમાં વ્યાઘાત ઉત્પન્ન થતો હતો. ચિરદિન તે પોતાનાં માતાપિતાને પ્રત્યક્ષ અને પૂજનીય દેવતા સમજીને તેમની સેવા સુશ્રુષા કરતા હતા. બહારથી ઘેર આવતા ત્યારે સર્વાગ્રે પિતામાતાની છબીઓને પગે લાગ્યા પછી જ તે પાણી પણ પીતા. તેમણે ભારે ખરચ કરીને એ ઉભય ગુરૂજનોની સુંદર છબીઓ એક સુપ્રસિદ્ધ ઈંગ્રેજ ચિત્રકાર પાસે તૈયાર કરાવીને રાખી હતી.

જીંદગીની શરૂઆતથી માંડીને તે શેષ દિન પર્યન્ત તે ઘણુંખરૂં કલકત્તામાં રહેતા હતા. ખરી જરૂરના પ્રસંગે કોઈ કોઈ વાર જનની, પત્ની અને પુત્ર કન્યાઓને પોતાની પાસે તેડાવીને રાખતા, અને કોઈ કોઈ વાર પોતે **વીરસિંહ** જઇને તેમના ભેગા પણ રહેતા હતા. પરંતુ એક વિધવાવિવાહના વિષયમાં ભાઇઓ વગેરેના આચરણથી અત્યંત નાખુશ થયા, ત્યાર પછી હંમેશને માટે ત્યાં નહિ જવાનો સંકલ્પ તેમણે કર્યો હતો. તોપણ પરિવાર વર્ગના સર્વ મનુષ્યોના ભરણપોષણનું ખરચ તે જ પૂરૂં પાડતા હતા.

તેમણે પોતાના પરિવારના કરતાં અન્ય લોકોની સેવા અધિક કરી છે. જ્યારે તે **વીરસિંહ** જતા ત્યારે ઔષધ, નવાં લુગડાં અને ચકચકીત રૂપિઆ પૈસા સર્વદા પોતાની પાસે રાખી ત્યાંના દુઃખી દરદીઓને ખોળી ખોળીને આપતા હતા. એવા મનુષ્યોના મુખ્ય ત્રણ અભાવ, અન્ન, વસ્ત્ર અને ઔષધ, તે પૂરાં પાડવાને તેમનો જમણો

હાથ સદા તત્પર રહેતો. તેમના એવા આચરણની વાત ચોતરફ ફેલાયાથી એક વેળાએ તે **વીર**સિંહ જઇ રહ્યા હતા તેવામાં પરગામના ૪૦–૫૦ દુષ્ટ આદમીઓએ ભેગા થઈ આવીને ઘણું ધન મેળવવાની લાલચે મધ્યરાત્રિને વખતે તેમના ઘર પર ધાડ પાડી હતી. એ ધાડ પડી ત્યારે તેમના કુટુંબનાં સર્વ મનુષ્યો ઘરમાં સૂતેલાં હતાં, લુંટારાઓ કમાડ ચીરીને અંદર પેઠા તેની ગરબડ સાંભળીને સત્વર પહેરલાં લુગડાં ભેર પાછલે બારણેથી બહાર નીકળીને નાશી ગયાં. ચોરોએ અંદર જઈને **વિદ્યાસાગર**ને બહુ ખોળ્યા પણ તે જડયા નહિ, તેથી જે સરસામાન વગેરે તેમને હાથ લાગ્યું તે સર્વ લુંટી બાંધીને ત્યાંથી ચાલ્યા ગયા. પછી તે દિવસથી **શ્રી**મન્ત નામના એક જોરાવર અને નિમકહલાલ જુવાનને ઘરના ચોકીદાર તરીકે રાખ્યો હતો. એજ **શ્રી**મન્ત, વિધવાવિવાહ વગેરે સામાજિક સુધારાના આન્દોલનથી દુષ્ટ વિરોધીઓ **વિદ્યાસાગર**નો પ્રાણનાશ કરવાનાં કારસ્તાન કરતા હતા, તે વેળાએ તેમના અંગરક્ષક તરીકે તેમની પાસે કલકત્તામાં રહ્યો હતો.

ત્યાર બાદ ઘણી મુદત સુધી સુખે દુઃખે સંસાર વ્યવહાર ચાલ્યા પછી, તેમના પિતા ઠાકુરદાસે સ્વદેશ અને આત્મીય સ્વજનો સર્વને છોડીને કાશીમાં જઇ રહેવાની ઇચ્છા કરી; અને પોતાના પુત્ર **શં**ભુચન્દ્ર દ્વારા તે હકીકત **વિદ્યાસાગર**ને લખી જણાવી. તે વેળાએ **વિદ્યાસાગર** તેમના પ્રિય મિત્ર રાજા **પ્ર**તાપચંદ્ર **સિં**હના મંદવાડને લીધે **મુર્શી**બાદની પાસેના **કાન્દી** ગામમાં એ રાજાને ત્યાં જઇ રહ્યા હતા. ત્યાં **શં**ભુચન્દ્રનો પત્ર મળ્યો, તે વાંચીને તે અત્યંત દુઃખી થયા; અને આકુળ ભાવથી તુરતાતુરત તે પત્રના ઉત્તરમાં તેમણે લખી જણાવ્યું કે, પુત્ર પૌત્રાદિક બહોળો પરિવાર

હોવા છતાં પિતા એકલા પરદેશમાં જઇ રહે, એ કોઇપણ રીતે યોગ્ય લાગતું નથી. શેષ ઉમ્મરમાં તે એકલા વિદેશમાં વસી સર્વે કામકાજ પોતાને હાથે કરી દુઃખી થઇને કાળ ગાળે એ અત્યંત પરિતાપ પામવા જોગ છે. એમને એકલાને કાશીએ મોકલી આપણે અહિં રહીને સુખચેન ભોગવીએ એ ધર્મ નથી. બીજાની વાત તો કહેતો નથી, પણ હું પોતે તો કોઇપણ રીતે મન વાળી શકીશ નહિ. તેમ છતાં તેમને જવું જ હોય, તોપણ આટલી તડામારની શી જરૂર છે? તું તેમના ચરણારવિંદમાં મારા પ્રણામ જણાવીને કહેજે કે, મારા મનને દુઃખ થશે એવા વિચારથી પૂર્વે અનેક વાર તેમણે કષ્ટ સહન કર્યું છે, તો આ વખતે પણ એવી જ રીતે થોડું સહન કરો. હું જલદી ઘેર આવવાની તજવીજ કરૂં છું. તે પછી વિચાર કરીને શું કરવું તે નકકી કરીશું, એ વગેરે બીજી બહુ બહુ અસરકારક વાતો તેમણે લખી હતી. એ પત્ર શંભુચન્દ્રે પિતાને વાંચી સંભળાવ્યો પણ તેમણે પોતાનો વિચાર ફેરવ્યો નહિ, તેથી તેણે તાબડતોબ બીજો એક પત્ર વિદ્યાસાગરને લખીને તેમને ઘેર તેડાવ્યા. તે પત્ર પહોંચતાં જ ઇશ્વરચંદ્રે તડામાર ઘેર આવી, પિતાનો વિચાર ફેરવવાનો થાય તેટલો પ્રયત્ન અને રડારોળ સુદ્ધાં કર્યું, તથાપિ ઠાકુરદાસ એકના બે ના થયા. તેથી આખરે તેમણે લાચાર થઇ અત્યંત દુઃખિત મનથી, તેમની ઇચ્છા પ્રમાણે સુખે કાશીવાસ કરી શકે એવી સર્વ વ્યવસ્થા કરીને તેમને પોતાની સાથે કલકત્તે તેડી જઇ ત્યાંથી કાશી મોકલી દીધા. એ પ્રમાણે એ વેળાએ ગૃહત્યાગ કર્યા પછી ઠાકુરદાસ કદી ઘેર પાછા આવ્યા નથી. તેમનો દેહપાત પણ એ જ પવિત્ર ધામમાં થયો હતો.

એ પ્રમાણે ઠાકુરદાસે એકાએક સંસાર ત્યાગ કરી કાશીવાસ

ર્ક્યાના સંબંધમાં તેમના પુત્ર શંભુચન્દ્રનું કહેવું એવું છે કે, તેમણે એક એવું સ્વપ્ન જોયું હતું કે "જાણે બહુ જલદીથી વિદ્યાસાગર નાના પ્રકારની વિપત્તિઓમાં આવી પડશે. વીરસિંહમાંનું ઘર ઉજ્જડ થશે. વિદ્યાસાગરને સહોદરોનો વિચ્છેદ અને બંધુઓ સાથે વિરોધ થશે." આવા દુઃખદાયક સ્વપ્નના વિચારથી તેમણે એમ ધાર્યું કે, હમણાં બધી વાતે સારૂં છે અને લીલાલહેરની પેઠે વાડી ખીલેલી છે તેવામાં જ ગૃહત્યાગ કરીને દેવધામ કાશી ક્ષેત્રમાં જઇ જીંદગીનો બાકી રહેલો કાળ ગાળવો એ સર્વ વાતે શ્રેય છે. આથી તે જવાને સારૂ એવા વ્યાકુળ થઇ પડયા હતા. તેમનું એ સ્વપ્ન પાછળથી બહુ અંશે સત્ય પણ ઠર્યું હતું. વિદ્યાસાગર અનેક ઉપાધિઓમાં ફસાયા હતા, તેમનું બાપીકું ઘર બળીને શ્મશાન જેવું થઇ ગયું હતું, અને તેમના આત્મીય સ્વજનો તથા બંધુ બાંધવાદિના વિચ્છેદ અને વિરોધનો પણ પાર રહ્યો નહોતો.

ભાઇઓ પ્રત્યે તેમનો સ્નેહ અનહદ હતો. સર્વદા તે તેમના અને તેમના પરિવારના સુખની ચિંતા રાખ્યા કરતા હતા. પોતાની જીવદશામાં તેમને કોઇને કશું દુઃખ તેમણે પડવા દીધું નથી. પરંતુ એ ભાઇઓ તેમના પ્રત્યે જેવો જોઇએ તેવો સદ્ભાવ રાખતા નહોતા. તેમના વચટ ભાઇ દીનબંધુએ સંસ્કૃત પ્રેસ અને તેના પુસ્તકાલયમાં ભાગ મેળવવા માટે તેમના ઉપર ફરિયાદી કરી હતી. પણ પાછળથી ઘણાક સંભાવિત ગૃહસ્થોના સમજાવ્યાથી તે ફરિયાદી તેણે પાછી ખેંચી લીધી હતી. એ બનાવ પછી કેટલાક દિવસ સુધી એ દીનબંધુ, તેમના તરફથી મળતી માસિક મદદ લેતો નહિ; તેથી વિદ્યાસાગર દુઃખી થઇને તેના ખરચને સારૂ જોઇતા રૂપિઆ તેની સ્ત્રીના લુગડાને છેડે બાંધી દેઇને કહેતા કે, "મા, આ લેઇ જાઓ,

દીનાને કહેશો નહિ. તમને દુઃખ પડે છે તે હું જાણું છું. આ રૂપિઆથી ઘરખરચ ચલાવજો." તે પહેલાં ઘણી મુદત ઉપર એજ દીનબંધુએ અત્યંત આગ્રહ કર્યાથી તેમણે તે વેળાના લેફ્ટેનન્ટ ગવર્નર સાહેબને કહીને તેને ડેપ્યુટી માજીસ્ટ્રેટની નોકરી અપાવી હતી. પણ તેણે વગર વિચારે પોતાના ઉપરી જજ્જ સાહેબનું એક પાળેલા હરણનું બચ્ચું, તેના જેવા બીજા કેટલાક ઉચ્છૃંખલોની સાથે મળીને મારી ખાધું હતું તેથી તેને એ નોકરી ખોવી પડી હતી, એટલુંજ નહિ, પણ વિદ્યાસાગર મહા મહેનતે તેને વધારે આફતમાં આવતો બચાવીને ઘેર લાવ્યા હતા. એટલું છતાં પરોપકાર–પરાયણ હોવાથી ઇશ્વરચંદ્ર સર્વદા તેના પ્રત્યે સારો સ્નેહ ભાવ રાખતા હતા.

પાછળ કહી ગયા છીએ કે એક વિધવાવિવાહ સંબંધે સહોદરાદિના આચરણથી અસંતુષ્ટ થઇને તેમણે જન્મભૂમિ વીરસિંહનો હમેશને માટે ત્યાગ કર્યો હતો. તે ઉપરાંત બીજાં પણ અનેક કારણોને લીધે પાછળથી તેમનું મન છેક વૈરાગ્યવાળું થઇ ગયું હતું. સંસારસુખ ઉપરથી તેમની આસ્થા છેક ઊઠી જઇને નિર્જનવાસની ઇચ્છા પ્રબળ થઇ પડી હતી. નીચે આપેલા એક જ તારીખે તેમણે લખેલા પત્રોના સારાંશ ઉપરથી તે વેળાની તેમના તન મનની સ્થિતિનો અને તેમની કર્તવ્યનિષ્ઠાનો વિચાર થઇ શકશેઃ—

**શ્રી શ્રીહરિઃ શરણમ્.**

**પૂજ્યપાદ શ્રીમન્માતૃદેવી શ્રીચરણારવિંદેષુ—**

પ્રણતિ પૂર્વક નિવેદનમિદમ્—

નાના કારણોથી મારા મનમાં સંપૂર્ણ વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. હવે મને ક્ષણ કાળને માટે પણ સાંસારિક કોઇ વિષયમાં લિપ્ત રહેવાની અથવા કોઇની પણ સાથે કશો સંબંધ રાખવાની ઇચ્છા

નથી. વિશેષતઃ હાલ મારા તન મનની અવસ્થા એવી થઈ છે કે, પૂર્વ પ્રમાણે નાનાવિધ વિષયમાં લાગ્યા રહ્યાથી હું વધારે દિવસ જીવું એમ મને લાગતું નથી, તેટલા માટે મેં નક્કી કર્યું છે કે, બની શકશે ત્યાં સુધી હું નિશ્ચિંત થઇને મારી જીંદગીનો બાકી રહેલો ભાગ એકાંત વાસમાં ગાળીશ. હવે આપના શ્રીચરણની આગળથી જન્મારા સુધીની વિદાયગીરી લઊં છું. માતાની આગળ પગલે પગલે પુત્રના અપરાધ થવાની સંભાવના છે. તે પ્રમાણે હું આપના શ્રીચરણની આગળ કેટલી વાર કેટલી બાબતોનો અપરાધી થયો છું, તે કહી શકતો નથી. તેને સારૂ કૃતાંજલિપુટે વિનિત વચનથી પ્રાર્થના કરૂં છું કે, કૃપા કરીને આ અધમ સંતાનના સમસ્ત અપરાધની ક્ષમા કરશો. આપના નિત્ય નૈમિત્તિક વ્યય નિર્વાહને સારૂ માસે માસે જે ત્રીસ રૂપિઆ મોકલાવું છું, તે જ્યાં સુધી આપનો દેહ રહેશે ત્યાં-સુધી બરાબર મોકલતો રહીશ, તે ઉપરાંત આપના પિતૃકૃત્ય અને માતૃ-કૃત્યના ખરચને સારૂ વાર્ષિક બસો રૂપિઆ મોકલીશ. જો કદી કોઈ વાર કોઇ બાબત વિષે મને કાંઇ કહેવા જેવું આપને લાગે તો તે પત્રદ્વારાએ લખી જણાવશો. મેં અનેક વાર આપના શ્રીચ-રણની આગળ નિવેદન કર્યું છે, અને ફરીથી પણ શ્રીચરણની આ-ગળ નિવેદન કરૂં છું કે, જો મારી પાસે રહેવાની આપની ઇચ્છા હોય, તો તેમ કર્યાથી હું મને પોતાને કૃતાર્થ સમજીશ, અને આ-પની ચરણસેવા કરીને ચરિતાર્થ થઇશ. ઇતિ ૧૨ મી. અગ્રહાયણ* ૧૨૭૬ સાલ.

(સ્વાક્ષર) ભૃત્ય શ્રી ઈશ્વરચંદ્ર શર્મ્મણઃ

---

* માર્ગશીર્ષ માસ.

શ્રી શ્રીહરિ: શરણમ્.

ગુણાલંકૃત શ્રીમતી દિનમયીદેવી

કલ્યાણ નિલયેષુ.

શુભાશીર્વાદ પૂર્વક માનદેનમિદમ્.

મારી સાંસારિક સુખભોગની વાસના પૂર્ણ થઇ છે. હવે એ વિષયમાં મને અણુમાત્ર સ્પૃહા નથી. વિશેષતઃ હાલ મારા તન મનની—ઇત્યાદિ.* હવે હું તમારી પાસેથી જન્મારાને માટે વિદાયગિરી લઊં છું અને વિનય વાકયથી પ્રાર્થના કરૂં છું કે, જો કદી મારાથી કોઈ દોષ વા અસંતોષનું કાર્ય થયું હોય, તો દયા કરીને મને ક્ષમા કરશો. તમારો પુત્ર ઉમ્મર લાયક થયો છે, તે હવે પછી તમારૂં લાલનપાલન કરશે. તમારા નિત્ય નૈમિત્તિક વ્યય નિર્વાહને સારૂ જે વ્યવસ્થા કરી આપી છે તેનાથી, વિચાર કરીને ચાલ્યાથી સઘળી જરૂરની બાબતો સુખરૂપે પાર પડી શકશે. છેવટે મારો સવિશેષ અનુરોધ એ છે કે, સકળ વિષયમાં જરા ધીરજ રાખીને ચાલશો. એમ નહિ કરો તો તમે પોતે બહુ દુઃખ પામશો અને બીજાને પણ વિલક્ષણ દુઃખદાયી કરશો. ઇતિ. ૧૨ અગ્રહાયણ ૧૨૭૬ સાલ.

શુભાકાંક્ષિણઃ

( સ્વાક્ષર ) શ્રી ઈશ્વરચન્દ્ર શર્મ્મણઃ

એ જ પ્રમાણે તેમણે દીનબંધુ, શંભુચંદ્ર અને ઈશાનચંદ્ર એ ત્રણે ભાઇઓને પણ એકેકો પત્ર લખ્યો હતો. એ સઘળા પત્રોની બધી હકીકત અત્રે જણાવવી નકામી સમજીને તેમાંથી વિશેષ વિશેષ ભાગ માત્ર જણાવીએ છીએઃ–દીનબંધુને લખ્યું હતું કે–" હવે

* જ્યાં એમ ઇત્યાદિ લખ્યું તે ત્યાં પ્રથમના પત્રમાં લખેલું વાક્ય સમજવું.

તમારી પાસેથી જન્મારાને માટે વિદાયગિરી લઉં છું. જો કદી કાંઇ દોષ કે અસંતોષનું કાર્ય કર્યું હોય તો દયા કરીને મને ક્ષમા કરશો. કદાપિ કોઇ બાબત મને જણાવવાની જરૂર લાગે તો તે પત્રદ્વારાએ જણાવશો. તમારા સાંસારિક વ્યય નિર્વાહને સારૂ માસિક મદદ લેવાની ઇચ્છા હોય તો, તેને સારૂ દરમાસે રૂ. ૭૦ મોકલી શકીશ. એકદમ અધિક આપવાની મારી શક્તિ નથી.

શંભુચંદ્રને લખ્યું હતું કેઃ–" હવે તમારી પાસેથી–ઇત્યાદિ. તમારા સાંસારિક વ્યયનિર્વાહની બાબતમાં જે મદદ કરૂં છું, તે જ્યાં-સુધી મારી આપવાની શક્તિ અને તમારી લેવાની ઇચ્છા રહેશે ત્યાં-સુધી કર્યા કરીશ, કોઇ કારણથી તેમાં ફેરફાર પડશે નહિ. × × છે-વટે મારો સવિશેષ અનુરોધ એ છે કે, બની શકે ત્યાંસુધી સૌ લોકની સાથે, તેમાં પણ વિશેષે કરીને પડોશીઓની સાથે સદ્‌ભાવ રાખીને વર્તશો તો નિર્વિરોધે સંસાર વ્યવહાર ચલાવી શકશો."

નાના ઈશાનચંદ્રને લખ્યું હતું કેઃ–પૂર્વવત્ સમસ્ત. તે પછી– "જો સાંસારિક વ્યયનિર્વાહને સારૂ મદદ લેવાની ઇચ્છા હોય તો દર માસે ત્રીશ રૂપિયા મોકલી શકીશ. તમે જે ધંધો પકડયો છે, તેમાં પણ કંઇક સાહાય કરી છે, તે ઉપરાંત હવે કાંઇ કરી શકીશ નહિ, કાર-ણ કે એકદમ અધિક આપવાની મારી શક્તિ નથી."

તે સિવાય **વીરસિંહ**વાસી સ્નેહી **ગદાધર પાળ**ને પણ તે જ તારી-ખે જે પત્ર લખ્યો હતો તે નીચે પ્રમાણે હતોઃ––

નાનાગુણાલંકૃત શ્રીયુત ગદાધર પાળ ભાઇજી
કલ્યાણભાજનેષુ––

શુભાશીર્વાદ પૂર્વક માનદેનમિદમ્

નાના કારણોથી નક્કી કર્યું છે કે હવે હું વીરસિંહ નહિ આવું.

તમે ગામના મુખ્ય માણસ છો, તથા તમારા દ્વારા ગામના સર્વ સાધારણ લોકોની આગળથી જન્મારાને માટે વિદાયગિરી લઉં છું, અને સર્વને યથાયોગ્ય પ્રણામ નમસ્કાર તથા આશીર્વાદ જણાવીને વિનય વાક્યથી એવી પ્રાર્થના કરૂં છું કે, જો કદિ પણ મેં કાંઈ અપરાધ કર્યો હોય તો સૌ જણ દયા કરીને મને ક્ષમા કરશો. સામાન્ય જનહિતાર્થે ગામમાં જે શાળા અને ઔષધાલયની સ્થાપના કરેલી છે, અને ગામના લાચાર લોકોને દર માસે જે થોડી થોડી મદદ કરૂં છું; તે સર્વ મારી શક્તિ હશે ત્યાં સુધી બંધ થશે નહિ. કેટલાક દિવસ થયાં મારા તન મનની અવસ્થા બહુ મંદ થઈ ગઈ છે, તેથી વધારે દિવસ જીવીશ એમ લાગતું નથી. જ્યાં સુધી જીવું ત્યાં-સુધી જો સાંભળી શકીશ કે તમે સૌ સુખે કાળ ગાળો છો તો અત્યંત સુખી થઇશ. ઇતિ. ૧૨ અગ્રહાયણ ૧૨૭૬ સાલ.

શુભાકાંક્ષિણ.

( સ્વાક્ષર ) શ્રી ઈશ્વરચંદ્ર શર્મ્મણઃ

તે પછી આશરે એક પખવાડિયાની અંદર તેમણે પોતાના પિતાને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતોઃ—

**શ્રી શ્રીહરિઃ શરણમ્.**

**પૂજ્યપાદ શ્રીમત્ પિતૃદેવ શ્રીચરણારવિંદેષુ—**

પ્રણતિપૂર્વક નિવેદનમ્—

નાના કારણથી—ઇત્યાદિ. * એવો સંકલ્પ કરીને શ્રીમતી માતૃદેવી વગેરેને જે પત્રો લખ્યા છે તેની નકલો શ્રીચરણ સમીપે મોકલું છું, ઇચ્છા થાય તો તે પર દૃષ્ટિ કરશો.

* એકાંતવાસમાં ગાળીશ, ત્યાં સુધી સર્વ, માતાને લખેલા પત્ર પ્રમાણે છે.

સાંસારિક વિષયમાં મારા જેવો હતભાગ્ય કોઇ જોવામાં આવતો નથી. સર્વને સંતુષ્ઠ કરવાને સારૂ પ્રાણપણે યત્ન કર્યો છે, પરંતુ આખરે સમજી શક્યો છું કે, એ બાબત જરાએ કૃત્યકાર્ય થઇ શક્યો નથી. જે સૌને સંતુષ્ટ કરવાની તજવીજ કરે છે, તે કોઇને પણ સંતુષ્ટ કરી શકતો નથી, એ પ્રાચીન કહેતી કોઇ રીતે અયોગ્ય નથી. જે સકળ સંસારી લોકની તરફથી દયા અને સ્નેહની આકાંક્ષા રાખી હતી, તેમાંના એક જણના પણ અંતઃકરણમાં મારા ઉપર દયા અને સ્નેહનો લેશ માત્ર પણ નથી, એ બાબત મને અણુમાત્ર પણ સંશય નથી. આવી અવસ્થામાં સાંસારિક વિષયમાં લિપ્ત રહીને ક્લેશ ભોગવવો તે કેવળ મૂર્ખતાનું કામ છે. જે સમસ્ત કારણોથી મારા મનમાં એવો સંસ્કાર ઉપજ્યો છે, તે લખવાની હવે કાંઇ જરૂર નથી.

હવે આપના શ્રીચરણમાં મારી પ્રાર્થના એ છે કે, પિતાની આગળ પગલે પગલે પુત્રના અપરાધ થવાની સંભાવના છે તેથી આપના શ્રીચરણની આગળ કેટલી વાર કેટલી બાબતોનો અપરાધી થયો છું તે કહી શકતો નથી. તેને સારૂ કૃતાંજલિપુટે કાતર વચને શ્રીચરણમાં પ્રાર્થના કરૂં છું કે, કૃપા કરીને આ અધમ સંતાનના સમસ્ત અપરાધની ક્ષમા કરશો.

કાર્યગતિકથી ઘણું દેવું થઇ ગયું છે. એ દેવું પતે નહિ ત્યાંસુધી લોક–સહવાસનો પરિત્યાગ કરી શકતો નથી. હમણાં જેથી સત્વર ઋણમુક્ત થવાય તે વિષે યથોચિત યત્ન અને પરિશ્રમ કરૂ છું. દેવામાંથી મુક્ત થતાં જ કોઇ નિર્જન સ્થાનમાં જઈ વાસ કરીશ. × × × આપના નિત્ય નૈમિત્તિક વ્યયનિર્વાહને સારૂ જે મોકલવામાં અવે છે, તે

જ્યાંસુધી આપનો દેહ રહેશે ત્યાંસુધી મોકલાવ્યા કરીશ. ઇતિ. ૨૫ અગ્રહાયણ ૧૨૭૬ સાલ.

(સ્વાક્ષર) ભૃત્ય, શ્રી ઈશ્વરચંદ્ર શર્મ્મણઃ

ઉપરના પત્રોથી જોવામાં આવશે કે જે વિદ્યાસાગર, સ્વદેશી અને સ્વજનના નાનાવિધ હિત સાધનમાં આત્મોત્સર્ગ કરીને અનેક સંબંધીઓના તરફથી પગલે પગલે પ્રતારિત, વિપત્તિગ્રસ્ત અને નિગ્રહગ્રસ્ત થયા છે, તેમના પક્ષે શાન્તિ મેળવવાનું સ્થાન ક્યાંથી હોય ? તેમના પરિવાર પરિજનોને જો જરા પણ અનુકૂળ ભાવ-વાળા થઇને તેમને પ્રિય કાર્ય કર્યું હોત, તો તેથી પણ સંસારમાં તેમને કંઇક શાંતિ ભોગવવાનું સ્થાન મળત. તેમણે આત્મસ્વાર્થ અને સુખના ભોગે પરના હિતમાં પ્રવૃત્ત થઇને શાન્તિ મેળવવાની આશા રાખી હતી, તે મૃગજળવત્ નિવડી છે. તેથી જ આખરે તેમણે ભગ્ન મન અને શૂન્ય હૃદયથી પિતા માતા, સહધર્મિણી અને બંધુ બાંધવોના આગળ ચિરવદાયની પ્રાર્થના કરી છે. એ વદાય-પ્રાર્થનામાં પણ તેમનો વિનય કેટલો બધો છે !

જે દારૂણ મનસ્તાપથી દગ્ધ થઇને તેમણે ઉપરના સઘળા પત્રો લખ્યા હતા, તેનું પ્રકૃત પરિણામ અને ગુરૂત્વ તેમના પિતૃદેવ સિવાય બીજા કોઇ પણ બરાબર સમજી શક્યા નથી. પિતાના પત્રના ઉત્તરમાં તેમણે એક બીજો પત્ર લખ્યો હતો, તેમાંનો કેટલોક અંશ અહિં ઉતારીએ છીએ.

× × " એ સંબંધે મારે નિવેદન કરવાનું એ છે કે, સંસા-રનો સંબંધ પરિત્યાગ કર્યાથી મને જરાએ નુકશાન નહિ લાગતાં ઉલટો સર્વાંશે સંપૂર્ણ લાભ લાગે છે. આટલા દિવસ અ-શેષ પ્રકારે લાંછના તથા અહોરાત્ર આંતરિક યાતના

ભોગવતો હતો, તેને સ્થાને હવે સકળ પ્રકારે પરિત્રાણ પામ્યો છું. વધારે શું નિવેદન કરૂં, જાણે મને નરકભોગના પછી સ્વર્ગવાસ મળ્યો છે. એવા સંજોગમાં હું ચોરના ઉપર અભિમાન કરીને મિથ્યા ભોંય પર નાંખીને ખાઊં છું, એમ કહેવું યોગ્ય નથી. ગમે તેમ હો, એ બાબત આપ મારા માટે જરાએ દુઃખી કે દિલગીર થશો નહિ. હવે પછી હું અનેક અંશે મનના સુખથી કાળ ગાળી શકીશ એમાં સંદેહ નથી. + + મારી સંપૂર્ણ ઇચ્છા હતી કે, આપની અને જનની દેવીની હયાતી સુધી હું સંસારમાં લિપ્ત રહીને કાળ ગાળીશ. પરંતુ ઉત્તરોતર સર્વે મારા પ્રત્યે એટલી નિર્દયતા દેખાડવા લાગ્યા અને સઘળી તરફથી એટલો અત્યાચાર થવા લાગ્યો કે, તે સર્વ સહન કરીને કાળ ગાળવાનું મારાથી બની શક્યું નહિ. હું આપના શ્રીચરણે અકપટ હૃદયથી નિવેદન કરૂં છું કે, છેક અસહ્ય થઇ પડયું ના હોત, તો હું આપની જીવદશામાં કદી પણ સંસાર–વ્યવહાર ત્યાગ કરત નહિ. × × ×”

પારિવારિક સંસાર–સુખથી તે કેવા વંચિત હતા, તેના દિગ્‌દર્શનને સારૂ ઉપરના પત્રો ખોળી ખોળીને દાખલ કર્યા છે. એ પત્રોથી એમના સામાજિક અને પારિવારિક બંને જીવનની સ્થિતિનો ભાસ થઇ શકે છે. તેમણે ભાઇઓને લખેલા પત્રોના ઉત્તરમાં તે સર્વેએ પણ ગંભીર આક્ષેપપૂર્ણ પત્રો લખીને તેમનું મન વળાવવાની ચેષ્ટા કરી હતી. તેમાંથી દીનબંધુ અને શંભુચન્દ્રના પત્રોમાંની થોડીક હકીકત અત્રે જણાવવા જોગ છે. દીનબન્ધુએ લખ્યું હતું કે:–“આપનો પત્ર વાંચીને અત્યંત દુઃખિત થયો છું. આપણો જે સંબંધ છે, તે પ્રમાણે આ દગ્ધદેહ ભૂમિસાત્ થઇ ભગ્નાવશેષ થાય નહિ, ત્યાંસુધી વિદાયગિરી લેઇ કે આપી શકીશ નહિ. તોપણ આપ નિશ્ચિંત થઇને

એકાંતમાં રહ્યાથી સુસ્થ શરીરે દીર્ઘકાળ જીવતા રહી, બીજા પણ અનેક પ્રકારે જગતની વિસ્તર ઉન્નતિ કરી શકશો, એમ વિચારીને સચ્છન્દ મનથી આપના એકાન્ત વાસને અનુમોદન આપું છું. × × × ×." અને શંભુચન્દ્રે લખ્યું હતું કે, "આપનો ૧૨ મી. અગ્રહાયણનો રજીસ્ટર્ડ પત્ર ૨૮ મી. અગ્રહાયણે મળ્યો તે વાંચીને હૃતકંપ થયો છે. નાના કારણોથી મહાશયના મનમાં વૈરાગ્ય ઉપજ્યો છે અને હવે ક્ષણ કાળને માટે પણ સાંસારિક કોઇ વિષયમાં લિપ્ત રહેવાની અથવા કોઇની સાથે કાંઇ સંબંધ રાખવાની મહાશયની ઇચ્છા નથી, તેથી હું અતિશય દુઃખિત અને મૃતકલ્પ થયો છું. × × × આ વેળાએ મારી પ્રાર્થના એ છે કે, જો કદી કોઇ બાબતમાં હું અપરાધી થયો હોઉં, તો તેને માટે મહાશય મને શિક્ષા કરી શકે છે. આજ દિન સુધી હું મહાશયનો જ અનુગત અને આશ્રિત છું, અને એમ ધારૂં છું કે પિતૃદેવ અને માતૃદેવીના કરતાં પણ મહાશયના પ્રતિ અધિક ભક્તિ રાખતો આવ્યો છું. ઉલટું આજ સુધી દેશમાં રહીને પિતૃદેવ અને માતૃદેવી મારા ભવિષ્યના પ્રત્યે દૃષ્ટિપાત કરીને જો કાંઇ ઉપદેશ આપતાં, તો તે નહિ સાંભળ્યાથી મધ્યે મધ્યે તેમની સાથે મારે ઊંચું મન થતું. મેં કદી સ્વપ્ને પણ મહાશયનું અનિષ્ટ ચિંતવ્યું નથી. મહાશય મારી વાતનો વિશ્વાસ કરતા તેથી બીજા લોક અને ભાઇઓ તથા મહાશયનાં પત્ની અને પુત્ર કદી કદી મહાશયના પ્રત્યે નાખુશ પણ થતાં. × × અત્યારે મહાશય સંસારાશ્રમ ત્યાગ કરવાને ઉદ્યત થયા છે, તે કેવળ મારા દુર્ભાગ્યને લીધે જ થાય છે, તેમાં સંદેહ નથી."

સંસારના સાધારણ લોક અને વિદ્યાસાગરમાં જે પ્રભેદ છે, તે આ સ્થળે જણાઇ આવે છે: સંબંધિઓ વગેરેથી અનેક વાર અનેક

પ્રકારે યાતના ભોગવ્યા છતાં, તેમના કલ્યાણને માટે તે નિરંતર નિયુક્ત રહેતા.

તેમનો એક માત્ર પુત્ર **નારાયણચંદ્ર** દીર્ઘકાળ પર્યન્ત પિતાનાં સ્નેહ મમતાથી વંચિત હતો. પિતાપુત્રના એવા દીર્ઘકાળ વ્યાપી વિચ્છેદની અંદર પુત્રે અનેક વાર પિતાના પ્રિય સાધનની ચેષ્ટા કરી હતી, પરંતુ તે કશાનું સ્થાયી ફળ થયું નહોતું. ઘણી વાર તેણે પિતાને બહુ કાતરોક્તિપૂર્ણ પત્રો લખ્યા હતા, તેમાંનો બંગાળી સન ૧૨૯૫ ના જેઠ માસની અમાવાસ્યાએ લખેલો પત્ર જાણવા અને વિચારવા યોગ્ય સમજીને તેમાંના ઘણાક ભાગનો ઉલ્લેખ અત્રે કરીએ છીએ.

**શ્રી ચરણારવિન્દેષુ**--પ્રણતિપૂર્વક નિવેદનમ્—

આપના ચરણની કૃપાથી મને સર્વ મળ્યું છે. ગમે તે રીતે દસ રૂપિઆ પેદા કરૂં છું સમ્માનનો પણ અભાવ નથી, અને ઉપર ઉપરથી જોતાં તો હું પરમ સુખી છું. પરંતુ મારા અંતરમાં નિરંતર વિષમ કીટ દંશન કરે છે. વેશભૂષાનો પરિત્યાગ કર્યો છે, અને બીજી કોઈ કામનાનો મનમાં ઉદય થતો નથી, કેવળ આપની ચરણસેવા જ આ દાસના મનને કબજે કરી રહી છે. પૂર્વકૃત પાપોનું સ્મરણ થાય છે; અનુતાપથી મન વિકૃત થાય છે અને કેવળ એમજ થયા કરે છે કે, હાય ! એ સકળ પાપકાર્ય દ્વારા પિતૃ-ચરણનો અપરાધી થયો ના હોત તો કેવું સારૂં ! જેવાં પાપ કર્યાં છે તેવો તેનો બદલો પણ પામ્યો છું. આજ જો કદી હું આ પિતૃ-દેવના ચરણાધીન હોત તો જગતની અંદર કેવો ગણાતો હોત, અને તે વિના કેવો થઇ પડયો છું ! જનસમાજમાં અનાદર યોગ્ય થયો છું. આ બધું તો હું સહન કરી શકયો છું; પરંતુ આપની આ ઉમ્મરમાં મંદવાડના વખતમાં હું આપની ચરણસેવા કરી શકતો

નથી, એના કરતાં મારા દુર્ભાગ્યની બાબત બીજી શી વાત હોઈ શકે? મારા જીવનના સૌથી મુખ્ય કર્તવ્યનું પ્રતિપાલન મારાથી થઇ શકતું નથી. એક સમયે આપ કૈલાસવાસી પિતામહદેવની ચરણસેવાને અર્થે કાશી ધામે ગમન કરવાનો ઉદ્યોગ કરતા હતા, તે વેળાએ આપના એક આત્મીયે કહ્યું હતું કે, 'વિદ્યાસાગર, આવા ગરમીના દિવસમાં કાશી જવું એ ભયંકર વાત છે.' તેના ઉત્તરમાં આપે અમ્લાન મુખથી કહ્યું હતું કે, Duty ( કર્તવ્ય સાધન ) કરવાને જવું, તેમાં પ્રાણભય કર્યાથી કેમ ચાલે? ત્યારથી મહાપુરૂષે ઉચ્ચારેલાં એ વેદ-વાક્યો આ અધમના અંતરમાં કોરાઇ રહ્યાં ને આજ હું પોતાના કર્મદોષથી એવી Duty (કર્તવ્ય સાધન) કરવામાં વંચિત થઇ રહ્યો છું.

હાલ હું આપની આગળ આવવા ઇચ્છતો નથી. જ્યારે આપ આ અધમના મુખ સામું જોવાને પણ અનિચ્છુક છો, ત્યારે પછી હું કેવા સાહસથી આપના નજીક વા સમ્મુખે ખડો થઇ શકું? હું અંતરાળે (ઓઠે) રહીશ—ચાકરની જરૂર પડયેથી ચાકરને બોલાવીશ, અને ક્યાંઇ જવાનું હશે તો ચાકરની પેઠે જઇશ, હું ચાકરના પ્રમાણે રહીશ, પછી ક્રમે કરીને જ્યારે અનુગ્રહ થશે, અનુમતિ મળશે, ત્યારે પાસે આવીશ. ત્યાંસુધી કુતરાની પેઠે એક કોરે રહીશ. ગમેતેવો પણ હું આપનો પુત્ર છું. મારી પણ અડધી ઉમ્મર થઈ ગઇ છે. વળી ગમેતેવો પણ આપનો એક પૌત્ર છે, તે જો જીવતો રહેશે, તો તેને મહાશયનો પરિચય આપવો પડશે. અને જો આપ પુત્રને ઠેશ મારી ઠેલી મૂકતા જશો, તો પછી એ પૌત્ર જનસમાજમાં શું કહીને—શું ઓળખાણ આપીને મુખ દેખાડશે! તેના કરતાં તો, જેમ મારા ગળા ઉપર તો પગ દીધો જ છે, તેમ તેના ગળાપર પણ પગ દેઇને મારી નાંખો. ધિક્ જીવન લેઇને રહેવા—જીવવા—કરતાં

મૃત્યુ સારૂ. હું અત્યાર પહેલાં મૃત્યુનો આશ્રય લેત, પણ મધુર ભાષિણી આશાએ મને બચાવી રાખ્યો છે. માબાપની આગળ ક્ષમા ચહાવાની આશા કદી છોડી શકાતી નથી. આ ભવમાં તો મારા અદૃષ્ટથી આવું થયું, પરંતુ મારો પરકાળનો પંથ તો રૂદ્ધ કરશો નહિ. જો આપની ચરણસેવા કરવા ના પામ્યો, તો શી રીતે હું પરકાળમાં ઉદ્ધાર પામીશ ? આપ એકવાર રાગદ્વેષ વર્જિત મનથી–આપના ઋષિ તુલ્ય માધુર્ય અને મનની ઉચ્ચતાથી તદ્ગત ચિત્ત થઇને વિચાર કરી જુઓ વારૂં, કે આપના અધમ સંતાનને તણાતો મૂકવાથી મહાત્માના પૃથ્વીવ્યાપી નામને કંઇ કલંક લાગશે કે નહિ? જે પુરૂષ સહિષ્ણુતાનો આધાર, જેનો દેહ ક્ષમાનું વાસસ્થાન, જેના મનમાં માયાદેવી ચિર વિરાજમાન, અને પારકાનું દુઃખ સાંભળીને જેની આંખોમાંથી અવિરલ અશ્રુજળ વહેવા માંડે તે, તેજ દયાશીલ મહાપુરૂષ પોતાના હતભાગ્ય, અનુતાપાનલથી દગ્ધ અને ભગ્ન હૃદય એકમાત્ર પુત્રને અસંકોચે તણાતો મૂકશે, એ વાતને ભ્રમથી પણ મનમાં સ્થાન આપવાની ઇચ્છા થતી નથી.

પિતા ! એક દિવસને માટે પણ મારા જીવનનું સાર્થક થયું છે. મારા વિવાહ પછી મહાશયે પોતાના તૃતીય સહોદરના પત્રના ઉત્તરમાં લખ્યું હતું કે, “**નારાયણે** સ્વતઃ પ્રવૃત્ત થઇને એ વિવાહ કરીને મારૂં મુખ ઉજ્વલ કર્યું છે, અધિક શું. **નારાયણે** એ વિવાહ કર્યાથી હું ચરિતાર્થ થયો છું.” પિતા ! આ જન્મમાં મારે આના કરતાં બીજું શું સુખ સૌભાગ્ય વાંછનીય છે ? એ જ મારૂં સ્વર્ગ–સુખ છે. આપ રાજાધિરાજ જગન્માન્ય બાપ, અને હું કીટાનુકીટ છોકરૂં, તે મારા કૃતકાર્ય દ્વારા એક ક્ષણને માટે પણ જો મહાત્માના મનમાં અણુ માત્ર પણ સંતોષ ઉત્પન કરી શક્યો હતો, તો તે જ મારૂં પરમ

સૌભાગ્ય અને ગુરૂતર તપસ્યાનું ફળ સમજું છું.

પિતઃ ! હાય ! આ પત્રમાં વારંવાર હું પિતા ! પિતા ! પિતા ! કહીને સંબોધન કરૂં છું, તેથી પણ મારાં રૂવાટાં ઊભાં થાય છે, **બાબા** એવા મધુર શબ્દથી બોલાવવાનું તો આ અભાગીના જીવનમાં બન્યું જ નહિ ! **પ્યારી** જ્યારે **બાબા** કહીને મને બોલાવે છે, ત્યારે મારૂં હૃદય આનંદથી નાચી ઊઠે છે, પણ પછી પાછો તે આનંદ વિષાદ–સાગરનું રૂપ ધારણ કરે છે. તે જ વેળાએ મને પણ તેની પેઠે બાબા કહીને બોલાવવાનું મન થઇ જાય છે, પરંતુ એમ બોલાવી શકીશ નહિ, મિથ્યા આશા કરૂં છું, એમ વિચારીને તરત જ મરણતુલ્ય થઇ જાઉં છું. અને તે સાથે એવો વિચાર પણ થાય છે કે, જો હું હતભાગ્ય આપનો પુત્ર નહિ હોતાં, આપના મનગમતો પુત્ર હોત, તો તે પણ **પ્યારી**ની પેઠે **બાબા** કહીને બોલાવ્યાથી આપને પણ કેટલો આનંદ થાત ! પરંતુ મેં અભાગીએ જન્મીને આપના સકળ સુખમાં અંતરાય આણ્યો છે. અને કદી જન્મ્યો તો મરી ગયો નહિ કેમ ?

મહાશય એકલા વિવ્રત થઇ પડયા છો. જો કદી આજ ગોપાળ * પણ હોત તોપણ સર્વ વાતે સુગમતા થાત. * * * તેથી બહુ પરિવારવાળા વસ્તારી હોવા છતાં પણ આપ એકલા છો. છોકરો, જમાઇ કે ભાઇ એમાંનો એક જણ પણ આ મનપસંદ હો તો આપ તેના ઉપર ભાર નાંખી દેઇને, મંદવાડના સમયમાં દસ દિવસ નિશ્ચિંત થઇને એકાન્તમાં રહી શકત. જ્યારે જ્યારે આપના જીર્ણ દેહ, શૂષ્ક મુખ અને ક્ષીણ સ્વરે વાત કરવાનું મારા મનમાં આવે છે, * અથવા પીડિત શરીરે એક માત્ર ચાકરની મદદ

* વિદ્યાસાગરનો જેષ્ઠ જમાઇ.

લેઇ કમેર્ટાડે જવાનું સાંભરી આવે છે, ત્યારે એમ થઇ આવે છે કે હજુ પણ કેમ હું જીવતો રહ્યો છું ! અને પોતાના કર્મદોષને સારૂ જીભ તાણીને મરી જવાની ઇચ્છા થાય છે.

એક વખતે જે મહાપુરૂષે, જે ધૈર્ય ગુણના આધારે, જે Great peerless man (તુલના રહિત મહાપુરૂષે, જે Demigod (માનવ–દેવતાએ) આહારકાળે વંદો ચાવીને ગળી જઇ અસાધારણ સહિષ્ણુતા દેખાડી હતી, (કારણ કે વંદો જાણ્યાથી બીજાઓ ખાશે નહિ એમ ધાર્યું હતું ) તેજ મહાત્માએ એવી અમાનુષી શક્તિ ધારણ કર્યા છતાં પોતાના છોકરાને ક્ષમા કરી નહિ ! દોષ ગમે તેટલો ગુરૂતર કાં ના હોય, પણ ક્ષમાની આગળ સર્વં તુચ્છ છે, તેમાં પણ વળી માબાપની પાસે. મને ચરણમાં આશ્રય આપ્યાથી, કોઇ દોષ દેશે નહિ, ઉલટું એથી મહાપુરૂષનું મહત્વ દેખાડી શકાશે. વધારે બીજું શું કહું, પણ જો એકવાર કૃપા કરી અમાનુષી ઔદાર્ય ગુણની ઓળખાણ આપીને, પોતાના હતભાગ્ય પુત્રને ચરણસેવામાં નિયુક્ત કરશો, તો જોઇ શકશો કે, સર્વ પ્રકારે પિતૃદેવના મન ગમતો થઇ શકું છું કે નહિ. અને સારો હોઊં કે નઠારો હોઊં, તોપણ સંબંધી લોકોમાં આ હતભાગ્ય જ પ્રથમ છે. આપે કોને માટે શું નથી કર્યું ? તો એકવાર મારે માટે લોકાતીત ક્ષમા ગુણ દેખાડીને, અભાગીને પગ આગળ સ્થાન આપીને એક વખત શેષ પરીક્ષા કરો, હિંમતભેર કહી શકું છું કે, એક ક્ષણને માટે પણ કોઇપણ વિષયમાં અણુમાત્ર પણ આપના અસંતોષનું કામ કરીશ નહિ. સંસારનાં સકળ સુખને જલાંજલિ આપીશ, અને એક મુષ્ઠિ આહાર કરીને આપની ચરણસેવાને સારૂ જીવન–રક્ષા કરીશ. કુતરો જેમ કડકો રોટલો ખાઇને નિરંતર ધણીની મરજી પ્રમાણે વર્તે છે,

તેમ આ અભાગી પણ કૂતરાથી પણ અધમ થઇને પ્રભુના પદતળે પડી રહેશે.

(સ્વાક્ષર) મહાશયનો હતભાગ્ય પુત્ર.

ઉપરનો પત્ર વાંચીને પાષાણ તુલ્ય કઠણ હૃદય પણ પીગળ્યા વિના નહિ રહે. વિદ્યાસાગરની વિરક્તિનું કારણ, તેનું ગુરૂત્વ, પુત્ર નો ઊંડો અનુતાપ અને અનુરાગપૂર્ણ ક્ષમા–પ્રાર્થનાનો ભાવ, પિતાની આગળ પુત્રનો કાલાવાલા પૂર્વક અનુરોધ તથા હકની માગણી, અને પિતા પ્રત્યે ભક્તિપૂર્ણ પૂજ્યભાવ, એ સર્વ આ પત્રમાં પૂર્ણ-રૂપે જણાઇ આવે છે. વાચકવૃંદને એમાંથી અનેક ઉપયોગી ભાવ ગ્રહણ કરવાનું બની શકે તેમ છે, તેથી જ અમે તેના લંબાણપણા પર નજર નહિ રાખતાં દાખલ કર્યો છે. આ પત્ર વાંચીને વિદ્યાસાગરે પોતાના એ એકનાએક પુત્ર પર પ્રસન્ન થઇ કેટલીક મુદત સુધી તેને કલકત્તામાં અને ફૂરાશડાંગામાં પોતાની પાસે બોલાવીને રાખ્યો હતો. અને તે પછી છેલ્લા મંદવાડની વેળાએ પણ તેને પોતાની પાસે રહીને પરિચર્યા કરવા સારૂ તેડાવ્યો હતો.

પોતાના આત્મીય સ્વજનો સિવાય ઇતર દીન દુઃખી લોકોને પણ તે નિયમિત નાણાંની મદદ કરતા હતા. એ મદદનો આંકડો દરમાસે રૂ. ૮૦૦) થી કંઇક વધારે થતો. અને તે જેને જેને આપવાના હોય તેને બરાબર વખતસર મળે જાય તેને માટે તે કલકત્તા છોડીને બહાર ગામ જતા, ત્યારે એ કામ પોતાના ભરોંસાદાર આત્મીયને સોંપતા. પરંતુ તેમાં પણ કોઇ કોઇ વાર તેમને છેતરાઇને ખોટના ખાડામાં ઉતરવું પડતું. એક વાર એ પ્રમાણે એક જણને આપેલા રૂ. ૨૫૦૦) તેણે કોઇને નહિ આપતાં પોતે વાપરી ખાધા હતા, તેથી વિદ્યાસાગર-ને હાલહાલ કલકત્તે પાછા આવી, દેવું કરીને એટલા રૂપિઆ

બીજા આણીને જેમને વહેંચવાના હતા તેમને વહેંચી આપવા પડયા હતા.

આ પ્રમાણે ચોતરફથી તેમના મનને ક્લેશ ઉત્પન્ન થવાનાં કારણ બનતાં, તેમાં એકાદ બાબત માત્ર તેમને મન વાળવા જેવી હતી. શેષ દશામાં જ્યારે તે કન્યાઓની સાથે કલકત્તામાં રહેતા હતા, ત્યારે એ કન્યાઓનાં નાનાં મોટાં સંતાનો તેમના તપ્ત હૃદયને શીતળ કરવાના સાધનરૂપ થતાં. સવાર સાંજ અને નવરાશની વેળાએ જ્યારે તે દિવાનખાનામાં બેસતા, ત્યારે એ કન્યાઓ અને તેમનાં છોકરાં ચોતરફથી તેમને વિંટાઈને ઊભાં રહી, નાના પ્રકારની ગમ્મત અને મસ્તી તોફાન કરીને તેમને આનંદ ઉપજાવતાં અને અન્ય ક્લેશકર વાતો વિસારે પડાવતાં.

આત્મીય સ્વજનાદિની પાસેથી એક રીતે વિદાયગિરી લઈને જ્યારે તે કાંઈક નિશ્ચિંત મનથી એકાંતમાં રહેતા હતા, તેવામાં તેમનાં માતૃદેવી પતિની સાથે કાશીમાં રહેવાની ઇચ્છાથી ત્યાં ગયાં. પરંતુ ત્યાં તેમને નહિ ગોઠયાથી અનેક તીર્થમાં ફરી આવ્યાં. અને પાછાં કાશીએ જઈને ત્યાંથી વીરસિંહ પાછાં આવવાનો ઉદ્યોગ કરવા લાગ્યાં, તે વેળાએ ઠાકુરદાસે તેમને પોતાની પાસે જ રહેવાનો આગ્રહ કર્યો. તેના ઉત્તરમાં તે સતી બાઈએ કહ્યું કે "હજુ તમારે જવાની ઘણી વાર છે. હું જ્યાં હોઇશ ત્યાંથી અહિં આવીને તમારી નજર આગળ જ તમારા પહેલાં દેહત્યાગ કરીશ." આમ કહીને તે ઘેર પાછાં આવ્યાં. પણ આશ્ચર્યની વાત છે કે, તેમના કહ્યા પ્રમાણે જ થયું. તેમના ઘેર આવ્યા પછી કેટલેક દિવસે ઠાકુરદાસને ભારે મંદવાડ થયાના સમાચાર આવ્યા, તેથી તે તથા ઈશ્વરચંદ્ર વગેરે પુત્રો તુરતાતુરત કાશીએ ગયાં. અને સૌએ મળીને સેવાચાકરી તથા

ઔષધાદિ કર્યાંથી કેટલેક દિવસે ઠાકુરદાસને આરામ થઈ ગયો. પછી ઇશ્વરચંદ્ર બીજાં સર્વને તેમની પાસે રાખીને પોતે એકલા કલકત્તે પાછા આવ્યા. પણ તેમના આવ્યા પછી ત્રણ માસે તેમની માતા ભગવતીદેવીને એકાએક વિષૂચિકા રોગ ( કોલેરા) થયાથી તેમણે પોતે કહ્યા પ્રમાણે જ પતિના પગની પાસે, ઇશ્વરચંદ્ર સિવાય સર્વ પરિવારની સમક્ષ, કાશીમાં દેહ ત્યાગ કર્યો. (બંગાળી સને ૧૨૭૭.)

એ પ્રમાણે વિયોગ દશામાં માતાનું મૃત્યુ થાયથી ઇશ્વરચંદ્ર અત્યંત દુઃખિત થયા. અને એક વરસ સુધી બહુ કઠણ તપસ્યા જેવો શોક તેમણે પાળ્યો. એ શોકનું નિવારણ થતા ના થતામાં બં. સને ૧૨૭૯ માં તેમના જમણા હાથ સ્વરૂપ અને સર્વજન પ્રિય તેમના જ્યેષ્ઠ જમાઇનું કોલેરાથી મૃત્યુ થયું, તેથી તે પાછા અપાર શોકસાગરમાં બૂડી ગયા. જુવાન દીકરીને વૈધવ્ય ધર્મ પાળતી જોઇને તેમનું કોમળ હૃદય છિન્નભિન્ન થઇ જતું હતું અને તેથી તેમણે પોતે પણ એ દીકરીની પેઠે જ આહાર વિહારાદિનો સંયમ કરી દીધો હતો. પાછળથી હેમલતાએ પોતાના વૃદ્ધ અને પીડિત પિતાને એ પ્રમાણે બહુ દુઃખી થતા જોઇને કેટલીક છૂટ મૂકવાથી, તેમનું કષ્ટ પણ કંઇક કમી થયું. પોતે સંસારસુખમાં રચ્યાપચ્યા રહી, જુવાન વિધવા બેન દીકરીને બળાત્કારે વૈધવ્ય ધર્મ પાળવાનો પ્રયાસ કરનાર ગુજરાતી હિંદુઓને ઇશ્વરચંદ્રનું આ આચરણ બહુ બોધદાયક છે.

પ્રથમ ઘણી વાર તે પિતાને મળવા સારૂ કાશીએ જતા હતા; પરંતુ જ્યારથી ત્યાં તેમની માતાનું મૃત્યુ થયું, ત્યારથી તેમને કાશીએ જવું ગમતું નહોતું. તેથી ઘણી મુદત થયાં નહિ મળ્યાથી ઠાકુરદાસે એક આગ્રહપૂર્ણ પત્ર લખીને તેમને પોતાની પાસે તેડાવ્યા. તે પ્રમાણે તે તુરત કાશીએ જઇ કેટલાક દિવસ સુધી

પિતાની પાસે રહી, તેમની સેવા શુશ્રુષાદિનો યોગ્ય બંદોબસ્ત કરીને પાછા આવ્યા હતા. તે પછી બં. સને ૧૨૮૩ માં તેમના આખર મંદવાડની ખબર આવી, ત્યારે તે અનેક બંધુ બાંધવોને સાથે લેઇને પાછા કાશીએ ગયા. ત્યાં થોડા દિવસ રહ્યા બાદ વૈશાખ માસની ૧૧ ને દિવસે સંધ્યાકાળે ઠાકુરદાસે દેહ ત્યાગ કર્યો, ત્યારે તે અત્યંત શોકાતુર થઇને અનાથ બાળકની પેઠે છૂટે મ્હોડે રડવા લાગ્યા. પાસેના માણસોએ તેમને બહુ બહુ સમજાવી શાંત કરીને યોગ્ય રીતે તેમના પિતાની અંત્યેષ્ઠિ ક્રિયા તેમની પાસે કરાવી. પરંતુ નબળા શરીરે અત્યંત આક્રંદ કર્યાથી તે જ રાત્રે તેમને પોતાને વિષૂચિકા રોગ થયા જેવાં ચિહ્ન જણાયાથી, અને સૂતકમાં ઔષધ સેવનનો નિષેધ હોવાથી સર્વેએ તાબડતોબ તેમને ત્યાંથી વિદાય કરી દીધા. કલકત્તે પાછા આવ્યા પછી થોડે દિવસે તેમની પ્રકૃતિ સુધરવા માંડી હતી. તે પછી યોગ્ય સમયે પિતાના શ્રાદ્ધાદિ ક્રિયા બહુ સારી રીતે પરિપૂર્ણ કરીને ઘણી મુદત સુધી તે એકાંતમાં જ રહ્યા હતા, અને શાસ્ત્રાલોચના તથા જ્ઞાનચર્ચા અને હોમીઓપાથી ચિકિત્સા-શાસ્ત્રના અનુશીલનમાં જ ઘણોખરો વખત ગાળતા હતા.

એ પ્રમાણેની આશમાની સુલતાની આફતોથી તેમના શરીરની અવસ્થા દિન પ્રતિદિન મંદ થતી ચાલી. જ્યારે જ્યારે તેમની પ્રકૃતિ બહુ બગડતી ત્યારે તે પોતાની સંપત્તિની વ્યવસ્થાનું વિલ કરી રાખતા હતા. તે પ્રમાણે આ વેળાએ પણ તેમણે પોતાનું વિલ કર્યું હતું, અને તે છેલ્લું જ હતું. એ છેલ્લા વિલમાં તેમણે પોતાના વિશ્વાસપાત્ર ત્રણ આત્મીયોને વહીવટદાર નિમીને સર્વ વ્યવસ્થાનો ઘણોખરો ભાર તેમના પર નાંખ્યો છે. તેમાં પોતાના જીવિત તથા મૃત સ્વજન અને બંધુ બાંધવો તથા તેમના પરિવારને

આપવાની માસિક મદદની રકમ રૂ. ૫૬૧ ) અને તે મેળવનારની સંખ્યા ૪૫ ની જણાવેલી છે. તે ઉપરાંત જરૂર પડે તો બીજા ૬ જણને રૂ. ૧૦૫) આપવાનું લખેલું છે. એ વિલની ૧૪મી. કલમ વિશેષ કરીને સર્વને જાણવા જોગ છે. કયા કયા કામમાં તેમને સૌથી વિશેષ અનુરાગ હતો, તે એ કલમ ઉપરથી જાણી શકાય છે.

"૧૪. મારા અવિદ્યમાનકાળે મારી મિલ્કતના ઉત્પન્નમાંથી જે કામમાં જે માસિક ખરચ કરવાનો તે નીચે નિર્દિષ્ટ કર્યો છેઃ—

૧. જન્મભૂમિ વીરસિંહ ગામમાં મેં સ્થાપેલી શાળા. રૂ. ૧૦૦)
૨. ,, ,, ,, ઔષધશાળા. ,, ૫૦)
૩. ,, ,, અનાથ અને નિરૂપાય લોકોને ,, ૬૦)
૪. ,, ,, વિધવાવિવાહ. ,,૧૦૦)

કુલ રૂ. ૨૮૦)

સાધારણ લોકમાં શિક્ષા-પ્રચાર, ઔષધદાન, દીન દુઃખીઓને સહાય તથા વિધવાવિવાહ એ તેમના જીવનવ્યાપી કાર્યકલાપમાં કેવાં જડાયાં હતાં તે ઉપરની વ્યવસ્થાથી જાણી શકાશે.

મિત્રોના દુઃખમાં ભાગ કરવામાં તેમનો જોડો ભાગ્યે જ મળી આવશે. એ વિષયમાં સંખ્યાબંધ ઉદાહરણો તેમના જીવન-વૃત્તાંતમાંથી મળી આવે છે. તેમના એકના એક પુત્ર નારાયણચંદ્રના લગ્નને બીજે દિવસે કુશણ્ડિકાદિ કેટલીક ક્રિયા અને જમણવાર વગેરે અત્યંત આવશ્યક કામ કરવાનાં હતાં, અને તેના ઉદ્યોગમાં તે લાગેલા હતા, તેવામાં કૃષ્ણનગરથી તેમના એક સ્નેહીના ભારે મંદવાડનો પત્ર આવ્યાથી વિવાહનું સઘળું કામકાજ પડયું મૂકી એક કાએલ

દાકતરને સાથે લેઇને તુરતાતુરત તે કૃષ્ણનગર દોડી ગયા હતા, અને ખપજોગ દિવસ ત્યાં રહ્યા હતા.

વ્યવહારમાં અનેક તરેહની વિડંબનાઓ નડયા છતાં સામાજિક જીવનમાં તે બહુ જ મધુર પ્રકૃતિના હતા. આત્મગ્લાનિના વિશેષ કારણ સિવાય સ્નેહી મંડળમાં આમોદ પ્રમોદ, ચાળા ચેટક અને ચિત્તાકર્ષક વાતચિત કરવામાં તે અદ્વિતીય હતા. ગમ્મતની સાથે મીજબાનીની પેઠે મિત્રોએ ભેળા મળીને જમવા સારૂ તેમણે એક ભોજન–સમિતિ ( Gastronomy Club ) નામની આઠ દસ જણની એક નાની મંડળી સ્થાપન કરી હતી. એ મંડળીમાંનો એક મિત્ર એક વેળાએ સૌએ બળાત્કાર કરીને વધારે જમાડવાથી બીજે દિવસે માંદો પડયો, તેને જોવા સારૂ સર્વ મિત્રો તેને ઘેર ભેગા થયા હતા. તે વેળાએ એકે તેની મશ્કરી કરતાં એવું કહ્યું કે, એના પેટનો જ દોષ છે, આપણી મંડળીમાંથી એને બાતલ કરવો જોઇએ. તેના ઉત્તરમાં વિદ્યાસાગરે કહ્યું કે " ના ભાઇ, એને બાતલ કર્યાથી અધર્મ થશે. જે માણસ Martyr to the Cause ( તે કાર્યમાં પ્રાણ આપવાને ઉદ્યત ) છે, તેને કાઢી મૂકીને કોને લઇ રહેશો ? "

ગરજવાનને મદદ કરવામાં અને દુઃખી દરિદ્રીને દાન કરવામાં જો કે તે બહુ છુટા હાથના હતા, પરંતુ નિત્ય વ્યવહારના કામમાં તે બહુ વિચાર કરીને ખર્ચ કરતા હતા અને ગમે તેવી હલકી ચીજ પણ આગળ કામ લાગશે એમ કહીને સંઘરી મૂકતા. ક્યાંઇથી કાગળ પત્ર આવે તેમાં જો થોડો કોરો હોય, તો તે કાપી લેતા અને એક ટેબલના ખાનામાં એવા સર્વ કકડા એકઠા કરી રાખી, સાધારણ ચીઠી ચપાટી લખવામાં તથા પ્રેસમાં છાપી લખી આપવા-

ના કામમાં તેનો ઉપયોગ કરતા હતા. તેમનું કહેવું એવું હતું કે જેનાથી આપનાર લેનાર કોઈને પણ કાંઈ લાભ કે ઉપકાર ના થાય તેવા કામમાં ખરચેલા પૈસાને નકામા ગયા સમજવા જોઈએ.

સામાજિક આચારવ્યવહાર સંબંધે તેમના વિચાર જોકે હાલના સુધરેલા ગણાતા માણસોના જેવા તદન નહોતા, તોપણ બહુ ઉદાર હતા. પિતૃમાતૃ-શ્રાદ્ધાદિ ક્રિયા કલાપમાં તે શ્રદ્ધાવાન હિંદુ હતા; પરંતુ બીજા વિષયમાં સાધારણ લોક-મંડળીથી અનેક ઉચ્ચપદે હતા. સમસ્ત લોક-સમાજને તે પોતાનો સમાજ ગણતા, અને જેની સાથે સૌહૃદસૂત્રથી બંધાતા, તેના ઊંચ નીચપણાનો ભાવ મનમાં લાવીને સ્નેહની શિથિલતા થવા દેતા નહિ. ચિરજીવન તે પ્રચલિત જાતિગત શ્રેષ્ઠત્વ વિસ્મૃત થઈને ગુણગત શ્રેષ્ઠત્વના પરમ પક્ષપાતી રહેતા. તેમના પિતામહની પેઠે તે પણ જેને આચરણમાં અને ગુણમાં સત્પુરૂષ જોતા તેનો જ સમાદર કરતા અને તેને પોતાના સરખો સમજતા એવો સમાદર કરતા. તે બ્રાહ્મણ શૂદ્રનો વિચાર કરતા નહોતા.

---

# પ્રકરણ ૧૦ મું.

## વિદ્યાસાગરની લોકસેવા.

પુણ્યક્ષેત્ર ભારતવર્ષમાં દાન પુણ્ય અને લોકસેવા એ જ સર્વોત્તમ પુણ્યકાર્ય પરાપૂર્વથી શાસ્ત્રસિદ્ધ ગણાતું આવ્યું છે. તે પ્રમાણે એ ભારતજનનીના સુસંતાન વિદ્યાસાગર પણ એવા પુણ્ય દાન અને લોકસેવાના ખરેખરા અનુરાગી હતા. ઇંગ્રેજ લોકના સંગ અને શિક્ષણથી પાશ્ચાત્ય રીતિ નીતિ પ્રમાણે કીર્તિ-દાનનો પ્રથા હાલ પ્રબળ જોવામાં આવે છે, અને તેની ઉપકારિતા પણ કાંઈ ઓછી નથી; તથાપિ જે પ્રકટપણે દાન લઇ શકે નહિ તેવાને

ખરા અણીના પ્રસંગે યોગ્ય સાહાય કરવાની એટલે ગુપ્ત-દાનની મમતા એથી વધારે મનાયલી છે. ઈંગ્રેજોના ધર્માચાર્ય મહાત્મા ઇશુ ખ્રિસ્તે પણ એવો ઉપદેશ કરેલો છે કે "જે તમારો જમણો હાથ કરે તે તમારા ડાબા હાથને જાણવા દેતા નહિ." એવા દાનથી આપનાર અને લેનાર બંનેના આત્માને સંતોષ મળી શકે છે. ઈશ્વરચંદ્ર લોકસેવાના કામમાં રત રહીને એ પ્રકારના દાન પુણ્યના વિશેષ પક્ષપાતી હતા. તેમણે છેક લાચાર દીન હીન દુઃખી દરિદ્રી મનુષ્યોને તેમના જીવનયાત્રા નિર્વાહના કાર્યમાં, તથા અન્ય પ્રયો-જનીય સાંસારિક વિષયકર્મનાં ઉપયુક્ત સાહાય કરવા સાથે, અજા-ચક વૃત્તિવાળા કર્મ-ધર્મ-યોગે દૈવદુર્વિપાકના ભોગ થઇ પડેલા સંખ્યાબંધ મધ્યવિત અને ઉચ્ચ શ્રેણીના આબરૂદારોની પંક્તિમાં ગણાતા મનુષ્યોને યથાઘટિત સાહાયદાન કરીને બૂડતા બચાવ્યા છે. એ વાતનાં અનેકાનેક ઉદાહરણ તેમના જીવનચરિતમાંથી મળી આવે છે, તેમાંથી માત્ર એક જ અત્રે જણાવીને સ્થલાભાવે વિરામ પામીએ છીએ. બંગાળાના અમર કવિ તરીકે ગણાતો સ્વર્ગવાસી માઇકેલ મધુસૂદન દત્ત ઇ. સ. ૧૮૬૩-૬૪માં યૂરોપયાત્રાને પ્રસંગે ફ્રાન્સ દેશમાંના મારસેલિસ નગરમાં દ્રવ્યાભાવે એવી સ્થિતિમાં આવી પડયો હતો કે, તે પ્રસંગે જો દયાસાગર વિદ્યાસાગરે તેને સાહાય કરી ના હોત, તો તે એવા પરદેશમાં દેવાને માટે જેલમાં જવા સાથે તેનાં સ્ત્રી છોકરાંને અનાથાશ્રમમાં આશરો લેવાની જરૂર પડત. એ દત્ત મહાશયના બીજા અધિક ધનવાન અને પ્રતિષ્ઠિત મિત્રો ભારતખંડમાં હતા; અને તેમણે તેને મોટી મોટી આશાઓ અને હિંમત આપીને બારિસ્ટર થવા સારૂ યુરોપ મોકલ્યો હતો. એ મિત્રોની પાસે તથા બીજી રીતે રૂ. ૪૦૦૦ )તેના જમા હતા. તે છતાં જ્યારે તે

એવી ખરી ભીડમાં આવી પડ્યો, ત્યારે તેમાંના કોઇએ તેને સાહાય કરી નહિ, એટલુંજ નહિ, પરંતુ તેના અત્યંત કાતરોક્તિ અને આક્ષેપપૂર્ણ પત્રોનો ઉત્તર સરખો નહિ લખતાં સર્વે રાંડીરાંડોની પેઠે ખૂણે ભરાઇ બેઠા. આવી હાલતમાં એકે આરો નહિ જોયાથી આખરે તેણે બહુ બહુ વિચાર કરીને વિદ્યાસાગરને એક અતિ કરૂણાજનક પત્ર લખી, પોતાની ખરી હકીકત જણાવીને મદદ કરવાની પ્રાર્થના કરી. તે વળાએ વિદ્યાસાગરે પણ નોકરી છોડેલી હોવાથી અને સામાજિક સુધારાનાં તથા વિદ્યા અને જ્ઞાનવૃદ્ધિનાં વિસ્તારનાં અનેક કામો હાથ ધરેલાં હોવાથી, તે અત્યંત દેવાદાર થઈ પડ્યા હતા. તે છતાં તેમણે પોતાના ઋણભારમાં વૃદ્ધિ કરીને પણ એ મધુસૂદનને હજારો રૂપિઆ મોકલાવીને તેનો ઉદ્ધાર કર્યો હતો, તથા તેનો બારિસ્ટરીનો અભ્યાસ પૂરો થતાં સુધીનો ખરચ પણ પૂરો પાડ્યો હતો. એ પ્રસંગે એ મધુસૂદને તેમને લખેલા પત્રો તથા તેમણે લખેલા તેના ઉત્તરો બહુ જાણવા અને વિચારવા ગોગ્ય છતાં ગ્રંથ વિસ્તારના ભયથી તેનો ઉતારો અત્રે કરી શકતા નથી. એ પ્રમાણે તેમની સાહાયથી મધુસૂદન ફ્રાન્સથી ઈંગ્લંડ જઇ બારિસ્ટરનો અભ્યાસ કરી પાસ થઇને પાછો સ્વદેશમાં આવ્યો, ત્યારે પણ તેને ધંધાની સગવડ કરી આપવાને તેમણે બહુ પરિશ્રમ અને ખરચ પણ કર્યો હતો. એવી રીતે તેને અનેક પ્રકારે સાહાય કરી જગતમાં એક પ્રતિષ્ઠિત પુરૂષ તરીકે પંકાવામાં વિદ્યાસાગરે તન, મન અને ધનથી અત્યંત ઉપકાર કર્યો છતાં, તેના બદલામાં આખરે તેમને અત્યંત મનોવેદના ભોગવવા સાથે ગાંઠનું ગોપીચંદન ખોવું પડ્યું હતું. મધુસૂદન સ્વદેશમાં આવીને સારી કમાણી કરવા લાગ્યો, પરંતુ વિદ્યાસાગરે દેવું કરીને ખરા અણીના વખતમાં તેને મોકલાવેલા પૈસામાંથી એક

પાઇ પણ તે પાછી આપી શકયો નહિ. તેથી છેવટે તેમને નિરૂપાય થઇને પોતાની પેદાશના મુખ્ય સાધન સ્વરૂપ સંસ્કૃત પ્રેસનો એ તૃતીયાંશ જેટલો ભાગ પાણીના મૂલે વેચી મારીને તેને મદદ કરવાને કરેલું દેવું ભરવું પડયું હતું. પાછળ જણાવી ગયા છીએ કે લોકોના અત્યાચાર અને કૃતધ્નપણાથી કંટાળીને તેમણે અકાળે વૈરાગ્યાવલંબન કર્યું હતું, તેનાં કારણો આવાં જ પરિતાપજનક હતાં.

ઇ. સ. ૧૮૬૭ ની સાલમાં અનાવૃષ્ટિને લીધે બંગાળામાં ભારે દુકાળ પડયો હતો, ત્યારે તેમણે સરકારને અને જમીનદારો વગેરે ધનવાન લોકોને બહુ બહુ વિનવીને તથા સમજાવીને ભૂખે મરતા ગરીબોના પ્રાણ બચાવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. તેમના એવા પ્રયત્નથી અને વગથી અનેક સ્થળે સરકારી તથા જમીનદારોનાં અન્નસત્ર સ્થપાયાં હતાં અને ત્યાં ઘણા ગરીબોને ખાવાનું મળતું હતું. પરંતુ દયાળુ વિદ્યાસાગરે તેટલાથી સંતોષ નહિ પામતાં પોતાના જન્મસ્થાન વીરસિંહમાં પોતાને ખરચે એક અન્નસત્ર ઉઘાડયું હતું. એ સત્રમાં વીરસિંહ અને તેની આસપાસનાં અનેક ગામના ગરીબોને લાગટ પાંચ છ માસ સુધી મફત ખવડાવ્યા ઉપરાત તેમને પહેરવાનાં વસ્ત્ર અને ઓસડવેસડ વગેરેની પણ સંપૂર્ણ વ્યવસ્થા રાખી હતી. વળી તે સત્રમાં જમતી સ્ત્રીઓમાંથી જેમને પ્રસવનો સમય હતો, તેમને માટે તેમના પોતાના ઘરના કરતાં પણ સારો બંદોબસ્ત કરી આપ્યો હતો. તેમના એ કાર્યથી કેટલાં બધાં મનુષ્યો મરતાં બચ્યાં હતાં અને તેને માટે તેમને કેટલો ખરચ થયો હતો, તેની અટકળ એટલા ઉપરથી જ કરી શકાશે કે તેમના સત્રમાં પ્રથમ તો ૧૦૦-૨૦૦ માણસ રોજ જમતાં હતાં, પણ પછી તેમની સંખ્યા વધીને એટલી મોટી થઇ હતી કે ૧૨ રસોઇઆ રાત

દિવસ રસોઇ કરતા અને ૨૦ જણ પીરસનારા હતા તે છતાં તે પૂરા પડી શકતા નહિ. એ રસોઇઆ અને પીરસનારાઓને રાત દિવસ અખંડ કામ કરવું પડતું, તેથી તેમાંના ઘણાક તો અધવચ કામ છોડીને જતા રહેતા અને તેમને બદલે બીજા નવા રાખવા પડતા. આવો મામલો થઇ પડયાથી વખતે બરાબર બંદોબસ્ત ના રહે એવી આશંકાથી વિદ્યાસાગરે પોતાનો ભાઇ શંભુચંદ્ર જેને એ સત્રની વ્યવસ્થાનો સર્વ કાર્યભાર સોંપ્યો હતો, તેને કલકત્તાથી લખી મોકલ્યું હતું કે, જેટલા પૈસા ખરચ થાય તેટલા થવા દેવા, પણ કોઇએ જરાએ ભૂખ્યું ના રહે સર્વેને બરાબર પેટપૂર ખાવાની સાથે વસ્ત્ર ઔષધ અને માથે ઘાલવાના તેલ સુદ્ધાં બરાબર મળી શકે તેની પક્કી તકેદારી રાખતા રહેવી. વળી વચ્ચે વચ્ચે ઘણીક વાર પોતે પણ ત્યાં આવીને તપાસ અને બંદોબસ્તની પકાઇ કરી જતા. હલકી વર્ણના લોકોનો કોઈ અનાદર કે તિરસ્કાર ના કરે તેને માટે તે પોતે તેમનાં શરીરે હાથ ફેરવીને તેમની ખબર પૂછતા તથા પોતાને હાથે તેમના માથામાં તેલ ઘાલતા, તેથી સર્વના મનમાંથી એમના સંસર્ગની છીટ જતી રહી હતી. તેમના એવા કાર્યથી દેશભરના સઘળી વર્ણના લોકો તેમને **દયાસાગર** કહેવા લાગ્યા. તથા સરકારે પણ તેમના એ કાર્ય અને પરિશ્રમની પ્રશંસા કરીને તેમનો લેખી ઉપકાર માન્યો હતો. પારકાનાં દુઃખ દૂર કરવાને તથા તેમના સુખની વૃદ્ધિ કરવાને સારૂ જ જાણે તેમણે જન્મ લીધો હતો, તેનાં હજારો પ્રમાણુ તેમના પવિત્ર જીવન-કાર્યમાંથી મળી આવે છે: હાલ આપણા ઘણાક ધનવાન ગૃહસ્થો પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે લોક-કલ્યાણનાં કાર્યમાં યથાશક્તિ સાહાય કરતા જોવામાં આવે છે. પરંતુ તેમના એવા સાહાયદાનમાં વિદ્યાસાગરના જેવો નિઃસ્વાર્થ ભાવ જવલ્લે જ જોવામાં

આવે છે. ઘણુંખરૂં લોકમાં વાહવાહ કહેવડાવવા તથા સરકારી અમલદારોને ખુશ કરવા અને તે દ્વારા માન ઇલકાબ મેળવવાની આન્તરિક ઇચ્છા એમાં વિશેષ ભાવે રહેલી હોય એમ લાગે છે. અજાચક વૃત્તિવાળા અથવા એવા બીજા કર્મ-ધર્મ—યોગે દારિદ્રના ભોગ થઇ પડેલા મનુષ્યોને તેમના કહેવાતા દાન ધર્મનો યોગ્ય લાભ મળવો બહુ મુસ્કેલ પડે છે. ઘઉંમાં કાંકરા તુલ્ય કોઇ કોઇ એ વાતના અપવાદ સ્વરૂપ હશે, તેની ના નથી બાકી ખરા ગરજુ અથવા ખુલ્લી સાહાય-પ્રાર્થના કરવા કરતાં મૃત્યુને શ્રેય ગણનાર અને પરિ-શેષે તેને ભેટનાર જેવી સ્થિતિના માણસો, તેમના ઉપરના ડોળથી અજાણે વખતે 'ગરજવાનને અક્કલ નહિ' તે પ્રમાણે તેમના ખરા સ્વરૂપને ભૂલી જઇ તેમનો આશ્રય માગવા જતાં ઉલટા જગત્‌માં વધારે આપદસ્થ થઇ પડે છે. અને તેમની દુર્દશાના કારણ સ્વરૂપ તેમના જે દોષ વગેરે બાંધી મૂઠીની પેઠે જગત્‌ના જાણવામાં ના હોય તે એવાઓના શરણાપન્ન થયાથી પ્રકટ થઇ વગર મોતે તેમને મરવા જેવું પણ કોઇ કોઇવાર થાય છે, એમ અનુભવથી કહી શકાય છે. કારણ કે એવા ધર્મી ગણાતા મનુષ્યો તેમને મદદ કરવાને બદલે ઉલટા તેમના દોષ શોધવામાં અને તેને માટે બ્રહ્મા તુલ્ય બની ઉપદેશ કરવામાં કૃતાર્થતા માની સંતુષ્ઠ થાય છે. પરંતુ દૈવગતિ વિચિત્ર છે. તે તૃણનો મેરૂ અને મેરૂનું તૃણ કરી દે છે; ગમે તેવા ગુણવાન, વિદ્વાન, બુદ્ધિમાન અને સમયસૂચકતાથી ચાલનાર ચતુરોની ચતુ-રાઇ પણ એવા દૈવદુર્વિપાકની આગળ નકામી થઇ પડે છે, તેનો પૂરેપૂરો વિચાર, એવા ભાગ્યોદયથી લક્ષ્મીના લાડીલા થઈ પડેલાને થતો હોય, એમ બહુ જોવામાં આવતું નથી. તેઓ ધર્માદાને નામે લાખો રૂપિઆ જમા કરી રાખે છે; પણ જેમાં માન મળવા જેવું કે

નામના કે વાહવાહ થવા જેવું ના હોય તેવા કામમાં એક પાઇ પણ ખર્ચતાં અચકાય છે અને પોતાનાં કેટલાંક આવશ્યકીય નિત્ય નૈમિત્તિક કાર્ય, જે કર્યાં વિના છૂટકો ના હોય, તેવાં કાર્યમાં તથા જાત્રા વગેરે કરી આવવામાં એવા ધર્માદાના પૈસામાંથી ખર્ચ કરીને ખુશી થાય છે. જો કે બધા દાનેશરીઓ આમ કરે છે એમ કદી કહી શકાશે નહિ જ; તોપણ ઓગણીસમી સદીના પાશ્ચાત્ય સુધારાના પવનના સ્પર્શથી ઘણાક એવી પ્રકૃતિવાળા જોવામાં આવે છે. પ્રસંગવશાત્ આ બાબત જે બોલ બોલવાની અમે છૂટ લીધી છે તે વિચારશીલ વાચકોને અરૂચિકર નહિ થાય એવી આશા રાખીએ છીએ. વિદ્યાસાગર પાશ્ચાત્ય જ્ઞાન અને સુધારાના ભોક્તા, તથા તેમાંના આ દેશને અનુકૂળ અને ઉપયોગી હોય તેવાના પક્ષપાતી હોવા છતાં, દાન, ધર્મ અને લોકસેવાના કાર્યમાં ખરેખરા ભારતવર્ષીય આર્યસંતાન જ રહ્યા હતા.

શારીરિક પ્રકૃતિના સુધારાને સારૂ ઘણી વાર તે વર્ધમાન જઇ રહેતા. પાછલા વખતમાં તે ત્યાંના જે એકાંત રાજભવનમાં થોડા દિવસ જઇ રહ્યા હતા, તેની નજીકમાં ગરીબ મુસલમાનોનાં ઘર હતાં. એ મુસલમાનો રહેતે રહેતે તેમની સાથે એટલા પરિચયવાળા અને તેમની દયા તથા સાહાયને પાત્ર થઇ પડયા હતા કે, તેમનાં છોકરાં તેમના (વિદ્યાસાગરના) ખોળામાં પડીને ખેલતાં, તે છતાં એ બ્રાહ્મણ પંડિતનું ઉપવીત કે ઉપવીત–પરિશોભિત શરીર અપવિત્ર થઇ જતું નહોતું. ધનવાનના કરતાં ગરીબોનો સહવાસ તેમને ઘણો ગમતો હતો; અને તેમના સરળ વ્યવહારથી ખુશી થઇને તેમના દુઃખ દારિદ્રની સઘળી વાત તે લક્ષપૂર્વક સાંભળતા તથા યથાશક્તિ તેનું નિવારણ કરતા હતા. વર્દ્ધમાનના એ ગરીબ મુસલમા-

નોમાંથી જે માંદું થતું તેને ઘેર જઈને તે તેની ખબર અંતર લેતા તથા તેના ઔષધ અને પથ્યનો બંદોબસ્ત કરી આપતા. ઇ. સ. ૧૮૬૯ પછી જ્યારે એ શેહેરમાં કદી નહિ જણાયેલો મેલેરિયા તાવનો ઉપદ્રવ બહુ ભયંકર રીતે પ્રસરીને અનેક લોકના પ્રાણ સંહાર કરતો હતો, ત્યારે તેમણે જાતે ત્યાં જઈને ત્યાંના લોકોને, તેમાં વિશેષે કરીને ગરીબોને ઔષધાદિની યોગ્ય મદદ મળે તેને સારૂ સરકાર અને ત્યાંના જમીનદાર રાજા તરફથી બહુ સારો બંદોબસ્ત કરાવ્યો હતો. તે ઉપરાંત તેમણે પોતાના એક પરોપકાર–પરાયણ સ્નેહી દાક્તરને સાથે રાખીને પોતાને ખરચે ઘણા દુઃખી દરિદ્રીઓને ઘેર ઘેર ફરીને તેમને ઔષધ તથા પથ્યની સાહાયતા કરી મૃત્યુમુખમાંથી બચાવવાનો પ્રયત્ન કર્યો હતો. દીન દુઃખીઓને ઔષધાદિની સાહાય કરવામાં તે જાતિ વર્ણનો જરાએ ભિન્નભાવ રાખ્યા વિના સદા તત્પર અને ચિંતાતુર રહેતા અને તેને સારૂ તેમણે ખાસ કરીને હોમીઓપાથી ચિકિત્સાનું અધ્યયન કર્યું હતું. બંગાળામાં એ ચિકિત્સાના મુખ્ય પ્રવર્તક તરીકે એમને જ કહ્યાથી અતિશયોક્તિ નહિ ગણાય. તેમના જ ઉત્સાહ અને અનુરોધથી કલકત્તાના સુપ્રસિદ્ધ હોમીઓપાથી ડાક્તર શ્રીયુત મહેન્દ્રલાલ સરકાર, જેમની ફી ઓછામાં ઓછી એક મહોર હતી, એ વગેરે અનેક કૃતવિદ્ય ચિકિત્સકોએ એ ચિકિત્સાનું અનુશીલન કરીને વ્યવહારમાં તેનો ઉપયોગ આદર્યો હતો. ઇશ્વરચન્દ્ર જ્યાં જ્યાં જતા ત્યાં પોતાની સાથે હોમીઓપાથી ઔષધના મોટા જથાની પેટી તથા તેને લગતાં ઘણાંક પુસ્તકો સર્વદા પોતાની પાસે જ રાખતા હતા. ઘણા દિવસના અનુશીલનથી એ ચિકિત્સામાં તે એવા પારદર્શી થયા હતા કે ગમેતેવા વિકટ વ્યાધિની ચિકિત્સા પણ ડાક્ટરની સાહાય કે સલાહ વિના

કરી શકતા. એ પ્રમાણે તેમણે પોતાના ખરચથી એટલા બધા રોગીઓની તેમને ઘેરેઘેર રખડીને ચિકિત્સા કરી છે કે તેનું વીગતવાર વર્ણન કરતાં એક મોટો ગ્રંથ થાય. કોઇ પણ રોગીની ચિકિત્સાને સારૂ તેમને બોલાવવામાં આવતા, તો તરત તે પોતાનું ગમે તેવું અગત્યનું કામ પડતું મૂકીને અને ગમે તેટલી અડચણ, દુઃખ અને પૈસાનું નુકસાન વેઠીને પણ ત્યાં જતા અને તેને સારૂં કરવાને જોઇએ તેટલો પરિશ્રમ અને ખરચ કરવામાં પાછી પાની કરતા નહોતા.

નાના પ્રકારની શારીરિક અસુખ અને શ્રમકર માનસિક કાર્યમાં દીર્ઘકાળ વ્યાપ્ત રહ્યાથી તે છેક શિથિલ થઇ પડતા હતા. તેથી તેમણે ઇસ્ટ ઇંડિઅન રેલવે કંપનીના ખર્માટાડ સ્ટેશનની પાસે નિર્જનમાં એક ખેતર વેચાતી લેઇને ત્યાં પોતાને મનપસંદ વાસોપયોગી એક નાનું પણ સુંદર ઘર બાંધ્યું હતું. અને પછી જ્યારે જ્યારે જરૂર પડતી કે ઇચ્છા થતી ત્યારે વિશ્રાંતિને સારૂ કેટલાક દિવસ ત્યાં જઇને રહેતા હતા. પરંતુ વિશ્રામસુખ તેમના તકદીરમાં જ નહોતું. તેમના પ્રકૃતિ ગુણથી એ જંગલમાંનું નિર્જનસ્થાન પણ જલદી જનતાપૂર્ણ થઇ પડયું. તે તરફના ભાગમાં વસતા દરિદ્ર વણકર લોક બહુ સરળ પ્રકૃતિના અને સ્નેહ મમતા તથા આદર યત્ન અને મીઠી મીઠી વાતોના ગુલામ જેવા હતા. તે સાથે તે જાતિનાં સ્ત્રી પુરૂષ બંને બહુ નિર્મળ આચરણનાં હોવાથી દયાળુ વિદ્યાસાગરનાં આત્મીય જેવાં થઇ ગયાં હતાં. એમના દરેક અભાવ પૂરા કરવાને ઇશ્વરચંદ્ર સદા તત્પર રહેતા. રોગી હોય તેને ઔષધ આપતા, વસ્ત્રની ગરજવાળાને વસ્ત્ર આપતા અને અન્નના અભાવવાળાને તે લેવા સારૂ પૈસા આપતા. તે સિવાય તેમને ખાવાપીવાનાં વાસણો

પણ તે લેઇ આપતા હતા. એ લોકોના ઉપર તેમનો એટલો બધો દયાભાવ અને સ્નેહ થઈ ગયો હતો કે વર્દ્ધમાનથી મીઠાઇ મેવા લાવીને તેમને વહેંચતા, અને એમ વહેંચતાં એ લોકોની સ્ત્રીઓ અને છોકરાંના ધક્કા એટલા ખાતા કે તેનો સુમાર નહિ. દરવર્ષે પૂજાને વખતે ( નવરાત્રિમાં ) તેમને સર્વેને નવાં લૂગડાં લેઈ આપતા, અને એ લૂગડાં વહેંચતાં બહુ ધક્કા મૂકી ખાવાં ના પડે તેને સારૂ પ્રથમથી દરેકના નામની જુદી જુદી પોટલીઓ બધી રાખતા તે જેનું તેનું નામ દેઇને આપી દેતા. વળી તેમણે એ વણકરો અને બીજા ગરીબોને શિક્ષણ આપવાને સારૂં પોતાને ખરચે એક શિષ્યવૃત્તિ–શાળા પણ કરી આપી હતી. એ ખર્માટાડનું વાસસ્થાન અને બગિચો તૈયાર કર્યા ત્યારથી **અભિરામ મંગળ** નામના એક જુવાનને તેના રક્ષકોના મુખી અને વણકરો વગેરેને પૈસા વગેરેની બાંધી આપેલી મદદ પહોંચાડનાર તરીકે ત્યાં રાખ્યો હતો. એ માણસના ગુણથી પ્રસન્ન થઇને તેમણે તેના પુત્રને પોતાના ખરચે ભણાવ્યો હતો તથા તેનું લગ્ન પણ કરી આપ્યું હતું.

એ પ્રમાણે મધુસૂદન જેવા સંભ્રાન્ત મનુષ્યનો વિપદુદ્ધાર, અન્નકષ્ટથી મૃત્યુમુખે પતિત મનુષ્યોની પ્રાણરક્ષા, મેલેરિઆથી પીડાતા ગરીબ મુસલમાનો વગેરેને ઘેર ઘેર રખડીને ઔષધ અને પથ્યદાન, તથા દરિદ્ર વણકરોની સાથે આત્મીયતા, એ સકળ તેમણે ખરેખરી સાધુ પ્રવૃત્તિની ઉત્તેજનાના વશીભૂત થઇને જ કર્યું હતું. તેમના જેવા કુલિન બ્રાહ્મણ પંડિત અને જનસમાજમાં તથા પ્રધાન રાજકર્માચારી પુરૂષોમાં અને સ્વદેશી રાજા મહારાજા વગેરે માનવીય મંડળમાં એક સરખી રીતે આદરમાન, પ્રતિષ્ઠા તથા પૂજ્યભાવવાળા સંભ્રાન્ત પુરૂષના પક્ષે એવી અવિચલિત સાધુ પ્રવૃત્તિ જગતમાં

ભાગ્યે જ જોવામાં આવે છે. તેમના લોકાન્તર ગમનથી એક તરફ અનેક વિપત્તિગ્રસ્ત સંભ્રાન્ત લોક બન્ધુ વિહન થયા છે અને બીજી તરફ દુઃખી દરિદ્રીઓ અવલમ્બત શૂન્ય થઇને ચારે દિશાએ અંધકાર દેખે છે.

ગરીબોના બેલી તરીકે અનેક સમયે તેમણે અનેક સંભ્રાન્ત આત્મીય સ્વજનના વિરાગની ઉપેક્ષા કરીને પોતાના મહાપ્રાણતાના ઓળખાણ આપી છે. એક વેળાએ તે એક પૂર્વ પરિચિત મોદીના આગ્રહથી તેની દુકાન આગળ સાધારણ સાદડી પર બેશીને તેની સાથે વાતચીત કરતા હતા. તેવામાં પાડોશના એક ધનાઢ્ય બાબુને એ ઘોડાની બગીમાં બેસીને ત્યાં થઇને જતાં તેમને નમન કરવું પડ્યું, તેથી તેના મનને બહુ માઠું લાગ્યું. પછી જ્યારે તે તેને મળ્યા ત્યારે તેણે એમ જ્યાં ત્યાં અને ગમે તેવાની સાથે બેસવા અને બોલવા માટે તેમને બે બોલ કહેવા માંડયા. તે કહેતામાં જ એ લોકબન્ધુ વીર ગર્જી ઉઠયા કે, “ મારૂં એવું આચરણ તમને શરમ ભરેલું લાગે છે કે ? એમ છે તો મારી સાથે પરિચય નહિ રાખ્યાથી એ બધી પંચાત મટી જશે અને વાટે ઘાટે તમારે અપદસ્થ થવું પડશે નહિ. એ માણસ ગરીબ છે તેથી શું તે તમારા કરતાં ઓછા આદરને પાત્ર ગણાશે કે ? ”

એ પ્રમાણે જેમ તે ગરીબના બેલી હતી, તેમ પોતે પણ બહુ સાદાઇથી અને ગરીબાઇના ડોળથી જ રહેતા હતા. એમ રહેવામાં તે ગમેતેવા મોટા માણસના મનક્ષોભની દરકાર રાખતા નહોતા, એ વાત પૂર્વે તેમણે લેફ્ટેનન્ટ ગવરનર હાલિડે સાહેબને બંગલે પોતાના હમેશના પોશાકમાં જવામાં દેખાડેલી હિંમતના પ્રસંગે જણાવી ગયા છીએ. તેવો જ બીજો એક પ્રસંગ તે પછીના લેફ્ટેનન્ટ ગવરનરસાહેબના સંબંધ-

માં પણ બન્યો હતો. સંસ્કૃત શાસ્ત્ર વિષેના તર્ક વિતર્ક સંબંધે છોટા લાટ સાહેબને તેમની જરૂર હતી, તેથી તે સાહેબે તેમને તેડું કર્યું, તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે " હાલ કેટલાક દિવસ થયાં હું પિતૃહીન થઈને અતિ દીનભાવે દિન ગાળું છું તેથી મારા મનની અવસ્થા અને મારો પોશાક વગેરે કોઈપણ ઠેકાણે જવા યોગ્ય નથી. તેટલા માટે જો આપને અપમાન થયું ના લાગે, અને ખરેખરૂં પ્રયોજન હોય જ, તો હું અનાવૃત દેહે આપના મહેલમાં આવીને આપની મુલાકાત કરી શકીશ." તેના ઉત્તરમાં ગરજ સૌથી બડી ચીજ પ્રમાણે એ સાહેબે તેમને આવવાનો અનુરોધ કરીને જણાવ્યું કે, " "આપ જેમ હો તેમજ આવશો તેમાં મને કશો વાંધો નથી." તેથી પછી તે નિર્ભીક ભાવે ખુલ્લા પગે અને ઉઘાડા શરીરે એ નામદારની સમક્ષ હાજર થઈને, જે કહેવાનું હશે તે કહી સમજાવીને પાછા ચાલ્યા આવ્યા હતા.

ગરીબ કુટુંબનો કમાનાર માણસ કવખતે મરણ પામ્યાથી તેના કુટુંબનાં માણસોને ભુખે મરવા દહાડો આવે છે. તેથી એવા લોકોના હિત અને કલ્યાણને સારૂ વિદ્યાસાગરે બીજા થોડાક સદાશય ગૃહસ્થોની સહાયતાથી " હિંદુ પારિવારિક વૃત્તિ ભાન્ડાર " નામે એક ફંડ સ્થાપન કર્યું હતું. એ વૃત્તિ ભાન્ડારની સહાયતાથી આજ અસંખ્ય કુટુંબો આ સમયે અન્નકષ્ટમાં આવી પડયાથી માસિક મદદ મેળવીને જીવન ધારણ કરી શકે છે. એ ભડાર સ્થાપન થયા પછી કેટલેક વર્ષે તેને લગતી ઓફિસના એક કામદારના સંબંધે બીજા એક આગેવાન વ્યવસ્થાપકની સાથે પોતાને મતાન્તર અને પછી મનાન્તર થયાથી વિદ્યાસાગરે તેની સાથેનો પોતાનો સંબંધ છોડી દીધો હતો. અને એમણે સંબંધ છોડયાથી તેના વજનદાર ટ્રસ્ટીઓ

પણ તેનાથી છૂટા થઇ ગયા, તેથી તે ફંડ ભાગી પડવાની દહેશત ઉત્પન્ન થઇ હતી. પરંતુ ગરીબોના બેલી ઇશ્વરે ગમે તે રીતે તેને ટકાવી રાખ્યાથી હાલ તે પાછું ઉત્કૃષ્ટ અવસ્થામાં આવીને અત્યંત ઉપકાર કરે છે. વિદ્યાસાગરે તેમના જાતિસ્વભાવ પ્રમાણે મતભેદ થયાથી એ ફંડની સાથેનો સંબંધ છોડી દેતાં એને ધોકો પહોંચવાનો વિચાર ના કર્યો, એ સારૂં કર્યું નહિ. તેમ જ તેમની સાથે કામ કરનાર કારભારીઓએ પણ તેમના જીદ્દી સ્વભાવથી જાણીતા હોવા છતાં, અને તે વેળાએ તેમના સંબંધની ખરેખરી જરૂર જાણ્યા છતાં તેમનું મન રાખવાનો રસ્તો કાઢયો નહિ એ ઠીક ના કર્યું. એ ફંડ જો ભાગી પડયું હોત તો તેની કાળાલીટી બંનેને માથે આવત જ. એવાં ઘણાં લોકહિતનાં કામમાં ઇશ્વરચંદ્ર ઉમંગથી જોડાતા અને ઘણો પ્રયત્ન કરતા; પરંતુ એ પ્રમાણે મતભેદ થતો, તો બીજાને ખશેડવાની ઇચ્છા નહિ કરતાં પોતે જ તેનાથી દૂર થઇ જઇ ક્લેશનો અંત આણતા.

લોકહિતના કામમાં મદદ કરતી વેળાએ તે પોતાના દુઃખનો કે સગવડનો વિચાર કર્યા વિના તેમાં આગેવાની ભર્યો ભાગ લેઇને અન્ય ઉપયુક્ત ધનવાનોને ઉત્સાહ વધારવાનું કરતા હતા. વિજ્ઞાન ચર્ચાને માટે ડા. મહેન્દ્રલાલ સરકારે ભારત સભાની સ્થાપના કરી, ત્યારે તેમણે અનેક સંપન્ન લોકોએ ભરેલી રકમોનો અતિક્રમ કરીને વિજ્ઞાન અને શિક્ષા વિસ્તારના સુહૃદરૂપે એ સદનુષ્ઠાનમાં સર્વથી વધારે એટલે રૂ. ૧૦૦૦ ) આપ્યા હતા. આપણા લાખોનાં લેખાં ગણનાર લક્ષ્મીના લાડીલા તેમના આવા ઉદાહરણનું અનુકરણ કરશે કે?

માતા પિતાની ઉત્તરક્રિયા કરવા સારૂ જરૂર જણાવનારને તે સાહાય કરતા. કન્યાદાન દેવાની વિપત્તિવાળાને તથા પુત્રને જનોઈ

દેવાને અટકી રહેલા બ્રાહ્મણને જોઈતી સાહાય કરતા, તથા દૈવયોગે દેવાદાર થઇ જવાથી ઘરબાર અને માલમિલ્કત ખોઇ બેઠી અન્નવસ્ત્રને માટે ટળવળનાર અજાચક વૃત્તિવાળાનો બને તેટલો ઉદ્ધાર કરતા. વળી રોગ દુઃખ વગેરે આસમાની સુલતાની આફતોથી તંગીમાં આવી પડેલા આબરૂદારના અને તેના કુટુંબના નિર્વાહ તથા આબરૂના સંરક્ષણને માટે સાહાય કરવામાં તે સદા પોલો હાથ રાખતા હતા. વિપદમાં પડયાથી તેમની મદદ માગનાર કોઇપણ નિર્મુખ પાછું ફર્યું નથી, એટલું જ નહિ, પણ ઘણા વિપત્તિવાળા ગૃહસ્થોને આગ્રહ કરીને દુઃખના દહાડા ટૂંકા કરવા સારૂ દેવું નહિ કરતાં તેમની મદદ લેવાને કહેતા કહેવરાવતા. એ ઉપરાંત દેશના અનેક સ્થળોના દીન દરિદ્રીઓ માસે માસે તેમના તરફથી અમુક અમુક રકમની મદદ મેળવીને તેમનો સંસાર ચલાવતા હતા. વળી એવી માસિક મદદ મેળવનારને પ્રસંગાવશાત્ સામાયિક સાહાય પણ કરીને તેમની ભીડ ભાગતા હતા. અને સર્વથી સ્તુતિપાત્ર તો એ હતું કે, એવા સાહાય દાનમાં તે ન્યાત જાત કે ઉંચ નીચનો ભેદ નહિ રાખતાં સર્વને “વસુધૈવ કુટુંબકમ્” પ્રમાણે ગણતા હતા. સુધારાને નામે ભ્રષ્ટાભ્રષ્ટ કે અભક્ષાભક્ષનો ભેદ નહિ ગણી અન્ય પ્રસંગે ઊંચા થઇ બેસનાર અને જાત્યાભિમાનનું મિથ્યા ડોળ ઘાલનાર આવું જાતીય બન્ધુત્વ રાખતાં શીખે તો દેશને કેટલો લાભ થાય ?

તેમનો એવો રિવાજ હતો કે જમવાની વેળાએ અથવા તેનાથી કંઇક વહેલે મોડે જે કોઇ ધનવાન કે દરિદ્ર, ઊંચ કે નીચ તેમને મળવા અથવા ગમે તે કામે તેમને ઘેર આવતા, તેમને સૌથી પ્રથમ એ જ પૂછતા કે તમે જમ્યા છો કે નહિ? અને જો ના જમ્યા હો તો તુરતાતુરત તેમને જમાડયા પછી જે કામ હોય

તે કરતા. કેટલાક લખેશરીઓને ત્યાં કૂતરાને કકડો નાંખવાનો પણ હિસાબ લેવાય છે, તેમના અને વિદ્યાસાગરના રસોડાખર્ચમાં કેટલો તફાવત હશે તેનો ખ્યાલ વાચકોથી સહજ થઇ શકશે.

પરંતુ દીર્ઘકાળ પર્યંત લોકની પ્રવંચના, પ્રતારણા અને મિથ્યાચરણ જોયાથી, પાછળથી તેમના મનમાં આપણા દેશીઓના આચરણ પ્રત્યે વિજાતીય ઘૃણા ઉત્પન્ન થઈ હતી. એક તરફ તે પ્રેમિક હૃદય પુરૂષ, મનુષ્ય માત્રના પ્રત્યે મહાપ્રેમથી અનુપ્રાણિત હોવા સાથે બીજી તરફ તેમનાં આચરણથી ભગ્ન હૃદય અને વિશ્વાસ વિહીન થઇ ગયા હતા. આવી અવસ્થા કેવી યંત્રણાદાયક છે, તે, જેમણે મનુષ્યોને પ્રેમદૃષ્ટિથી જોયાં છે, અને જેમના પ્રેમાળ હૃદયે આકાશ સદૃસ્ય બહુ વિસ્તૃત સહાનુભૂતિના છેડાપર્યંત દોડાદોડ કરી છે, તેઓ જ માત્ર સમજી શકશે. માણસોના નિર્મમ વ્યવહારથી હૃદયનો સરસ ભાવ કેવો વિનષ્ટપ્રાય થઇ જાયછે, તે તેમના અને તેમનાજેવા સિવાય બીજા કોઇ સમજી શકવાના નથી. તેમના જીવનના છેક પાછલા ભાગમાં તેમણે પોતાની જીંદગી ભોગવવાની અભિજ્ઞતા વિષે ઉલ્લેખ કરીને કહ્યું હતું કે, "આ દેશને ઉદ્ધાર થતાં બહુ વિલમ્બ લાગશે. પુરાતન પ્રકૃતિ અને પ્રવૃત્તિવાળા મનુષ્યોની ખેતી બંધ કરી દેઈ, સાત પુરૂષ પૂર માટી ખોદી કાઢી, નવા મનુષ્યોની વાવણી કરી શકાય, તો જ આ દેશનું ભલું થાય." અમુક જણ તમારી નિંદા કરે છે, એમ જો કોઇ તેમને કહેતું, તો તે એમ જ કહેતા કે "ઉભા રહો હું વિચાર કરી જાઉં, એ માણસ મારી નિંદા શા માટે કરે છે? મેં કદી પણ એનો ઉપકાર તો કર્યો નથી!" છેવટ છેવટ એમની ધારણા એવી થઈ ગઇ હતી કે, ઉપકૃત મનુષ્યોમાંના ઘણાખરા કૃતઘ્ની થાય છે

દિલગિરીની વાત છે કે તેમના જેવા મહાનુભાવ પુરૂષ લોકસેવાના

અને લોકસુખનાં કાર્ય કરવા જતાં પગલે પગલે હૃદયમાં વ્યથા પામ્યા છે; અને તેથી તેમનું શાન્ત હૃદય અને કોમળ મનપ્રાણ વારંવાર એવાં સંતપ્ત અને દગ્ધ થયાં છે. પરોપકાર કરવા જતાં તેમણે જીવનવ્યાપી ક્લેશ ભોગવ્યો છે; તે છતાં લોકોનાં દુઃખ નિવારણ કરવાને તે કદીપણ વિમુખ થયા નથી. મનુષ્યનું દુઃખ સાંભળતાં જ તેમના કોમળ પ્રાણમાં દયાનો સંચાર થતો. તેમનો પ્રેમભાવ એવા સરળ અને ખરા મનનો હતો કે, મનુષ્યો તો શું, પણ પશુ પક્ષીઓ પણ તેમના વશવર્ત્તી થઇ રહેતાં. ધૂર્તશ્રેષ્ઠ પક્ષી કાગડા પણ તેમની પાસે આવીને તે જે ખાવાનું આપતા તે નિર્ભયપણે તેમના હાથમાંથી લેઇને ખાતા હતા.

## પ્રકરણ ૧૧ મું.

### વિવિધ વિષયમાં વિદ્યાસાગરનો સંસર્ગ.

આત્મીય સ્વજનોના દુઃખમાં અંતઃકરણ પૂર્વક ભાગ કરનાર તથા નિઃસ્વાર્થ અને નિર્લોભતાથી સત્ય અને ન્યાયપુરઃસર વર્ત્તી તેમનું અને તેમના વંશજોનું કલ્યાણ કરવામાં તત્પર, તેમના જેવા નિષ્ઠાવાન પુરૂષો થોડાજ જડી આવશે. પાઇકપાડાના બહુ ગુણવાન, બુદ્ધિમાન અને વિદ્વાનોના ગુણજ્ઞ રાજા પ્રતાપચંદ્ર સિંહ બહાદુરની સાથે તેમને બહુ આત્મીયતા હતી. ઇ. સ. ૧૮૬૬ ના અંતે એ રાજાનું મૃત્યુ થયું તે વેળાએ તેણે પોતાની સર્વ માલમિલ્કત અને નાની ઉમ્મરના છોકરાઓની સઘળા પ્રકારની દેખરેખ રાખવાનો સઘળો ભાર, વિદ્યાસાગરની અત્યંત અનિચ્છા છતાં પણ તેમના પર નાંખી, તેમને અભિભાવ અને વ્યવસ્થાપક નિમ્યા હતા. તેથી આખરે તેમણે શોકદગ્ધ આત્મીય રૂપે દીર્ઘકાળ સુધી એ રાજાના સર્વ કામકાજનો કારભાર

કર્યો હતો; અને તેની રાજસંપત્તિ જેથી સુરક્ષિત અને સુપરિચાલિત થાય, તથા બાળક રાજકુમારો સુશિક્ષા ગુણથી તેમના પિતાના જેવા સજ્જન સમાજના વરણીય થઇ શકે, તેને માટે તેમણે અનતો યત્ન, પરિશ્રમ અને ઉદ્યોગ કરવામાં જરાએ ઉણપ રાખી નહોતી. સરકારે પણ તેમને જ પ્રધાન વ્યવસ્થાપક નિમ્યા હતા. તેમ છતાં તેમણે ગાંઠનું ખાઇને એ રાજાની સંપત્તિમાંથી એક પાઇ પણ લીધી નહોતી. અન્ય કૂટ રાજકારસ્તાનીઓ સહજ ભાવે અત્યંત દ્રવ્ય ઉપાર્જન કરી શકે એવા એ પદે કરતા કારવતા તરીકે રહ્યા છતાં, એક દરિદ્ર બ્રાહ્મણ તનય નિર્લોભ રહી, ઉલટું પોતાના સ્વાર્થને કેટલુંક નુકશાન પહોંચાડી, પોતાનો ધર્મ સમજીને ચાલે, એવા ઇશ્વરચંદ્રના જેવા ભારત જનનીના કુળદીપક પુત્રો જવલ્લે જ જડી આવશે. એવા ન્યાયાચરણવાળા નિષ્કલંક વીરમર્દોની જનેતા જ જનની નામને યોગ્ય છે. કોઇ કવિએ કહ્યું છે કેઃ—

**गुणीगणगणनारंभे, न पतति काठनि सुसंभ्रमाद्यसय ।**
**तेनाम्बा यदि सुतनी, वद, वन्ध्या किदृशी भवति ॥**

તેમના એવા નિઃસ્વાર્થ નૈષયિક કાર્ય કલાપને ઉજ્વળ કરી દેખાડે એવું એક બીજું ઉદાહરણ પણ ઉલ્લેખ કરવા યોગ્ય છે. ઘણી લાંબી મુદત થઇ ગયા પછી તેમણે અયાચિત ભાવે—માગણી કે ઉઘરાણી કર્યા વિના—વ્યાજ સહિત રૂ. ૪૯૧૧ના ‘ સરકારના મારી પાસે લેણા નીકળે છે, એમ જણાવીને યથાસ્થાને ભરી દીધા હતા. એ રૂપિઆ સરકાર તેમની પાસે માગે છે કે નહિ, એ વાત કેવળ સરકારના જાણવામાં નહોતી, એટલું જ નહિ, પણ સરકારી હિસાબ કિતાબમાં પણ કોઇપણ ઠેકાણે એ રૂપિઆ વસુલ થયા વિના બાકી રહ્યાનો દાખલો, કે હિસાબમાં ભૂલ થયાનો પત્તો સરખો નહોતો. તે

છતાં તેમણે સ્વતઃપ્રવૃત્ત થઈને એ રૂપિઆ સરકારમાં ભરી દેઇ પોતાનું મનુષ્યત્વ, ન્યાયનિષ્ઠા અને પરસ્વ વિષયમાં લોભ સંવરણનું અત્યુ-કૃષ્ટ દૃષ્ટાન્ત દેખાડયું છે.

પાછળ જણાવી ગયા છીએ કે સંસ્કૃત પ્રેસનો એ તૃતીયાંશ જેટલો ભાગ વેચી દેઇને તેમણે મધુસુદનનો માટે કરેલું દેવું પતાવ્યું હતું. એ વેળાએ તેમના ઉત્પન્નનો મુખ્ય આધાર એ પ્રેસ, પ્રેસને લગતું સંસ્કૃત પુસ્તકાલય તથા પોતે રચેલાં પુસ્તકોના નફા ઉપર હતો. એ વિષેના સઘળા કામકાજની દેખરેખ તે પોતે રાખતા હતા. પરંતુ અનેક અગવડોને લીધે કાયર થયાથી પુસ્તકાલયની માલકી છોડી દેવાનો તેમણે સંકલ્પ કર્યો. અને એક દિવસપોતાના કૃષ્ણનગરવાશી મિત્ર વ્રજનાથ મુખોપાધ્યાયને એ સંકલ્પ જણાવ્યાથી તે મિત્રે કહ્યું કે "જો આપ નાખુશ નહિ થતાં એ પુસ્તકાલયનું ધણીપણું છોડી દેતા હો, તો હું તે ગ્રહણ કરીને આપની પસંદગી પ્રમાણે તેનો કારભાર કરી શકીશ." એ પુસ્તકાલય જો તે વેચી દે તો ઘણા હજાર રૂપિઆ તે જ વેળાએ તેમને મળે તેમ હતા; અને એ પ્રમાણે રૂપિઆ આપીને લેવાને ઘણા જણ તૈયાર પણ હતા. પરંતુ ઉપર પ્રમાણે તેમના મિત્ર વૃજનાથે તે લેવાની ઇચ્છા જણાવી, તે વેળાએ તેમણે "ત્યારે જાઓ ભાઇ, તમને આપી દીધું" એમ કહ્યું હતું, તે તેમણે ફેરવ્યું નહિ. રૂપિઆ આપીને વેચાતી લેવા તૈયાર થયેલા માણસોએ જ્યારે તે-મને બહુ કાયર કરી મૂક્યા અને તેઓ થેલીઓ લઇ લઇને તેમને ઘેર ધક્કા ખાવા લાગ્યા, ત્યારે તે સર્વેને તેમણે એવો સ્પષ્ટ જવાબ દેઇ દીધો કે "એનું મૂલ્ય વીસ હજાર રૂપિઆ હશે, તોપણ મેં વ્રજ બાબુને એનું દાન કર્યું છે, એટલે હવે તમારા કોઇનો કશો પ્રયત્ન કામમાં આવનાર નથી." ધન્ય છે એવી ઉદારતાપૂર્ણ દૃઢ પ્રતિજ્ઞાને.

હિંદુ પેટ્રીએટના જગપ્રસિદ્ધ એડિટર સ્વર્ગવાસી રાય કૃષ્ણદાસ પાળ બહાદુરને એ પત્રના એડિટર તરીકે પસંદ કરનાર તથા નિમનાર ઇશ્વરચંદ્ર જ હતા. એ રાય બહાદુરે દેશીઓને હાથે ચાલતા ઇંગ્રેજી પત્રના સંપાદક તરીકે, એ પત્રને તથા પોતાને સ્વદેશમાં વિખ્યાત કરીને ઉત્તમ પ્રતિપત્તિ મેળવી અમરત્વ પ્રાપ્ત કર્યું છે, તે કોઇથી અજાણ્યું નહિ હોય. કામને યોગ્ય મનુષ્યની પસંદગી કરવામાં તે કેવા વિચક્ષણ અને ગુણજ્ઞ હતા તે એથી જણાઇ આવે છે. મેટ્રોપોલીટન ઇન્સ્ટીટયુશનની ઉન્નતિને માટે, એ પ્રકારનાં બીજાં સર્વ વિદ્યાલયોમાં અપાતા પગાર કરતાં વધારે પગાર આપીને પણ યોગ્ય અધ્યાપકો નિમવામાં પણ તેમણે એવી જ ખબડદારી અને ઉદારતા વાપરીને એ ઇન્સ્ટીટયુશનને ઉત્કૃષ્ટ બનાવ્યું છે.

શ્રીયુક્ત કાળીપ્રસન્ન સિંહે મહાભારતનું ભાષાંતર કરી અક્ષય કીર્તિ મેળવી છે. એ કામમાં પણ ઇશ્વરચંદ્ર જ તેમના પૃષ્ટપોષક રૂપે ખડા રહ્યા હતા, અને તેથી જ તે કામ સર્વ પ્રકારે સુસંપન્ન કરવાને એ સિંહ મહાશય શક્તિમાન થયા હતા.

બંગાળામાં ગૌશીતળાના કાયદાનો અમલ થવામાં લોકોની અજ્ઞાનતા અને હઠથી બહુ બહુ અડચણો ઊભી થઇ હતી. તે કામમાં પણ તેમણે નવદ્વીપાધિપતિ મહારાજ શ્રીશચંદ્ર જે હિંદુસમાજના શીર્ષસ્થાનીય ગણાતા હતા તેમને સંમત કરીને સરકારને સારી સહાયતા કરી હતી.

ઇ. સ. ૧૮૬૪ ના જાનેવારીની ૧ લી. તારીખે જર્મનીના લિપઝીક નગરમાં મળેલી દુનિયાની વિદ્વાન મંડળીએ તેમને સમ્માન ચિહ્નથી સમ્માનિત કરી તે વિષેનો એક પત્ર જર્મન ભાષામાં લખી મોકલ્યો હતો.

ઇંગ્રેજ સરકારે તેમને સંસ્કારપ્રિય હિંદુસંપ્રદાયના અધિનાયક તરીકે કબુલ કર્યા હતા. ઇ. સ. ૧૮૭૭ના જાનેવારીની ૧ લી. તારીખે નામદાર મહારાણીશ્રીએ કેસરે-હિંદનો ઇલકાબ ધારણ કર્યાને પ્રસંગે તેમને આપેલા સમ્માન ચિહ્ન સ્વરૂપ પ્રશંસાપત્રમાં એ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. તેમાં લખ્યું છે કે—"ભારત સામ્રાજ્યની અધીશ્વરી મહારાણી **શ્રી** વિક્ટોરિયાને નામે, રાજપ્રતિનિધિ અને ગવરનર જનરલ બહાદૂરની આજ્ઞાથી પંડિત ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર મહાશયને વિધવાવિવાહ પક્ષના દળના અગ્રણી અને સમાજ સંસ્કારપ્રિય હિંદુઓના પરિચાલક તરીકે આ પ્રશંસાપત્ર આપવામાં આવે છે."

( સ્વાક્ષર ) રીચર્ડ ટેમ્પલ. ×

તે પછી ઇ. સ. ૧૮૮૦ના જાનેવારીની ૧લી. તારીખે સરકારે તેમને સી. આઇ. ઇ. નો માનવંત ઇલકાબ આપીને રાજસમ્માનમાં અધિકતર સમ્માનિત કર્યા હતા. ઉપાધિ વિતરણ વિષયમાં સરકારની જે પદ્ધતિ જોવામાં આવે છે તે પ્રમાણે એવા ખરેખરા લોકપક્ષી સ્વતંત્ર વિચારના વીરમર્દને એ પ્રમાણે રાજસમ્માનથી વિભૂષિત કરવામાં આવ્યા હતા, એ વાત એમની સર્વજન-પ્રિયતા અને સન્નિષ્ઠા સંપૂર્ણ રીતે સિદ્ધ કરે છે.

---

× To Pandit Ishur Chundra Vidyasagara in recognition of his earnestness as leader of the widow marriage movement, and position as leader of the more advanced portion of the Indian Community. (Sd) Richard Temple.

# પ્રકરણ ૧૨ મું.

## વિદ્યાસાગરનો ધર્મમત.

અનેકનું ધારવું એવું છે કે વિદ્યાસાગરનો કોઇ પ્રકારનો ધર્મમત નહોતો. પરંતુ તેમના સાથે ઘનિષ્ટ સંબંધવાળા પુરૂષોના અનુભવસિદ્ધ કહેવા ઉપરથી તથા તેમના આચાર વ્યવહારાદિકથી એમ સ્પષ્ટ સમજાય છે કે, તે ઇશ્વર-વિશ્વાસી મનુષ્ય હતા. એક અનાદિ અનંત પુરૂષ સૃષ્ટારૂપે વિશ્વબ્રહ્માંડમાં સર્વત્ર પૂર્ણરૂપે પરિવ્યાપ્ત અને પ્રકાશિત રહેલો છે, તેના જ મંગળ નિયમથી વિશ્વરાજ્ય નિયમિત ચાલે છે, જીવ સકળ તેનામાંથી ઉત્પન્ન થઇને તેમનામાં જ સ્થિતિ કરે છે, અને કાળ પૂર્ણ થયે પાછા તેમાં જ લય થાય છે. આવા મહા ભારતકાર મહર્ષિ વ્યાસદેવે કહેલા સૂક્ષ્મતર ધર્મસૂત્રમાં તેમનો વિશ્વાસ હતો. એવા વિશ્વાસથી જ તે શ્રીયુકત દેવેન્દ્રનાથ ઠાકુરની સાથે આદિ બ્રાહ્મસમાજમાં પ્રથમ જોડાયા હતા. પણ પાછળથી નાના પ્રકારના મતભેદને લીધે ધીરે ધીરે તેમાંથી ખશી ગયા હતા. તેમણે પોતે કહ્યું છે કે, “આ દુનિઆનો એક માલિક છે તે હું સારી પેઠે સમજું છું; તોપણ અમુક માર્ગે નહિ ચાલતાં અમુક માર્ગે ચાલ્યાથી જ નિશ્ચય તેના પ્રિયપાત્ર થવાશે અને સ્વર્ગસુખ મળશે વગેરે વાતો હું સમજી શકતો નથી. તેમ જ લોકોને તે સમજાવવાની ચેષ્ટા પણ કરતો નથી. હું જેવું સમજું છું તેવે માર્ગે ચાલવાનો પ્રયત્ન કરૂં છું. બહુ તાણમતાણ જોઇશ ત્યાં એમજ કહીશ કે એનાથી વધારે કાંઈ હું સમજી શકતો નથી.” બ્રાહ્મસમાજના બહુ પ્રખ્યાત અને આગેવાન ઉપદેશક પંડિત વિજયકૃષ્ણ ગોસ્વામીની સાથે તેમને અત્યંત ગાઢો સંબંધ હતો. એ ગોસ્વામીના કહેવાથી તેમણે પોતાના ‘બોધોદય’ નામના બાળકોને પા-

ેાપયોગી પુસ્તકમાં ઇશ્વર સંબંધી એક નવો પાઠ દાખલ કર્યો છે. એ પાઠમાં જણાવેલા ઇશ્વિરના અસ્તિત્વાદિના વિચારો જો તેમના ધર્મ વિશ્વાસની વિરૂદ્ધ હોય, તો તેમના જેવો શિક્ષાસુહૃદ અને સત્યનિષ્ઠ પુરૂષ, બાળકોના પાઠય પુસ્તકમાં એવો ઇશ્વરબોધક પાઠ કદી પણ દાખલ ન કરે. ઉક્ત ગોસ્વામીનું કહેવું એવું છે કે, વિદ્યાસાગર અતિ પ્રબળ ધર્મ વિશ્વાસવિશિષ્ટ મનુષ્ય હતા. પરંતુ તે પોતાનો ધર્મમત તથા વિશ્વાસ કોઇને પણ દેખાડવા કે જાણવા દેવાનું પસંદ કરતા નહોતા. એ વાત તે સર્વદા ગુપ્ત રાખીને જ ચાલતા.

તે સિવાય બ્રાહ્મસમાજના બીજા પણ ઘણા આગેવાનોની સાથે તેમને પરમ સ્નેહ હતો, અને પ્રયોજન પ્રસંગે એ સમાજનો ખુલ્લો પક્ષ ખેંચતા હતા. બ્રાહ્મવિવાહના કાયદાને સારૂ સમસ્ત બંગાળા દેશમાં બહુ ગરબડ અને વિરૂદ્ધતા ચાલી રહી હતી, ત્યારે તેમણે તે કાયદાની અગત્ય કબુલ રાખીને તેના પક્ષનું સમર્થન કરવા સાથે કાશી વગેરેના પંડિતોને તેને અનુમોદન આપવાનો અનુરોધ પણ કર્યો હતો. વળી એક વેળાએ ભારત બ્રાહ્મસમાજનું પાક્ષિક સંવાદપત્ર “ ધર્મતત્વ ” ચલાવવાનું કામ અર્થાભાવથી કઠિન થઇ પડયું હતું, તે વેળાએ તેમણે એ પત્રના કેટલાક અંક પોતાના છાપખાનામાં મફત છાપી આપ્યા હતા. તે એવો ઉદાર અને ઉચ્ચ પ્રાણ, તથા એવી ગંભીર સહૃદયતા અને મુક્તભાવ લઇને અવતર્યા હતા કે સમાજ અને સંપ્રદાય, શાસ્ત્ર અને વિધિ એ સર્વે જ્યારે તેમના એવા ઉચ્ચ ભાવોને અનુકૂળ હોય ત્યારે તે પણ તેના પક્ષપાતી થતા, અને જ્યારે તે તેનાથી વિરૂદ્ધ જણાય ત્યારે તે સર્વે વિષયના ઘોર શત્રુ બનતા હતા.

———

# પ્રકરણ ૧૩ મું.

## વિદ્યાસાગરનું સ્વર્ગારોહણ.

ક્રમે ઈશ્વરચંદ્રની જીવનલીલા પૂરી થવા આવી. તેમના સ્વર્ગારોહણની પ્રાય એક વર્ષ પહેલાં તેમનાં પ્રિયતમા પત્ની દિનમયીદેવી દુરારોગ્ય રક્તાતિસાર રોગથી કેટલાક દિવસ પીડા ભોગવીને, પતિ, પુત્ર, કન્યાઓ અને તેમનો વિસ્તાર વગેરે અનેક પરિવાર પાછળ મૂકીને પનોતાં થઇ, બંગાળી સને ૧૨૯૫ના ભાદ્રપદ પડવેની આગલી રાત્રે પરલોકવાસી થયાં. સાંસારિક અનેક વિષયોમાં સામાન્ય સામાન્ય બાબતોને માટે ઘણી વાર ઘણા પ્રકારનો ક્લેશ ભોગવવો પડયો હતો, તે સર્વેનું આ વેળાએ સ્મરણ થયાથી પ્રેમિક વર વિદ્યાસાગરના પ્રાણમાં અતિશય પ્રબળ વિચ્છેદાગ્નિ સળગવા લાગ્યો. તેથી એ પત્નીવિયોગથી તે અત્યંત શોકાતુર અને દુઃખી થઇ પડયા. તેમનાં તન અને મન બંનેના ઉપર તેની અસર એટલી બધી થઇ કે તે વખતથી તેમની શારીરિક અને માનસિક બંને પ્રકારની શક્તિ દિન પ્રતિ દિન ક્ષીણ થતી ચાલી. તે પછી કદી પણ સુધરી કે ઠેકાણે આવી શકી નહિ. મનોવેદનાથી ઘણી વાર તે એમ કહેતા કે, હવે શું છે? હવે તો જવું જ જોઇએ! વળી ઘણીક વાર તે એકલા બેશીને બહુ વાર સુધી રડયા કરતા હતા અને કોઇની સાથે વાતચીત પણ નહોતા કરતા. સર્વ પ્રકારના આમોદ પ્રમોદ અને સાંસારિક સુખભોગ ઉપરથી તેમની વૃત્તિ હવે છેક જ ઉઠી ગઇ. સંસાર તેમને શલ્યાગાર જેવો લાગવા માંડયો, તથા પોતે પણ હવે થોડા દહાડા છે, એમ સમજાવા લાગ્યું.

તે પછી ઉત્તરોત્તર તેમની પીડા વધવા માંડી. સ્વાસ્થ્યોન્નતિની આશાથી શિયાળામાં ફરાશડાંગાના વિશ્રામભવનમાં જઇ રહ્યા, પણ

તેથી કંઇ લાભ થયો નહિ. ફાગણ ઉતરતાં ત્યાંથી મન ઊઠયું હતું, તે છતાં જેમ તેમ કરીને વૈશાખ ઉતરતા સુધી તે ત્યાં રહ્યા. તે પછી જેઠ માસમાં પાછા કલકત્તે આવીને દવાદારૂ કરવા લાગ્યા. ચિકિત્સકોની સલાહથી અફીણનું બંધારણ છોડી દેવાની જરૂર જણાયાથી હકીમી દવા કરીને તેમ કરવાની તજવીજ તેમણે કરવા માંડી. તેથી આઠ દિવસ તો જરા ઠીક રહ્યું, પણ પાછું હતું તેમનું તેમ થઇ ગયું. છેક વૃદ્ધાવસ્થામાં મંદવાડના સમયમાં અફીણ છૂટવું બહુ મુસ્કેલ છે. એમ કરતાં જેમ જેમ દિવસ જવા લાગ્યા તેમ તેમ શરીર વધારે દુર્બળ થયા સાથે રોગની પણ વૃદ્ધિ થવા માંડી. આશાડ ઉતરતાં એક દેશી દાક્તર તથા બીજા એક અનુભવી બાબુએ મળીને તેમના રોગની પરીક્ષા કરી, તથા એક ઇંગ્રેજ દાકટરને તેડાવીને તેની પાસે પણ રોગની પરીક્ષા કરાવી, તેથી નક્કી થયું કે હાલત બહુ ભય ભરેલી છે. આખરે એક બીજો ઇંગ્રેજ દાક્તર આણ્યો, અને તેની સાથે પ્રથમના ત્રણે જણે ભેગા મળીને ફરી તપાસ અને મસલત કરી. પરંતુ તે વેળાએ પણ સર્વનો અભિપ્રાય એવો જ થયો કે, તેમનો રોગ દુરારોગ્ય—અસાધ્ય—થઇ પડયો છે. પછી એવી હાલત-વાળાની દવા કરવાનું માથે લેવું તે ઠીક નથી, એમ સમજીને આવેલા ઇંગ્રેજ દાક્તર હયે તેમની ચિકિત્સા કરવાની ના પાડી. વચ્ચે કેટલાક દિવસ સુધી ઉક્ત બાબુએ જ તેમનું ઓસડવેસડ કર્યા કર્યું. આખરે સૌએ સલાહ કરીને દાક્તર સોલજરની હેમીઓપાથી ચિકિત્સા કરવા માંડી. એ દાકટરે પણ રોગ બહુ ભારે છે અને આરામ થવાની આશા નહિ જેવી છે, એવો અભિપ્રાય જણાવ્યો. તે સાથે તેણે એમ પણ કહ્યું કે, શરીરની ક્ષીણતા અને દુર્બળતાની સાથે વૃદ્ધાવસ્થા પણ એવો ભય રાખવાનું એક મુખ્ય કારણ છે.

ચઢતા લોહીવાળા જુવાનને ભારે મંદવાડમાંથી પણ બચવાની આશા રખાય છે. તે પછી કેટલીક હા ના થયા કેડે તે દવા કરવા કબુલ થયો, અને તેની ચિકિત્સાથી થોડા દિવસ ઠીક પણ જણાયું. અનેક પ્રકારની પીડાઓમાં હિક્કાની પીડા સૌથી વધારે હતી, તે એ દાક્તરની દવાથી કોઇવાર ઓછી થતી અને કોઇવાર પાછી વધી પણ જતી. તે ઉપરાંત પ્રથમ થોડો થોડો તાવ આવતો હતો. તે હવે ધીમે ધીમે વધવા લાગ્યો, તેથી તેમનું શરીર છેક અશક્ત થઇ જવા સાથે ચહેરો પણ બહુ ફિક્કો પડી ગયો. એમ કરતાં આખો આશાડ શ્રાવણનો પ્રથમનો કેટલોક ભાગ નીકળી ગયો અને પરિણામે દાક્તર સોલજરે પણ તેમની એવી અવસ્થા થતી જોઇ નિરાશ થઇને દવા કરવી બંધ કરી. પછી બીજી કોઇ દવાથી ગુણ પડવાનો નથી એમ સમજીને, તે પોતે પોતાના વિચાર પ્રમાણે જે દવા પ્રથમ કરતા હતા તે જ પાછી તેમણે કરવા માંડી. એ દવાથી પણ પહેલ વહેલું તો કંઇક ઠીક લાગવા માંડયું, પણ સ્થાયી ગુણ કંઇ થયો નહિ. રહેતે રહેતે અંતકાળનાં સઘળાં લક્ષણો દેખાવા લાગ્યાં. બીજી પીડાઓ શમતી જઇને તાવનું જોર વધી પડયું. જીવન અને મૃત્યુના એવા દીર્ઘકાળ વ્યાપી સંગ્રામમાં પણ છેક છેલ્લી ઘડી સુધી તેમને સારૂં જ્ઞાન રહ્યું હતું. જેઓ ઘણી મુદતે તેમને મળવા કે જોવા આવતા તેમને પણ તેઓ ઓળખી શકતા અને નામ દઇને બેસવાનું કહેતા. વળી તેમાંના કોઇ કોઇની સાથે તો જેમ તેમ કરીને સહેજ વાતચીત પણ કરતા હતા. શ્રાવણની ૧૩, જે એમની જીંદગીનો છેલ્લો દિવસ હતો, તે દિવસે છેક સંધ્યાકાળ સુધી પણ તાવનું જોર ઘણું હતું. આખરે બધું નરમ પડવા લાગ્યું અને રાતના ૨ કલાક અને ૧૮ મિનિટે એ અત્યંત ઉદ્યાગી પુરૂષ હમેશને માટે નિવૃત્ત થઇને અમરધામમાં ચાલ્યા ગયા !!

એ પ્રમાણે વિદ્યાસાગરે દેહત્યાગ કર્યાથી તેમના પુત્ર, કન્યાઓ વગેરે સહિત સૌ હાહાકાર કરીને રડવા કળકળવા લાગ્યાં, અને સર્વે આત્મીય સ્વજનો તથા બંધુ બાંધવો શોક દુઃખથી મ્રિયમાણ થઇને તેમની મૃત્યુશય્યાની ચોતરફ વિંટાઇ બેઠાં. એમ રડતાં કકળતાં અને શોક દુઃખમાં રાત્રિનો બાકી રહેલો સમય જેમ તેમ કરીને કાઢી નાંખી, સવાર થતા પહેલાં તેમના મૃતદેહને નિમતલ્લાના ગંગાઘાટ પર લેઇ જવામાં આવ્યો. ત્યાં જતાં રસ્તામાં તેમના ચિર પ્રિય મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુશન આગળ તેમની પાલખીને જરા વાર થોભાવી હતી. વાયુવેગે તેમના મૃત્યુ–સમાચાર કલકત્તામાં અને ચોતરફ ફરતાં સ્થાનોમાં ફેલાઇ જવાથી, અનેક ધનવાન તેમજ ગરીબ અને ઉચ્ચ, પ્રતિષ્ઠિત તથા સામાન્ય વર્ગના ઘણા માણસો ઘણે દૂર દૂરથી તેમના પુણ્યપવિત્ર મુખારવિંન્દનું છેલ્લું દર્શન કરવાને સારૂ તથા તેમના પ્રત્યેનો પોતાનો કૃતજ્ઞતાનો અને પૂજ્ય ભક્તિભાવ દર્શાવવાને માટે માર્ગમાં તથા સ્મશાન-સ્થળમાં ભેગા થયા હતા. પ્રભાત સમયે ગંગાતીરે ચંદનકાષ્ટ નિર્મિત ચિતા પર તેમને સુવાડીને આત્મીય સ્વજનાદિ મનુષ્યો તે ચિતાને ઘેરીને શોક-સંતપ્ત હૃદયથી અશ્રુપૂર્ણ આંખોએ ચોતરફ ઊભા રહ્યા હતા. તે વેળાના હૃદય-વિદારક દેખાવની એક છબિ (ફોટો) ઉતારી લેવામાં આવી હતી. તે પછી તેમને ચિતા પરથી પાછા હેઠે ઉતારીને અંત્યેષ્ઠિ ક્રિયાનો આરંભ કરવામાં આવ્યો હતો. ત્યારબાદ ચોતરફ સારો પ્રકાશ થયા કેડે, તેમના મૃતદેહને ગંગાસ્નાન કરવાને પાછો ચિતા પર પોઢાડતા પહેલાં કિનારા પર જ રાખીને એક બીજી છબિ ઉતારવામાં આવી હતી. એ બહુ જ આશ્ચર્યની વાત છે કે, જીવિત દશામાં વિદ્યાસાગર જેવા એકાંતમાં એકલા કામ કરવાનું પસંદ કરનારા હતા, તે પ્રમાણે તેમની અંત્યેષ્ઠિ ક્રિયા પરિપૂર્ણ

થતા સુધી પણ એ મહા સ્મશાનમાં બીજા કોઇનું મડદું આવ્યું કે બળ્યું નહોતું. તેમના મૃત્યુની રાતને બીજે દિવસે એટલે જે દિવસે તેમને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો તે શ્રાવણની ૧૪ ને દિવસે તેમના પરલોક ગમનના સમાચાર દેશાન્તરમાં ફેલાઇ ગયા. અને તે જાણી–સાંભળીને ધની, દરીદ્રી, ઉચ્ચ, નીચ, બાળક અને વૃદ્ધ સૌ શોક કરવા લાગ્યા. વિદ્યાલયના વિદ્યાર્થીઓએ પિતૃહીન થયાની પેઠે પગરખાંનો ત્યાગ કર્યો. સમગ્ર સંવાદપત્રોએ સંતપ્ત હૃદયથી પરિતાપપૂર્ણ વાક્યથી તેમના મૃત્યુના સમાચાર પ્રકટ કર્યાં. સ્થળે સ્થળના લોકોએ સભાઓ ભરીને તથા ભગ્ન હૃદયથી અશ્રુપૂર્ણ આંખોએ ભાષણો કરીને શોક પ્રદર્શિત કરવા સાથે, તેમના સ્મૃતિચિહ્નનાં અનેક તરેહનાં આયોજન કરવા માંડયાં. કલકત્તામાં અને સમસ્ત બંગાળા દેશમાં પ્રાય ઘેર ઘેર તથા ઘણીખરી શાળાઓ અને પાઠશાળાઓમાં તેમની છબિઓ સ્થાપવામાં આવી. જુદે જુદે સ્થળે જુદી જુદી જાતનાં સ્મૃતિચિહ્નોની યોજનાઓ થવા લાગી, તે સર્વમાં ઢાકા શહેરમાં થયેલી યોજના ઉલ્લેખને યોગ્ય છે. ત્યાંના નાના મોટા અને ઊંચ નીચ સમસ્ત શેહેરવાસીઓની એક ગંભીર સભા મળી હતી, અને અનેક ઉપયુક્ત વક્તાઓએ મરહુમના ગુણાનુવાદનાં ભાષણો કર્યાં હતાં. સાહિત્યાનુરાગી તરીકે પ્રસિદ્ધ શ્રીયુક્ત રાજા રાજેન્દ્ર નારાયણ રાય બહાદુરે ઢાકા કોલેજમાં "વિદ્યાસાગર સ્કાલરશિપ" નામની માસિક દશ રૂપિઆની એક શિષ્યવૃત્તિ સ્થાપવાને સારૂ રૂપિઆ ત્રણ હજાર તે જ વખતે આપ્યા હતા. વર્દ્ધમાનમાં પણ તેમની એક મોટી છબિ સ્થાપન કરવાની ભવસ્થા થઇ હતી. કલકત્તામાં સર્વ વર્ણના અને સઘળી પ્રતિના માણસોની એક અત્યંત મોટી સભા મળી હતી, અને તેમાં ઘણા સંભાવિત સદ્‌ગૃહસ્થોએ શોક પરિપૂર્ણ ભા-

ષણો કર્યાં હતાં. એ મહાન સભામાં પણ તેમના સ્મૃતિચિહ્નની સ્થાપનાને સારૂ આઠ દશ હજાર રૂપિઆ એકઠા થયા હતા. અને તેવા તરફથી તથા અન્ય સ્થળોએ મળેલી એવી અનેક સભાઓ તરફથી તેમના પુત્ર અને પરિવાર વર્ગના ઉપર શોક પ્રદર્શિત સહાનુભૂતિના પત્રો પણ મોકલવામાં આવ્યા હતા. વળી એક કારીગરે તેમના સ્મરણ–ચિહ્ન તરીકે એક પ્રકારની “ વિદ્યાસાગર વિંટી ” બનાવીને સમસ્ત ભારતવર્ષમાં તેનો બહોળો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યાનું પણ આ લખનારના જાણવામાં છે. તે ઉપરાંત કેટલાક લેખકોએ તથા અનુરાગીઓએ પૂજ્યભાવ પરિપૂર્ણ અત્યંત શોક પ્રદર્શિત ગદ્ય પદ્ય રચનાનાં મોટાં પુસ્તકો પ્રકટ કરીને વહેચ્યાં તથા વેચ્યાં હતાં. એવી રીતે અનેક પ્રકારે તેમની યાદગિરી રાખવાનો પ્રયત્ન થયો હતો, તથાપિ સ્વદેશ, સ્વદેશીઓ અને સાહિત્ય–સંસારની તેમણે બજાવેલી અપૂર્વ સેવાઓનો યોગ્ય બદલો વાળવાનો અને કૃતજ્ઞતા દર્શાવવાનો જેવો જોઇએ તેઓ પ્રયત્ન બંગાળી લોકો તરફથી થઈ શક્યો નથી, એમ કહેવામાં આવે છે. જે સખાવતે બહાદૂર મનુષ્યે દીન દુઃખી દેશી પરદેશીઓનાં દુઃખ મોચનાદિ કાર્યમાં દસ બાર લાખ રૂપિઆ વગર સંકોચે ખરચી નાંખ્યા હતા, અને અનેક પ્રકારે સ્વદેશ અને સ્વદેશીઓના કલ્યાણ સાધનને સારૂ જેણે આત્મસ્વાર્થનો ભોગ આપીને જીવનના શેષ દિન પર્યન્ત રાત્રિ દિવસ અવિરત ઉદ્યોગ કર્યો હતો, તેના સ્મૃતિચિહ્નને સારૂ કલકત્તા જેવા વિશાળ ધનાઢ્ય શહેરની ગંજાવર સંભામાં માત્ર આઠ દસ હજાર રૂપિઆ જ એકઠા થઇને અટકે, એ દેશીઓની ગુણજ્ઞતાને માટે વિચારવા જોગ વિષય છે ખરો. તેમના કરતાં તો બંગાળી સ્ત્રીઓએ તેમની યાદગિરીને માટે જે યથાશક્તિ યોજના કરી છે તે વિસેષ પ્રશંસાને પા-

ત્ર છે. એ સ્ત્રીઓએ પોતપોતામાં ઉઘરાણું કરીને એક ફંડ કર્યું હતું. અને એ ફંડમાં ભરાયેલા રૂ. ૧૬૭૦ ) કલકત્તાની સ્ત્રીઓ અને છોકરીઓ માટેની બેથુન કોલેજમાં વિદ્યાસાગરના નામની એક શિષ્યવૃત્તિ આપવાને સારૂ એ કોલેજની કમિટીને સોંપ્યા છે, એ વાત પૂર્વે જણાવી ગયા છીએ તેનું વાચકોને સ્મરણ હશે જ.

## ઉપસંહાર.

જગતનો ઇતિહાસ એ બીજું કંઇ જ નહિ, પણ ભિન્ન ભિન્ન જાતિની ઉન્નતિ અવનતિનો પ્રતિધ્વનિ માત્ર છે. એવી જાતીય ઉન્નતિ અવનતિમાં જેઓએ ઉન્નતિના અથવા અવનતિના કાર્યમાં સહાયતા કરી છે, તેઓ લોકસમાજમાં અનંતકાળ સુધી પોતપોતાના કૃત્યકર્મને સારૂ પુરસ્કાર વા તિરસ્કારને પાત્ર થઇ રહ્યા છે. પૃથ્વી પરની સર્વ જાતિઓમાં એવા સારા નરતા પુરૂષો વખતોવખત થઇ ગયા છે. પરંતુ જેમણે આત્મભોગે જાતીય જીવનના ગઠન અને ઉદ્ધારના કાર્યને માટે પ્રાણપણે પ્રયત્ન કર્યો છે, તેઓ જ સમાજમાં બહુ માનપૂર્વક પૂજાય છે. વિદ્યાસાગરે પણ એ પ્રમાણે અનેક પ્રકારના સામાજિક તથા અન્યવિધ પીડનથી પીડાઇને અપાર દુઃખ તથા સમયે સમયે દરિદ્રતા ભોગવ્યા છતાં, દેશી સ્ત્રીઓના સુખ સાધનમાં, "વસુધૈવ કુટુમ્બકમ્" પ્રમાણેના ભાવથી સામાન્ય લોકસેવામાં અને વિદ્યા તથા જ્ઞાનવિસ્તારના કાર્યમાં જીવન અર્પણ કરીને અમર કીર્ત્તિ સંપાદન કરી છે.

ધનવાન ગૃહસ્થના બગીચામાં બહુ યત્નથી લાલિત પાલિત થઇને ઊગી તથા ખીલી નીકળતા સુંદર ગુલાબની પેઠે, ઇશ્વરચંદ્ર બહુ સમાદાર અને ખમાખમામાં ઉછર્યા નથી. પણ વગર તજવીજે

પોતાની મેળે સ્વાભાવિક ઊગી તથા ખીલી નીકળતા વનકુસુમની પેઠે તે પણ વીરસિંહના ગ્રામ્ય ગૃહમાં દરિદ્ર બ્રાહ્મણને ઘેર જન્મ ધરીને પોતાની મેળે જ ખીલીને પ્રકાશી નીકળ્યા છે. તેમના નિર્ધન પિતા ઠાકુરદાસે કેવાં દુઃખ-કષ્ટથી તેમનું લાલન પાલન કર્યું છે તથા તેમને ભણાવ્યા હતા તેનું વર્ણન વાંચતાં વિસ્મયની સાથે દુઃખી થયા વિના રહી શકાતું નથી. એ દુઃખવાર્ત્તા સાંભળ્યાથી અશ્રુ સંવરણ થવાં અસંભવિત છે. અપરિચિત એટલે પૂર્વે કદી જેણે જાણ્યું માણ્યું નાહોય એવો બાળક યૌવનમાં પદાર્પણ કરીને, સંસારમાં પ્રવેશ કરીને અને સુખસંભોગ તથા માનસંભ્રમનો અધિકારી થઇને પ્રાય મદમસ્ત બની જાય છે. પરંતુ વિદ્યાસાગરના જીવનમાં એવું અઘટિત કદી પણ બન્યું નથી. વિદ્યાસાગર રૂપ બહુ વિદ્યાના આધાર બનીને, પ્રભૂત જ્ઞાનના અધિકારી થઇને તથા પ્રચૂર ધન-સંપત્તિ અને સમ્માનના અધીશ્વર થઇને કદી એક ક્ષણને માટે પણ વિસ્મૃત થયા નથી, કે તે વીરસિંહવાસી દરિદ્ર ઠાકુરદાસ બંદ્યોપાધ્યાયના પુત્ર છે. પર્ણકુટીર જેવા વાસમાં શૈશવ કાળ કાઢયો હતો, એ વાત તે સર્વદા ગૌરવભેર સ્મરણ કરતા હતા. એકાહારે અને અનાહારે વિદ્યાર્થી અવસ્થા પૂરી કરવી પડી હતી, એ વાત કહેતાં કે જણાવતાં તે કદી પણ અચકાતા નહિ. તો જોકે તેમના સમયમાં તેમના કરતાં વધારે માન સંભ્રમવાળા મનુષ્યો બહુ થોડા હતા.

હાલ બંગાળી લોક જે બંગાળી ભાષાનો ઉપયોગ કરે છે, અને જેની થોડી કે ઘણી આલોચના કરીને તૃપ્તિ પામતા રહે છે, તેને સારૂ તેઓ એ મહા પુરૂષની આગળ વિશેષ ભાવે ઋણી છે. તે અને તેમના સહયોગી સ્વર્ગવાસી અક્ષયકુમાર દત્ત વર્તમાન બંગાળી ભાષાના સૃષ્ટિકર્ત્તા સ્વરૂપ છે. એ બે મહાશયોએ બંગાળી સાહિત્યની

જેવી પરિચર્યા કરી છે, તેવી પરિચર્યાથી તે સાહિત્ય જો વંચિત
રહ્યું હોત, તો તેને હાલના જેવી ત્વરિત ગતિથી ઉન્નતિના પથે અ-
ગ્રસર થવાને બહુ વિલમ્બ થાત, એ નિઃસંશય છે. વિદ્યાસા-
ગરની કાર્યગત મૌલિકતાનાં પ્રચૂર પ્રમાણો તેમની એવી સાહિ-
ત્ય–સેવામાં સમાઇ રહ્યાં છે. એક દિવસના માત્ર કેટલાક કલાકોના
ફળ સ્વરૂપ તેમણે ઉપક્રમણિકા નામનું સંસ્કૃત વ્યાકરણ માર્ગોપદેશિ-
કાનું પુસ્તક રચી તૈયાર કરી કાઢીને બીજે દિવસે સવારમાં તો તે-
મના શિષ્ય અને સ્નેહી રાજકૃષ્ણ બાબુને શીખવવા માંડયું હતું, એ
વાત પૂર્વે તેમના કર્મક્ષેત્રમાં પ્રવૃત્તિના પ્રકરણમાં જણાવી ગયા છીએ,
તે પાઠકોને યાદ હશે જ. એ ઉપક્રમણિકા વ્યાકરણમાં તેમના વિશેષ-
ત્વની વિશિષ્ટરૂપ ઓળખાણ મળે છે. વળી વેતાળ, શકુન્તલા, વિ-
ધવાવિવાહ પ્રબંધ, અને સીતા-વનવાસાદિ પુસ્તકોએ જે લેખિનીનું
ગૌરવ વધાર્યું છે ને વિસ્તાર્યું છે, તે લેખિનીનું વિશેષત્વ એ છે જે,
તે જ સુકુમારમતિ સરળ હૃદય શિશુઓના પાઠોપયોગી સકળ સરલ સુગ-
મ ગ્રંથોની જન્મદાતા પણ છે. વળી એ જ લેખિનીમાંથી વર્ણમાળા અને
સહજ શબ્દવિન્યાસના નમુના સ્વરૂપ વર્ણપરિચયનાં બાળોપયોગી પુ-
સ્તકોની ઉત્પત્તિ થઇ છે, તેની રચના પણ તેમણે ઉપક્રમણિકાની પે-
ઠે જ થોડાએક કલાકોના અરસામાં, પોતાના ઇન્સ્પેક્ટર તરીકેના હો-
દ્દાની રૂઇએ તાબાની નિશાળોની પરીક્ષા લેવાને સારૂ કલકત્તાથી બ-
હાર ગામ જતી વેળાએ રસ્તાની અંદર જ પાલખીમાં બેઠે બેઠે
કરી નાંખી હતી. કોમળ અને કાઠિન્યનો સમાવેશ એ જ તેમના સા-
હિત્ય વિષયક વિશેષત્વને પિછાનવાનું સ્થળ છે.

તે બાલ્યકાળથી જ પરસેવામાં રત રહીને યૌવનના પ્રારંભ
કાળની અંદર જ્યારે માન પ્રતિષ્ઠાના ઉચ્ચ શિખર પર આરોહણ ક-

રતા હતા, ત્યારથી જ ગુણવાનના ગુણનો આદર કરવામાં તથા તેવા મનુષ્યોના સુખસંભ્રમાદિનાં યોગ્ય સાધનો યોજવામાં સદા વ્યસ્ત અને ઉદ્યમશીલ રહેતા હતા. તે સમયનો તેમનો સર્વોચ્ચ અધિકાર અને લોકસમાજમાં તથા ઉચ્ચ પંક્તિના રાજકર્મચારીઓમાં પ્રબળ થતો વગ તેમણે માનવસેવાના કાર્યમાં જ સમર્પ્યો હતો. ગવરનર જનરલ લાર્ડ હાર્ડિંજની સાથે ઓળખાણ થવાની સાથે સાથે જ તેમણે " હાર્ડિંજ શાળાઓ " ની સ્થાપના કરાવી હતી. એવી પ્રેમપૂર્ણ સેવાનો ભાર લેઇને તેમણે તેમના જીવનના મહાવ્રતના ઉદ્યાપનનો સૂત્રપાત્ર કર્યો હતો. જે દેશવિજયી કાર્યકલાપના ભારથી સમગ્ર ભારતવાસીઓ તેમની આગળ નત મસ્તક છે, અને જે સમાજસંસ્કારના કાર્યથી તેમણે સત્સાહસ, સત્યનિષ્ઠા અને મનુષ્યત્વનો પૂર્ણ પરિચય આપીને અક્ષય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, તેનો પણ ક્ષુદ્ર અંકુર તેમની કિશોર વયના છાત્રજીવન–વિદ્યાર્થી અવસ્થા–માંજ અંકુરિત થયો હતો. બાળક ઈશ્વરચંદ્ર, બાળિકા આત્મીયાઓનું બાળવૈધવ્ય અને તેનાથી ઉત્પન્ન થતાં વિવિધ પ્રકારનાં દુઃખ કષ્ટોનો દેખાવ જોઇને ક્રમે નારી સુહૃદરૂપ બની ગયા હતા. વૈશાખ માસનો પ્રચંડ સૂર્ય જ્યારે ચારે દિશાને દગ્ધ કરતો હતો, ત્યારે બાળિકા વિધવા આત્મીયાઓને શુષ્ક કંઠે ભૂમિશય્યા પર પડીને આમ તેમ તરફડિયાં મારતી જોઇ, એ જ બાળકે પ્રતિજ્ઞા કરી હતી કે, જો કદી સુયોગ મળશે, તો કોમળપ્રાણા રમણીગણનાં દુઃખ અને દુર્દશા દૂર કરવાનો પ્રયત્ન કરીશ. તેમના અધ્યાપક વૃદ્ધ વાચસ્પતિની બાળિકા સ્ત્રીને જોઇને દારૂણ મનસ્તાપથી તેમણે રડી દીધું હતું. એ પ્રમાણે તેમણે માત્ર એક બાળિકાના ભાવી પરિણામનો વિચાર કરીને બાળકની પેઠે રડી દીધું હતું, તથા તે સમયનાં એવા પ્રકારનાં બીજાં સેંકડો ઉદાહરણોએ તેમના ચિત્તને જે આકર્ષણ કર્યું હતું,

અને પછી ક્રમે ક્રમે તે એવી અસાહાય અબળાઓના પરમ બંધુ થઈ પડયા હતા, તે તેમના જેવા સહૃદય મનુષ્યના પક્ષે સ્વાભાવિક અને સંગત જ હતું.

દરિદ્રીને ઘેર નાના પ્રકારના અભાવની અંદર જન્મગ્રહણ કરીને જનસમાજના શિરોમણી બનવાને સમર્થ થવું અને ચિરદિન દીન જનોના સુહૃદરૂપે જીવનલીલા પરિપૂર્ણ કરી જવું, એ પુરૂષ-શક્તિ-વિશિષ્ટ મહાત્મા પુરૂષનું કાર્ય છે. તે વિદ્યાલયમાં આદર્શ વિદ્યાર્થીરૂપે, કર્મસ્થાનમાં નિષ્ઠાવાન અને કર્ત્તવ્યપરાયણ કામદારના આદર્શરૂપે તથા બંગાળી સાહિત્ય વિષયમાં સરલ, સુધારેલી અને શ્રુતિમધુર ગદ્ય રચનાના પંથપ્રદર્શક રૂપે જગતની આગળ જાણે ઉભા રહેલા છે. સુહૃદસેવામાં મિત્રોના દુઃખમાં ભાગ કરવામાં—તેમના તુલ્ય બીજા થોડાજ મળી આવશે. રાજા પ્રતાપચંદ્ર સકળ અવસ્થામાં એક ખરા સુહૃદયરૂપે તેમને પડખે ઉભા રહ્યા હતા. વિધવાવિવાહ સંબંધી ખટપટ અને ઉત્પાતમાં એ રાજાએ પોતાનાં ધન અને સામર્થ્ય તેમજ વગના બળદ્વારા તેમને સહાયતા કરી હતી. ચિરદિન તે એ આત્મીયતાના ઋણનું સ્મરણ કરતા હતા અને એ નિષ્ઠાવાન બંધુના લોકાન્તરગમન પછી તેના નાની ઉમ્મરના પુત્રોના કલ્યાણનાં કાર્ય કરવાને સારૂ સર્વ પ્રકારની અડચણો અને અગવડો તેમણે સહન કરી હતી. સમાજ—સંસ્કાર—ક્ષેત્રમાં આજ તેમની ખોટ પૂરી પાડે એવું કોઇ નથી. તે જેવા વીરવેષથી મેદાનમાં પડીને જાતીય જીવનનો કચરો પુંજો સર્વ દેખાડી આપવાને તથા તે કચરા પુંજાને જુદો કરી ઉપાડીને દૂર ફેંકી દેવાને દૃઢપ્રતિજ્ઞ અને નિશ્ચયવાળો થયા હતા, તે તેમના કાર્યનો યોગ્ય સમાદર લોકોથી થઇ શકયો નથી. સમય અને અવસ્થાના તથા રૂઢિના બંધનથી બંધીવાન બનેલા લોકો, તેમની મુક્તશક્તિ, મુક્તિભાવ અને અતિમાનુષ ઔદાર્યનો સ-

બાહર શી રીતે કરી શકવાના હતા ? તેમના કાર્યકલાપનું તુલનાસ્થળ તે પોતે જ છે, તેમની બીજી તુલના મળશે નહિ. સમાજ સંસ્કારના આંદોલનમાં તેમણે જનસમાજના સમક્ષે પ્રકૃત આત્મ પરિચય આપ્યો છે. તેમની શારીરિક અને માનસિક શક્તિની અપરમેયતા, તેમનાં વિદ્યાબુદ્ધિ અને જટિલ સામજિક પ્રશ્ન વિષયમાં અભિજ્ઞતા તથા તેમનું રણ નૈપુણ્ય, એ સર્વ એવાં વિચિત્ર અને વિચક્ષણતાનાં પરિચય સ્થળ હતાં કે તે ચિરદિન ભાવી પ્રજાના વિચારનો વિષય થઇ રહેવા સાથે, કાળક્ષયની સાથે સાથે એ મહાત્માના ચરિત્રની માધુરીને અત્યુજ્વળ કરે છે.

મનુષ્ય–પ્રેમનો તેમણે જેવો અનુભવ કર્યો હતો, તથા તે જેવી અકૃત્રિમ સ્નેહદષ્ટિથી મનુષ્ય માત્રને જોતા હતા, તેવા સ્નેહના રસાંજનથી સુરંજિત મધુમિષ્ટ દૃષ્ટિથી માણસોને જોવાનું બહુ થોડા જ લોક શીખે છે. પ્રાણ આપીને પણ પરોપકાર કરવામાં તે ખરેખરા સમર્થ હતા, એ વાત તેમણે પાકી ઉમ્મરમાં કરેલાં શત શત પ્રકારનાં કાર્યદ્વારા સિદ્ધ કરી આપી છે. પરંતુ અમે માત્ર, શી રીતે મનુષ્ય પ્રેમની એવી ધારા પ્રથમ તેમની શૈશવ નિષ્ઠુરતાની દુરતિક્રમણીય દિવાલ ઉલ્લંઘન કરીને જગ-ઝરણનો આકાર ધારણ કરી પ્રબળ વેગે પ્રવાહિત થઇ હતી, તેના ગુપ્ત તત્વનો જ ઉલ્લેખ કરીએ છીએ. બાર વર્ષના બાળક વિદ્યાસાગરે પોતે નાના પ્રકારનાં દુઃખ કષ્ટમાં રહેવા છતાં પણ શિષ્યવૃત્તિના રૂપિઆથી પર–સેવાના કાર્યનો આરંભ કર્યો હતો. એટલી નાની ઉમ્મરમાં જે બાળક એવો પરદુઃખ-કાતર અને પ્રતિજ્ઞાપરાયણ તથા આત્મસુખના કરતાં પરસુખમાં પરિતૃપ્ત હતો, તે ઉત્તરકાળે ખરેખરો નિસ્પૃહ, પરસુખ સાધનપ્રિય અને પર-સેવાપરાયણ મહાપુરૂષ થાય, એ વિધાતાની જ વ્યવસ્થા છે.

તે પરોપકાર કરવામાં પોતાનું કે પારકું, સ્વજાતીય કે વિજાતીય

જાતીય, સ્વદેશી કે વિદેશી, સ્ત્રી કે પુરૂષ, એ કશાનો વિચાર કરતા નહોતા. મનુષ્ય માત્ર તેમના પ્રેમને પાત્ર હતા. એમ જાણવામાં આવ્યું છે કે, એક વિપત્તિગ્રસ્ત મદ્રાસી તેના પરિવાર સહિત મૃત્યુમુખે પતિત થવાની હાલતમાં તેમની સાહાયતા પામીને સકુટુંબ બચવા પામ્યો હતો. વળી એક બહુ પરિવાર વિશિષ્ટ દરિદ્ર ફિરંગી તેમની સહાયતાથી બહુ સંતાન સુધાં ઘણા કાળ સુધી જીવન ધારણ કરી શક્યો હતો. અને સર્વ જન પરિત્યક્ત મુમુર્ષુ સ્વૈરિણી–ગણિકા તેમની સેવાથી નવો અવતાર પામીને કૃતાર્થ થઇ હતી. ગૃહસ્થ લોકોના પ્રયોજનથી ગોવત્સોને પોતાની માતા ગાયોના દુગ્ધપાનમાં બહુ અડચણ પડે છે, એવું જોઇને જે મહાત્મા, દીર્ઘકાળ સુધી દૂધ ખાવાથી વિરક્ત રહ્યા હતા, તેમનું હૃદય કેટલું કોમળ હોવું જોઇએ, તે ઘણાકનાથી સમજી પણ શકાશે નહિ, એ સંદેહ ભરેલું છે. તેટલા માટે જ કહીએ છીએ કે, લોકહિતૈષણા અને જીવદયાના કામમાં અન્ય કોઇની સાથે તેમની તુલના થઇ શકશે નહિ. તે પોતે જ તેમની તુલનાનું સ્થાન છે.

કુલેકુલ સ્રોતથી વહેતી ભાગીરથીનું પવિત્ર ગંગાજળ જેમ પહાડ પર્વતોને અતિક્રમ કરીને પોતાના બંને કાંઠા તરફના પ્રદેશોમાં સુખ સંપદ અને પુણ્ય પવિત્રતાનો વિસ્તાર કરતું કરતું, અનંતરૂપી સમુદ્રાભિમુખે વહ્યું જાય છે, તે પ્રમાણે, શત શત પ્રકારે પ્રતિવેશી જનોને પીડનપ્રિય બાળક ઈશ્વરચંદ્રની પ્રસ્તરવત્ શૈશવ નિષ્ઠુરતાના પાષાણને ભેદ કરીને લોકસેવાની જે મંદાકિની ધારા પ્રવાહિત થઇ હતી, તે પણ સમગ્ર દેશનું સુખ સાધન કરીને સંપદ અને ઐશ્વર્યની વૃદ્ધિ કરી, અસંખ્ય લોકોનાં હૃદય જીતી લઇ અનંતના પંથે અગ્રેસર થઇ હતી.

સમાપ્ત.

# ગુ. વ. સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયેલાં ચારિત્રનાં પુસ્તકો.

| ક્રમ | પુસ્તક | કિંમત |
|---|---|---|
| ૧ | અકબર (રૂલર્સ સીરીઝ) | ૦–૮–૦ |
| ૨ | અકબર ચરિત્ર | ૦–૮–૦ |
| ૩ | આલફ્રેડ ચરિત્ર (મહાન) | ૦–૫–૦ |
| ૪ | ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ૦-૧૨-૦ |
| ૫ | ઉદ્યોગી પુરૂષો | ૦–૪–૦ |
| ૬ | એલ્ફિન્સ્ટન (રૂલર્સ સીરીઝ) | ૦-૧૨-૦ |
| ૭ | કુમારી કાર્પેન્ટર | ૦–૩–૦ |
| ૮ | જાવજી દાદાજી ચોધરી | ૦–૨–૦ |
| ૯ | ડિમોસ્થનીસનું ચરિત્ર | ૦–૨–૦ |
| ૧૦ | ધાર્મિક પુરૂષો | ૦–૪–૦ |
| ૧૧ | નાઇટિંગલ–મીસ ફ્લોરેન્સનું જીવન ચરિત્ર | ૦–૪–૦ |
| ૧૨ | નામાંકિત નારીઓ | ૦–૪–૦ |
| ૧૩ | પાર્વતીકુંવર ચરિત્ર | ૦–૩–૦ |
| ૧૪ | પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણ કીર્તન | ૦–૪–૦ |
| ૧૫ | પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર | ૦-૧૨-૦ |
| ૧૬ | ફ્રાન્સિસ બેકનનું ચરિત્ર | ૧–૪–૦ |
| ૧૭ | ફાર્બસ ચરિત્ર | ૦–૬–૦ |
| ૧૮ | બેન્જામીન ફ્રેન્કલીન | ૨–૦–૦ |
| ૧૯ | બોધક ચરિત્ર | ૦–૪–૦ |
| ૨૦ | રણજીતસિંહ (રૂલર્સ સીરીઝ) | ૦-૧૨-૦ |
| ૨૧ | રાજા રામમોહનરાય | ૧–૦–૦ |
| ૨૨ | લોર્ડ લોરેન્સ (રૂલર્સ સીરીઝ) | ૦-૧૨-૦ |
| ૨૩ | શાહેનશાહ જ્યોર્જ પંચમનું ચરિત્ર | ૦-૧૨-૦ |
| ૨૪ | શાહેનશાહ બાનુ મેરી | ૦-૧૨-૦ |
| ૨૫ | સદ્‌ગુણી સ્ત્રીઓ | ૦–૪–૦ |
| ૨૬ | સર વિલિયમ વોલેશ | ૦–૨–૦ |
| ૨૭ | સર સૈયદ એહમદનું ચરિત્ર | ૦–૮–૦ |
| ૨૮ | સીતા દમયંતીના આખ્યાન | ૦–૨–૬ |
| ૨૯ | સ્ત્રીબોધક સતીચરિત્રો | ૦–૩–૦ |
| ૩૦ | હરિવલભદાસ શેઠનું ચારત્ર | ૦–૬–૦ |
| ૩૧ | હિંદનાં મહારાણી અને તેમનું કુટુંબ | ૦–૨–૦ |
| ૩૨ | હેન્રીફૉસેટનું જીવન ચરિત્ર | ૦-૧૨-૦ |

